# ઔદીચ્યોનો અભ્યુદય.

લેખક:

લજ્જાશંકર રણછોડલાલ રાવલ.
હેડ માસ્તર સ૦ ગુ૦ શાળા નં૦ ૩-વડોદરા.

પ્રકાશક:

લક્ષ્મીશંકર નાગરદાસ આચાર્ય
તથા
મોહનલાલ ત્રિભુવનદાસ દ્વિવેદી.
ઑનરરી જોઇન્ટ સેક્રેટરીઓ, શ્રી બ્રાહ્મ મિત્રમંડળ-કરાંચી.

સને ૧૯૧૮. આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦.



ધી "ગુજરાત" પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું.
પાંચકુવા, ચાર રસ્તા—અમદાવાદ.

કીંમત રૂ. ૦-૧૨-૦

ઔદીચ્ય જ્ઞાતિરત્ન,

રા. બ. કેશવલાલ ગિરધરલાલ ત્રિવેદી,

બી. એ.; એલ.એલ. બી.

માન્યવર મહાશય,

આપશ્રીની સ્વજ્ઞાતિસેવાની ઉત્કૃષ્ટ લાગણી, તથા જ્ઞાતિબન્ધુઓના ઉત્કર્ષની અસાધારણ મનોભાવના; તેમજ રાજા, પ્રજા અને જ્ઞાતિની અપૂર્વ પ્રીતિ મેળવવાના ઉત્તમ સદ્ગુણોથી આકર્ષાઈ; જ્ઞાતિસેવા નિમિત્તનું આ લઘુ પુસ્તક આપનેજ સહર્ષ સમર્પણ કરી કૃતાર્થ થઈએ છીએ.

લી૦ સેવકો,

લક્ષ્મીશંકર નાગરદાસ આચાર્ય.
મોહનલાલ ત્રિભુવનદાસ દ્વિવેદી.
ઑ. જો. સેક્રેટરીઓ, શ્રી બ્ર. મિત્રમંડળ,
કરાંચી.

# પ્રકાશકની પ્રસ્તાવના.



આ પુસ્તકનો જન્મ આપનાર, પોષણ આપી જનસમાજની સેવા બજાવવાને તેમના કરકમળમાં સાદર સમર્પણ કરનાર "**શ્રી બ્રહ્મ મિત્રમંડળ**" હોવાથી તેના સંબંધી બે બોલ આપ સુજ્ઞ બન્ધુઓ સમક્ષ રજૂ કરવાની હું મારી ફરજ સમજું છું.

"**શ્રી બ્રહ્મ મિત્ર મંડળ**" બ્રાહ્મણ જ્ઞાતિના સમૂહનું એક અંગ છે. ભિન્ન ભિન્ન શાખાઓમાં વિભક્ત થયેલા પરન્તુ મૂળ એકજ વૃક્ષના અંશરૂપ અનેક બન્ધુઓ આ મંડળના સભ્યો છે, અને પોતાના વૃક્ષરૂપ બ્રહ્મત્વને ખીલવવાના બનતા પ્રયત્નો કરી રહ્યા છે.

આ "બ્રહ્મ મિત્રમંડળ"ના સભ્ય વર્ગનો મોટો ભાગ ઔદીચ્ય બન્ધુઓનો હોઇ, શરૂઆતમાં તેના કાર્યવાહકો ઔદીચ્ય બન્ધુઓજ હતા અને તેથી પોતાની જ્ઞાતિના ઉત્કર્ષને માટે તેઓનું ધ્યાન ખેંચાયું અને શ્રી **બીલખા** મુકામે ભરાયેલા "**શ્રીઅખિલ ભારત વર્ષીય ઔદીચ્ય બ્રહ્મસમાજ**" ના નવમા સંમેલન પ્રસંગે આ સંસ્થાના કાર્યવાહક રા. રા. **મણિશંકર સોમનાથ રાવળે** જાહેર કર્યું કેઃ—"**ઔદીચ્યોની પ્રાચીન અને અર્વાચીન સ્થિતિ અને હાલની અવનતિભરેલી સ્થિતિ સુધારવાના ઉપાય**" એ વિષય ઉપર નિબંધ લખી મોકલનાર પૈકી **શ્રીમાન્ બ્રહ્મનિષ્ઠ મહાત્મા નથુરામ શર્મા** તથા **શ્રીયુત્ ગણપતરામ અનુપરામ ત્રિવેદીએ** નક્કી કરેલા ઉત્તમ લેખકને "**શ્રી બ્રહ્મ મિત્રમંડળ**" તરફથી રૂા. ૧૦૦) નું પારિતોષિક આપવામાં આવશે.

આ જાહેરાત ઉપરથી કેટલોક સમય વીત્યાબાદ માત્ર આ એક નિબંધ અમોને મળ્યો; અને લેખકે લીધેલા શ્રમ તરફ દૃષ્ટિ કરતાં, તે પારિતોષિકને લાયક ગણાયો. એટલે મંડળ તરફથી નિબંધના લેખક **શ્રીયુત્ લજ્જાશંકર રણછોડલાલ રાવળને** રૂા. ૧૦૦) આપવામાં આવ્યા.

જેવા પ્રસંગે આ નિબંધ લખાયો, તેવોજ પ્રસંગ કરાંચીમાં ઉપસ્થિત થયેલો જોઇ **અ૦ ભા૦ વ૦ ઔ૦ બ્રા૦ સમાજના** તેરમા સંમેલનના પ્રસંગને સાધી, આ મંડળના કાર્યવાહકોએ આ નિબંધ પુસ્તકના આકારમાં મૂકવાની યોજના કરી અને અલ્પ સમયમાં બનતો શ્રમ ઉઠાવી યોગ્ય સંશોધન સાથે પ્રકટ થયેલો જોઇ, અમે કૃતકૃત્ય થઇએ છીએ.

આ પુસ્તક આદીચ્ય બન્ધુઓમાં મફત વહેંચાય, એમ અમારી ઇચ્છા હતી; પરંતુ સમયના અભાવે અમારા એક બે પ્રયત્નો છતાં, તેમાં અમે સફળ થઇ શક્યા નથી, તોપણ અમે એટલું તો કરી શક્યા છીએ, કે માત્ર ખર્ચે જેટલીજ કિંમત રાખી છે.

મનુષ્યોની અંદર જે જે ઉચ્ચ શક્તિઓ છે, તે શક્તિથી ઘણાં મહાન્ કાર્યો કરી શકાય છે. મહા મહા યોગીજનો, શિરોમણી કવિયો-અને પ્રખ્યાત વિદ્વાનો, તત્વવેત્તાઓ તથા કારીગરો વગેરેની બુદ્ધિ-ઓએ દુનિયાપર જે મહાન્ કાર્યો કરી, જગતને વિસ્મયસાગરમાં ડૂબાવી દીધું છે તથા જેઓ હાલ પણ અગણિત ચમત્કારિક પ્રયોગો ભજવી વિસ્મય પમાડે છે, તે સર્વ ઇશ્વરદત્ત અદ્‌ભૂત શક્તિઓના પરિણામ વગર બીજું હોઇ શકે નહિ. અંગના અવયવો જેમ બરા-

પર કસરત અને વ્યાયામ સિવાય પ્રફુલ્લિત થતાં નથી, તેમજ મગજ શક્તિઓને પણ અભ્યાસ અને અધ્યયનરૂપ વ્યાયામ આપ્યા સિવાય તેઓ વિકસતી નથી. મનુષ્ય જો કાંઇપણ પ્રયાસ ન કરે, તો હમેશાં સ્થિરાવસ્થામાં જ રહે છે; પરંતુ જેમ જેમ ગતિમાં આવે છે, તેમ તેમ આગળ વધે છે. માનસિક શક્તિઓને અતિ ઉંડા તર્કોમાં અને વિચારોમાં જોડવામાં આવે છે, ત્યારેજ તેઓ મહાન્ ફળની કર્તા બની શકે છે. **મહાકવિ કાલિદાસ, ભવભૂતિ** અને **શેકસપિયર, એઓએ** ઉત્તમ જ્ઞાનપ્રાપ્તિ કરેલી, તે અતિ પ્રયાસવડે મગજશક્તિઓ વિકસિત કરવાથીજ; માટે પ્રત્યેક વિદ્વાન્ બન્ધુઓએ સેવાધર્મ સ્વીકારી લઇ, અજ્ઞાત વર્ગને સુધારી, તેઓની મગજશક્તિ ખીલવવા સતત્ પ્રયત્નશીલ થવું જોઇએ. **જ્ઞાતિના કલ્યાણ માટે સાચા સેવકોની જરૂર છે.**

આ પુસ્તક ઔદીચ્ય શાખાના નિમિત્તથીજ લખાયું છે ખરૂં, તોપણ બ્રાહ્મણ એક વૃક્ષરૂપ હોઇ આખા લેખનો મોટો ભાગ બ્રાહ્મણ જ્ઞાતિને અવલંબીને લખાયો છે, પરંતુ ઔદીચ્યોના નિમિત્તે તૈયાર થયું હોવાથી તથા તેમાં તેના અભ્યુદયની રૂપરેખા દોરાએલી હોવાથી આ પુસ્તકનું નામ "**ઔદીચ્યોનો અભ્યુદય**" રાખવામાં આવ્યું છે. "**શ્રી બ્રહ્મ મિત્રમંડળ**" તરફથી આવા ઉપયોગી નિબંધો લખાવવાના પ્રયત્નો ચાલુ છે.

પ્રસ્તુત પુસ્તકનાં પ્રુફો તપાસવામાં અમારા પરમ સ્નેહી **રા. રા. ધીરજલાલ લક્ષ્મીરામ વ્યાસ** બી. એ. તથા **રા. રા. નાગરદાસ જે. રાવળે** અમને સંપૂર્ણ સહાય કરી છે, તેથી આ સ્થળે અમે તેઓનો ઉપકાર માનીએ છીએ.

જે પ્રેસમાં આ પુસ્તક છપાઈ આપના કરકમળમાં સાદર થાય છે, તે અમદાવાદના "ગુજરાત પ્રિન્ટિંગ પ્રેસ" ના માલિક અને "ગુજરાતી પંચ" પત્રના ગુણજ્ઞ અધિપતિ રા. રા. સોમાલાલ મંગળદાસ શાહનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનવાનું અમે ભૂલી શકતા નથી; કારણકે તેમણે આ પુસ્તક ઘણીજ થોડી મુદતમાં પ્રકટ કરવાના કાર્યમાં અસાધારણ શ્રમ ઉઠાવ્યો છે. અમે લગભગ એક વર્ષથી તેમના પરિચયમાં આવ્યા છીએ, પરંતુ તેટલી મુદતમાં અમને તેમનાથી સંતોષજ મળ્યો છે અને આ કાર્યથી તો પુરતો સંતોષ પ્રાપ્ત થયો છે.

અંતિમમાં ગુણજ્ઞ વાચકોને જણાવવાનું કે આપ આ પુસ્તક વાંચી, તેનું મનન કરી જ્ઞાતિસેવા કરવા તત્પર થશો, તોજ ઉન્નતિપથમાં આગળ વધી શકશો. અસ્તુ.

| | |
|---|---|
| વસંત પંચમી | લી૦ સેવકો |
| ૧૯૭૪ | લક્ષ્મીશંકર નાગરદાસ આચાર્ય. |
| શ્રી બ્રહ્મમિત્રમંડળ | મોહનલાલ ત્રિભુવનદાસ દ્વિવેદી. |
| કરાંચી. | ઑનરરી જોઇન્ટ સેક્રેટરીઓ. |



# લેખકની પ્રસ્તાવના.



આપ સર્વને વિદિત હશે કે—આપણી જ્ઞાત્યુન્નતિ માટે ભગીરથ પ્રયત્ન કરનાર આપણી અ. ભા. વ. ઔ. બ્રહ્મ સમાજની નવમી બેઠક પૂજ્યપાદ મહાત્મન્ નથુરામ શર્માના પ્રમુખપણા નીચે—તેઓ શ્રીના પવિત્ર નિવાસ સ્થાન બીલખા મુકામે થઈ હતી. તેમાં જ્ઞાતિ હિત માટે ઉંડી દિલસોજી ભરેલી લાગણી ધરાવનાર કરાંચી બ્રહ્મ મિત્ર મંડળના સખી સદ્‌ગૃહસ્થો તરફથી "**આપણી પ્રાચીન ને અર્વાચીન સ્થિતિ ને હાલની અવનતી ભરેલી સ્થિતિ સુધારવાના ઉપાય**" વિષયક નિબંધ લખનાર ઉત્તમ લેખકને સો રૂપીઆનુ પારિતોષિક આપવા જણાવી જ્ઞાતિના ઉછરતા લેખકોપર આભારની વૃષ્ટિ થઈ હતી.

આવાં નરરત્નો ઔદિચ્ય જ્ઞાતિ રૂપ સાગરમાં પડયાં છે—તે જાણી આપણે મગરૂર થવાનું છે. કારણ કે એવાં રત્નોના ઉજ્વલ પ્રકાશથીજ આ અવનતિ રૂપ અંધકારમય મહા રાત્રીમાં આપણી ઉન્નતિ રૂપ મહાદેવીના મંગળમય દર્શન આપણે કરી શકીશું માટે પ્રભુ એવાં નરરત્નોની વૃદ્ધિ કરો ને એવા જ્ઞાતિહિત માટે જીવન ગાળતા—લાગણી ધરાવતા નરરત્નોનાં પવિત્ર જીવનમાં ઉત્સાહનું નવીન લોહી રેડીને—એમના એ પરોપકારી જીવન ઝરાને ચિરંકાળ સ્નિગ્ધ—સજીવન રાખો. **तथास्तु** ।

ઉપર પ્રમાણે ઉક્ત સખી ગૃહસ્થોને આશિષ પુષ્પો ચઢાવી મેં મારૂં કાર્ય શરૂ કરેલું છે.

આકાશ જેવા વિસ્તીર્ણું આ વિષયપર જેટલું બોલીએ–દર્શાવીએ તેટલું ઓછું છે. કારણ કે વિષય મહાન્ ગંભીર ને કીંમતિ છે. તેમાં સાગર જેવી આપણી વિશાળ જ્ઞાતિના જૂદા જૂદા કાળ ને સ્થળના ઉંડા જ્ઞાન ને અનુભવની અપેક્ષા છે ને તેમાં ભૂત ને વર્ત્તમાનનો યથાર્થ ચિતાર આપી ભવિષ્યની ઉત્તમોત્તમ રૂપરેષા દોરવાની છે ને લાખોથી ગણાતી સંખ્યાબંધ વ્યક્તિઓના ભાવિનો વિચાર કરવાનો છે. એટલે એ દૃષ્ટિએ જોતાં–અવલોકતાં–નિબંધનું ક્ષેત્ર વિશાળ બને છે ને તેનું યથાર્થ પરિક્રમણ–દર્શન–કરવા–કરાવવાને સમર્થ શક્તિ, વિશાળ જ્ઞાન ને બહોળા અનુભવવાળા કોઇ મહાત્માની અપેક્ષા છે. પરંતુ તેવી શક્તિઓના અભાવે–આવા વિષય પર લખવા તૈયાર થવું એ એક અણછાજતું સાહસ છે. પરતુ પ્રસ્તુત વિષયમાં તેવાજ ઉદારચરિત મહાત્માઓના પુનિત જીવનનું કાંઇક આલેખન કરવાનું હોવાથી તેમનાજ નામ સ્મરણરૂપ અવલંબનપર મુસ્તકીન રહી વિષયનુ કાંઇક દિગ્દર્શન કરાવવા મેં હિંમત ધરી છે.

હાલ હિમાલયથી કન્યા કુમારી ને સિંધથી બરમા સુધી સર્વ હિંદમાં બલ્કે એશિયામાં પણ સુધારાનો જોસબંધ પવન ફુંકાય છે, ને તે અવનતિના ઘેનથી ઘોરતી માનવ જાતિને જાગૃત કરી તેમને પોતાના કર્તવ્યનું, ને પોતાની જ્ઞાતિની, ને દેશની ઉન્નતિ કરવાનું કંઇ ને કંઇ ભાન કરે છે, હિંદ તરફ દૃષ્ટિ કરતાં તેમાં વસતી ઉત્તમથી કનિષ્ટ સુધીની ઘણીખરી જ્ઞાતિઓ જાગૃતિમાં આવી ગઈ છે, ને પોતાની અવનતિ કરનારાં દૃષ્ટિભૂત કારણોને દૂર કરવાને તથા ઉન્નતિનાં ખરાં કારણો શોધી તેને આચારમાં મૂકવાને એક પગે થઇ રહી છે–વિધવિધ પ્રયત્નો કરી રહી છે. તેવા સમયમાં

સૌથી આગળ સુધારાનો ઝુંડો લઇ ધસનાર આપણી જ્ઞાતિ, કે જે હાલ અજ્ઞાન નિશામાં મસ્ત થઇ કુંભકરણની ગાઢ નિદ્રામાં પડી છે તેને જાગૃત કરવાને આવા ઇલાજો લેવાની ઓછી જરૂર છે. એમ કોણ કહી શકશે?—તેને જાગૃત કરવાને તો જેમ કુંભકરણને જાગૃત કરવાને તેના વિશાળ શરીરપર જબરજસ્ત વાદ્યો વગાડવાં પડયાં હતાં તેમ. સમર્થ વક્તાઓ દ્વારા ઠામો ઠામ આવાં અનેક વ્યાખ્યાનો આપવાની જરૂર છે. જાગ્યા પછી પણ કુંભકરણને જેમ તેના વિશાળ શરીરને લીધે, બગલમાં ઘાલેલા સુગ્રીવે કોચી ખાધેલા સ્વશરીરનું ભાન કરાવવા માટે, મોટા મોટા આદર્શોની જરૂર પડી હતી—તેમ ઔદિચ્ય જેવી વિશાળ જ્ઞાતિના શરીરના કયા કયા ભાગો અજ્ઞાન કપિએ કેવા કેવા, ને કેટલા કોતરી ખાધા છે તે બતાવી આપવાને માટે આવા સેંકડો નિબંધ રૂપી આદર્શોની જરૂર છે, તેની કોણ ના પાડી શકશે?

કદાચ હાલ એવા પણ કહેનાર મળી શકે કે નવ નવ વખત ભારે ખર્ચ કરી પૈસાનું પાણી કરી સમાજો ભર્યા તેથી શું સાર્થક થયું? તો પછી આવાં ભાષણો તો બિચારાં શું કરવાનાં છે! નગારાંના નાદમાં તૂતીનો અવાજ શો?

બેશક ખરૂં છે. અત્યાર સુધી થયેલા સમાજો ને અપાએલાં ભાષણોનું જોઇએ તેવું પરિણામ જનસમાજ રૂબરૂ રજુ થઇ શકયું નથી. માટે, આવા ઉદ્દગારો કાઢનારને રોકી શકાય તેમ નથી પણ તેમણે ધીરજથી વિચાર કરવાનો છે કે મહાન વ્યાધિથી મરણ પથારીએ પડેલા માનવીને, ઉત્તમોત્તમ ઔષધિની પાંચ સાત પડીકીઓ, શું અસર કરી શકે તેમ છે? પાણીથી ભરેલા અગાધ મહાસાગરમાં

પાંચ પચાસ બળતી મશાલો બાળીએ—તો તે કેટલી ઉષ્ણતા લાવી શકે ? કાળી ચૌદશની અંધકારમય મધ્યરાત્રિએ પાંચ સાત સળગતી દીવાસળીઓ કેટલો પ્રકાશ ફેલાવી શકે ? તેમ અજ્ઞાન તિમિરમાં ગરક થયેલી આપણી જ્ઞાતિમાં અત્યારસુધી કરેલા પ્રયત્નો—શું ફળ નીપજાવી શકે ? માટે હિંમત હારવાની નથી. મહાન સમુદ્રમાં નાંખેલી કાંકરી પણ કાંઇક લહેરી—વમળ ઉત્પન્ન કરે છે, વિશાળ વાતાવરણમાં કરેલો એક પણ અવાજ, અનેક મોજાં ઉત્પન્ન કરે છે. તેમ આપણા કરેલા પ્રયત્નો, નિરર્થક જવાના નથી. કૂવામાંથી પાણી ખેંચતાં પથ્થર પર પડેલો દોરડાનો ઘસારો—જો કે તરત માલુમ પડતો નથી. પરંતુ વખત જતાં પથ્થર પર પોતાની સચોટ અસર કર્યા વિના રહેતો નથી. તેમ આપણે કરેલો પ્રયત્ન કોઇપણ દિવસે ફળીભૂત થયા વિના રહેશે નહિ. માટે ઘેટાંના ટોળામાં ભળેલા સિંહને જાગૃત કરવા—સ્વસ્વરૂપનું ભાન કરાવવા—તેનું પ્રતિબિંબ બતાવવું પડે છે. તેમ આ અજ્ઞાનતા ને તેથી ઉપજતા અનેક વહેમો અને કુધારામાં લીન થઈ કર્તવ્ય વિમુખ થયેલા આપણા જ્ઞાતિ બંધુઓને પોતાના ખરા સ્વરૂપનું ભાન કરાવવાને આવા વિષયની ખાસ જરૂર છે. અસ્તુ.



# ઔદીચ્યોના પ્રાચીન ને અર્વાચીન સ્થિતિ

અને

# હાલની અવનતિ ભરેલી સ્થિતિ સુધારવાના ઉપાય.

---

## ૧. પ્રાચીન સ્થિતિ.

પ્રાચીન સ્થિતિ ક્યાંથી ક્યાં સુધીના કાળને કહેવી ? ગુજર મહાન્ પ્રતાપી મહારાજા મૂળરાજે રૂદ્રમહાલય બંધાવી યજ્ઞ નિમિત્તે વિદ્વાન્ બ્રાહ્મણ તરીકે–આપણા પૂજ્ય પૂર્વજોને ઉત્તરમાંથી બોલાવ્યા ત્યારથીજ આપણી ગુજરાતમાં સ્થિતિ થઇ; ને ત્યારથીજ આપણે ઔદીચ્ય સંજ્ઞા પ્રાપ્ત કરી. ત્યારે શું આપણે ગુજરાતમાં આવી ઔદીચ્ય સંજ્ઞા પ્રાપ્ત કરી ત્યાંથીજ આપણી હયાતી સ્વીકારી તે પછીના કાળના પ્રાચીન, અર્વાચીન એવા વિભાગ પાડી વર્ણન આપવું એ આપણા આ લેખને માટે બસ થશે ? ના. આપણી હયાતી તો તે પૂર્વની હતી. તેથીજ ઔદીચ્યોની ખરા ઋષિ–પુત્રો તરીકે ગણના થાય છે. માટે તે પહેલાંના વખતને પણ આ નિબંધમાં સંયુક્ત કરવો પડશે. કારણ આપણો ખરેખરો ઉન્નત કાળ તો તેમાંજ

સમાએલો છે. આથી આપણે એક સંકુચિત મર્યાદામાંથી નીકળી વિસ્તીર્ણ મર્યાદાવાળા મહાન પ્રદેશમાં આવીએ છીએ ને આપણી [illegible] મર્યાદા સંકુચિત મટી અતિ વિસ્તૃત થાય છે.

તે કાળે આપણી બ્રાહ્મણ સંજ્ઞા હતી એટલે આમ આપણે બ્રાહ્મણોના પ્રાચીન ઇતિહાસમાં પ્રવેશીએ છીએ.

## ૨. બ્રાહ્મણોનો પ્રાચીન ઇતિહાસ જાણવાનાં સાધન.

અસલના વખતમાં લેખનકળા શોધાએલી નહોતી. તેમજ હિંદમાં ઇતિહાસ લખવાની જોઇએ તેવી પ્રચલિત પ્રદ્ધતિ પણ નહોતી. એટલે આમ એકજ [illegible] પુસ્તકમાંથી આપણને જોઇતી હકી- [illegible] આપણા ઇતિહાસ [illegible] થએલા [illegible] લેખકોને હાથે. એટલે આપણને ઉપયોગી થાય, [illegible] તેમા સંગ્રહ નથી ને જે કંઇ છે તે પુરતા વિશ્વાસને પાત્ર નથી. આમ એક તરફથી નિરાશ થતી વૃત્તિને બીજી તરફ ફેરવતાં આશાનાં નવાં અંકુરો ઉત્પન્ન થાય છે ને તે જ્ઞાન મેળવવાનો અખૂટ ખજાનો નજરે પડે છે તે આપણા ઇશ્વર પ્રણિત મનાતા વેદ અને બીજા ધર્મ ગ્રંથો છે. પરંતુ તેમાં પણ "ભાગ્ય બે ડગલાં આગળનું આગળ છે" કારણ આપણો એ કીંમતી ખજાનો સંસ્કૃત ભાષામાં [illegible] ભાષામાં રૂપાંતર થએલું [illegible] કામ કરવાને લાયક ને ભાષાના [illegible] પણ કમનસીબ બનીએ છીએ. તે છતાં [illegible] ઉઠાવી મેં આ લેખમાં વેદ તથા કેટલાક ધર્મ પુસ્તકોનો આધાર લીધેલો છે.

## ૩. બ્રાહ્મણોનો પ્રાચીન ઇતિહાસ.

ઉત્પત્તિ—મનુસ્મૃતિ પ્રમાણે સૃષ્ટિ ...
દેહના બે ભાગ કરી તેમાંથી એક અર્ધા ભાગના પુરૂષ ... અર્ધાની સ્ત્રી બનાવીને તે સ્ત્રી વિષે પ્રભુએ વિરાટ નામના પુરૂષને ઉત્પન્ન કર્યા.

**तपस्तप्त्वा सृजद्यं तु स स्वयं पुरुषो विराट् ।**
**तं मां वित्तास्य सर्वस्य स्त्रष्टारं द्विजसत्तमाः ॥**

**मनुः अ. १ श्लो. ३३**

આ વિરાટ પુરૂષે તપ કરીને જે પુરૂષ ઉત્પન્ન કર્યા તે સર્વના ઉત્પન્ન કર્તા મનુ થયા તેમણે—

**अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ।**
**पतीन्प्रजानामसृजं महर्षीनादितो दश ॥**

**मनुः अ. १ श्लो. ३४**

પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છાથી ઉગ્ર તપ આરંભી દશ મહર્ષિઓને ઉત્પન્ન કર્યા. આ મહર્ષિઓ કે જે પ્રજાપતિ કહેવાય છે તેમનાં નામ. (૧) મરિચિ (૨) અત્રિ (૩) અંગિરસ (૪) પુલસ્ત્ય (૫) પુલહ (૬) ક્રતુ (૭) પ્રચેતા (૮) વસિષ્ટ (૯) ભૃગુ (૧૦) નારદ.

**एते मनूंस्तु सप्तान्यानसृजन् भूरितेजसः ।**
**देवान्देवनिकायांश्च महर्षींश्चामितौजसः**

**मनुः अ. १ श्लो. ३६**

તે મહર્ષિઓએ ઘણા તેજસ્વી સાત મનુઓ, મોટા દેવતાઓ, અને તેમનાં સ્થાનકો, અને બીજા પ્રતાપી મોટા મોટા વિદ્વાન ઋષિ-

ઓને ઉત્પન્ન કર્યા. જેમની સંખ્યા ૮૮૦૦૦ ની થઇ પછી તેમની પ્રજાના ગુણ કર્મે કરીને જાતિ વિભાગ થયા.

ભારત પણ નીચેના શ્લોકથી આ હકિકતને પુષ્ટિ આપે છે.

**न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत् ।**
**ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभि र्वर्णतामगात् ॥**

તે જણાવે છે કે બ્રહ્માએ સૃજેલું આ સર્વ જગત પૂર્વે એક બ્રાહ્મણ જાતિનું હતું. મનુષ્યોમાં કાંઇ વર્ણભેદ નહોતો પણ પાછળથી તેઓના જુદા જુદા ગુણો અને કર્મોને લીધે જાતિ વિભાગ પડયા. વળી શુક્રનીતિમાં કહ્યું છે કે—

**न जात्या ब्राह्मणश्चात्र, क्षत्रियो वैश्य एव न ।**
**नच शूद्रो न वै म्लेच्छो, भेदिता गुणकर्मभिः ॥**

જન્મથી કોઇ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર કે મ્લેચ્છ નથી પણ પોતપોતાના ગુણ તથા કર્મે કરીને જાતિભેદ પડેલા છે. વળી મનુસ્મૃતિમાં કહેલુ છે કે—

**लोकानं तु विवृद्ध्यर्थं मुखबाहू रुपादतः ।**
**ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रंच निरवर्त्तयत् ॥**

**मनुः अ. १ श्लो. ३१**

ભૂલોકની વૃદ્ધિને માટે તેમના જૂદા જૂદા શરીરના ગુણ કર્મ વડે (૧) બ્રાહ્મણ (૨) ક્ષત્રી (૩) વૈશ્ય (૪) શૂદ્ર એવા ચાર જાતિભેદ પડયા. એ ચાર વર્ણના લોકોએ પોતપોતાના અંગવડે સૃષ્ટિનું રક્ષણ કરવું એટલે બ્રાહ્મણોએ મુખવડે રક્ષણ કરવું. (૨) ક્ષત્રીઓએ બાહુબળ વડે (૩) વૈશ્યોએ અન્નવસ્ત્રાદિ નિર્વાહનાં સાધન—પદાર્થો

વડે (૪) શૂદ્રોએ ત્રણે જાતિના લોકોના કામમાં સહાયતા કરવા હાથ પગવડે એવા ચાર વર્ણનાં જુદાં જુદાં કર્મ ઠરાવ્યાં માટે આ આખું જગત બ્રહ્મ સ્વરૂપ કલ્પેલું છે. યજુર્વેદમાં કહ્યું છે કે—

**मुखं किम्बाहु किमुरूपादा उच्येते ।**

આ બ્રહ્મસ્વરૂપ જગત—સૃષ્ટિનું મુખ કયું? બાહુ કયા? ઉરૂને પગ કયા? તેના ઉત્તરમાં બ્રહ્મા કહે છે કે—

**ब्राह्मणोऽस्य मुख वासीत् बाहू राजन्यः कृतः ।**
**उरु तदस्य यद्वैश्यः पदभ्यां शूद्रो अजायत ॥**

બ્રાહ્મણ એ મારૂં મુખ છે. ક્ષત્રી એ મારા બાહુ છે. વૈશ્ય, ઉદર ને શુદ્ર પગ છે. આ ચારે વર્ણનાં લોકોવડે આખું જગત પરમાત્માનું અંગ—શરીર છે.

ઉપરના સર્વ શ્લોકોથી સ્પષ્ટ થાય છે કે સૃષ્ટિની ઉત્પત્તિ વખતે સર્વ મનુષ્ય જાત એકજ બ્રહ્મ સ્વરૂપે હતી પણ પાછળથી તેમના ગુણ અને કર્મવડેજ વિભાગ થયા હતા. એટલે આપણા પૂર્વજોએ પોતાના ઉત્તમોત્તમ ગુણ કર્મને લીધેજ બ્રહ્માના પવિત્ર મુખમાંથી ઉત્પન્ન થવાની શ્રેષ્ટતર ઉપમા પ્રાપ્ત કરી હતી, તે વખતે હાલની પેઠે જન્મથી જાતિ નક્કી થતી નહોતી. હલકી વર્ણવાળા પણ ઉત્તમ ગુણ, સતકર્મ ને સદાચાર વડે પોતાનાથી ઉત્તરોત્તર ઉત્તમ જાતિ પ્રાપ્ત કરતા હતા. કારણકે વિશ્વામિત્ર, વસિષ્ટ, મતંગ, કૌશિક, ગૌતમ, પરાશર, નારદ વગેરે વગેરે મહર્ષિઓએ એવીજ રીતે ઉત્તમતા પ્રાપ્ત કરી હતી. ત્યારે અહિં સ્વાભાવિક પ્રશ્ન થાય છે, કે જાતિવિભાગ

પડવાના કારણરૂપ ગુણ કર્મો પૈકી બ્રાહ્મણોમાં એવા કયા ઉત્તમ ગુ[illegible] કર્મો [illegible] કે જેથી તે શ્રેષ્ઠ ગણાયા? આ પ્રશ્નનો ઉત્તર [illegible] આ બ્રાહ્મણ શબ્દમાં શું રહસ્ય છે. એ જણાવવાની જરૂર [illegible] કે એ રહસ્યજ તેનો ઘણો ખરો ઉત્તર આપી દેછે.

## ૪. બ્રાહ્મણ કોને કહેવો?

**जन्मना जायते शूद्रः संस्काराद् द्विज उच्यते ।**
**वेदाभ्यासी भवेद्विप्रो ब्रह्मविद् ब્राह्मणः स्मृतः ॥**

[illegible] મનાતો છે કે [illegible] ગર્ભથી ઉત્પન્ન [illegible] ને [illegible] થાય છે ને [illegible] છે, ત્યારેજ [illegible] કરે છે.

બૃહદારણ્યોપનિષદમાં કહ્યું છે કે, હે ગાર્ગિ જે મનુષ્ય, અક્ષર બ્રહ્મને જાણીને આ લોકમાંથી પરલોકમાં જાય છે. તેજ બ્રાહ્મણ જાણવો.

પુરાણમાં બ્રાહ્મણની વ્યાખ્યા નીચે પ્રમાણે આપે છે.

**[illegible] द्रोह आनृशस्यं तपो घृणा ।**
**[illegible], सब्राह्मण इति स्मृतः ॥**

[illegible]માં સત્ય, દાન, અદ્રોહ, અક્રુરતા, લજ્જા દયા તથા ઇંદ્રિય નિગ્રહ દેખાતાં હોય તેને બ્રાહ્મણ કહેવો.

ज्ञानकर्मोपासनाभि र्देवता राधने रतः।
शान्तो दान्तो दयालुश्च, ब्राह्मण [illegible]

જે જ્ઞાન, કર્મ તથા ઉપાસના યુક્ત, [illegible]
આરાધના રાખનાર, શાન્ત, જીતેંદ્રિય તથા દયાળુ [illegible]
બ્રાહ્મણ કહેવાય.

દેવો બ્રાહ્મણ કોને કહે છે ?

क्रोधः शत्रुः शरिरस्थो मनुष्याणां द्विजो [illegible]
यः क्रोधमोहौत्यजति, तं देवा ब्राह्मणं विदुः [illegible]
यो वदे दिह सत्यानि, गुरुं संतोषये [illegible]
हिंसितश्च न हिंसेत तं देवा ब्राह्मणं विदुः [illegible]
जितेंद्रियो धर्मपरः स्वाध्यायानिरतः शुचिः।
कामक्रोधौ वशे यस्य, तं देवा ब्राह्मणं विदुः ॥३॥
यस्य चात्मसमो लोको धर्मज्ञस्य मनस्विनः।
सर्वधर्मेषु चरत स्तं देवा ब्राह्मणं विदुः ॥ ४ ॥

ક્રોધ એ માણુસના શરીરમાં રહેલા શત્રુ છે. માટે જે ક્રોધ અને મોહને તજે, સત્ય બોલે–ગુરૂને સંતોષ આપે, પોતાને દુઃખ દેનારને સામું દુઃખ ન દે, ઇંદ્રિયોને વશ રાખે, ધર્મ પાળે, અભ્યાસ કરવામાં તત્પર રહે, શુદ્ધ રહે, કામ ને ક્રોધને વશ કરે, ધર્મ જાણે, સ્વાશ્રયી થઇને સર્વ લોકોને પોતાના સમાન ગણે [illegible] [illegible]ના ધર્માચરણ કરે, તેને દેવો બ્રાહ્મણ કહે છે.

विधाता शासिता वक्ता, मैत्रो ब्राह्मण उच्यते ।
तस्मै नाकुशलं ब्रूयान्नशुष्कां गिरमीरयेत् ॥

मनुस्मृति.

ખરો બ્રાહ્મણ કોણ? જે વેદમાં કહેલા પોતાનાં ધર્મ નિયમોને બરાબર પાળે ને પોતાના પુત્ર તથા શિષ્યોને તે ધર્મ શીખવે તથા આગ્રહ કરી પળાવે ને પાપ નિવારણ કરવા માટે જૂદાં જૂદાં પ્રાયશ્ચિત બતાવે ને કરાવે તેમજ સર્વ પ્રાણીઓની સાથે દ્વેષરહિત મિત્રતા ધરાવે તેને ખરો બ્રાહ્મણ કહે છે.

ઉપરના શ્લોકોથી બ્રાહ્મણોમાં સત્ય અદ્રોહ, અક્રુરતા, દયા, લજ્જા, ઇંદ્રિયનિગ્રહ, જ્ઞાન કર્મ ને ઉપાસના યુક્ત ઇશ્વર ભક્તિ, ગુરૂ ભક્તિ, ક્ષમા, મનોનિગ્રહ ધાર્મિકતા, સ્વાશ્રય, પવિત્રતા, સર્વ પ્રાણીપર સમાનતા, અભ્યાસ માટે તત્પરતા; બીજાઓને ધર્મોપદેશ કરીને પોતાના જેવા ધર્મિષ્ટ બનાવવા જેટલી ધર્મોપદેશકતા વગેરે વગેરે ઉત્તમ સદ્ગુણોની અપેક્ષા છે. આપણા પૂર્વજોએ અથવા પ્રાચીન કાળના બ્રાહ્મણોએ તે સવ સદ્ગુણો ગૃહણ કરી ઉત્તમતા પ્રાપ્ત કરી હતી તેથીજ તેમણે બ્રાહ્મણ એવી પવિત્ર સંજ્ઞા પ્રાપ્ત કરી હતી.

## ૫. પ્રાચીન સમયે બ્રાહ્મણોમાં કર્મ પરત્વે પ્રકાર.

अकृष्टफलमूलानि, वनवासरतः सदा ।
कुरुतेऽहरहश्श्राद्धं, ऋषिर्विप्रः स उच्यते ॥

मनुस्मृति.

ખેડયા વગરની જમીનમાં થયેલાં ફળ, મૂળને ખાનાર, સદા વનમાં રહેનાર, રોજ શ્રાદ્ધ તર્પણ કરનાર બ્રાહ્મણ ઋષિ કહેવાય છે.

**उपनीय तु यः शिष्यं वेद मध्यापयेत् द्विजः ।**
**सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥**

**मनुस्मृति. अ. २ श्लो. १४०**

જે બ્રાહ્મણ પોતાના શિષ્યને યજ્ઞોપવિત ધારણ કરાવ્યા પછી કલ્પ અર્થાત યજ્ઞ વિધિત્ર અને રહસ્ય એટલે ઉપનિષદ સહિત વેદની સર્વ શાખાઓ શાસ્ત્રોક્ત નિયમ પ્રમાણે પૂર્ણપણે ભણાવે છે તેને આચાર્ય કહે છે.

**एकदेशं तु वेदस्य वेदाङ्गान्यापि वा पुनः ।**
**योऽध्यापयाति वृत्त्यर्थमुपाध्यायः स उच्यते ॥**

**मनुस्मृति. अ. २ श्लो. १४१**

વેદના મંત્રો તથા તેનાં છ અંગો જે બ્રાહ્મણ, કોઇ પણ માણસને પોતાની આ જીવિકાને માટેજ ભણાવે છે. તેવા બ્રાહ્મણને ઉપાધ્યાય કહે છે.

**निषेकादीनि कर्माणि यःकरोति यथाविधि ।**
**संभावयाति चान्नेन स विप्रो गुरु रुच्यते ॥**

**मनुस्मृति. अ. २ श्लो. १४२**

જે વિપ્ર ગર્ભાધાનના સંસ્કારો યથા વિધિ કરે છે અને અન્ન વગેરેથી સંભાવના રાખે છે, તેને ગુરૂ સમજો ગર્ભાધાન કર્મ

અને સંસ્કાર કર્તા પિતા પણ ગુરૂ ગણાય છે.

**अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ।**
**यःकरोतिव्रुतो यस्य स तस्यर्त्विगि होच्यते ॥**

**मनुस्मृति. अ. २ श्लो. १४३**

જે બ્રાહ્મણ અગ્નિ હોમનું કામ કરે છે અને અગ્નિ ઉત્પન્ન કરીને પાક યજ્ઞ, અગ્નિ હોમ વગેરે યજ્ઞો સંબંધનાં પુણ્ય કર્મ કરે છે ત્હેને રૂત્વિક કહે છે.

**एकाहारेण संतुष्टः षट्कर्मनिरतः सदा ।**
**ऋतु कालाभि गामीच, स विप्रो द्विज उच्यते ॥**

માત્ર એકજ વાર આહાર કરવાથી સંતોષ માનનાર ષટકર્મો કરનાર, રુતુકાળના દિવસોમાં સ્ત્રી પ્રત્યે જનાર બ્રાહ્મણ દ્વિજ કહેવાય છે.

**सावित्र्या वापि गायत्र्या, संध्योपासन वर्जिता ।**
**अज्ञानी क्लिष्टकर्मापि, ब्राह्मणो नामधारकः ॥**

સંધ્યા, ગાયત્રી વગેરે નિત્યકર્મથી રહિત, અજ્ઞાની, ક્લેશ દાયક કર્મ કરનાર તે ખરા બ્રાહ્મણ નહિ પણ નામધારક બ્રાહ્મણ કહેવાય.

ઉપર પ્રમાણે પ્રાચીન બ્રાહ્મણોમાં તેમના કર્મ પ્રમાણે અટકો હતી. પરંતુ છેલ્લા શ્લોકમાં કહ્યા પ્રમાણે કોઇ પણ નામધારક બ્રાહ્મણ નહોતો ત્યારે એવા ઉત્તમ ગુણ કર્મવાળા બ્રાહ્મણોનું શું કર્ત્તવ્ય હતું તે જણાવવું જોઇએ.

७६०८०

## ૬. બ્રાહ્મણોનું કર્તવ્ય.

**शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च ।**

**ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥**

**भगवद्गीता. अ. १८ श्लो. ४२**

શમ–મનોનિગ્રહ, દમ–ઈંદ્રિય નિગ્રહ, તપ–સહનશક્તિ, પવિત્રતા, શાંતિ, સરળપણું, નરમાશ, જ્ઞાન, વિજ્ઞાન અને આસ્તિકપણું એ બ્રાહ્મણનાં સ્વાભાવિક કર્મ છે.

**अध्यापन मध्ययनं यजनं याजनं तथा ।**

**दानं प्रतिग्रहं चैव, ब्राह्मणानामकल्पयत् ॥**

**मनु. अ. १ श्लो. ८८**

બ્રાહ્મણોએ ભણવું ને બીજાઓને ભણાવવું, યજ્ઞ કરવો અને બીજાને કરાવવો, દાન આપવું ને લેવું એ બ્રાહ્મણનાં ૭ કર્મ છે.

**उत्पतिरेव विप्रस्य मूर्तिं धर्मस्य शाश्वती ।**

**स हि धर्मार्थ मुत्पन्नो ब्रह्म भूयाय कल्पते ॥**

**मनु. अ. १ श्लो. ९८**

બ્રાહ્મણનો દેહ તેજ ધર્મનો એક અવયવ છે. તેથી કરીને તે અવયવને ધારણ કરનાર પ્રાણી અર્થાત્ બ્રાહ્મણ તેનું કર્તવ્ય પોતાનાં ધર્મ કાર્ય તથા અન્ય પુણ્ય કર્મોથી સર્વને મોક્ષ પમાડવાનું છે.

**ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।**

**ईश्वरः सर्वभूतानां धर्मकोशस्य गुप्तये ॥**

**मनु. अ. १ श्लो. ९९**

બ્રાહ્મણ પોતના જન્મથીજ જગતના પ્રાણીમાં શ્રેષ્ટ ગણાય છે અને તેના તે પદને લીધે સર્વ ધર્મનું રક્ષણ તેનેજ કરવું પડે છે.

**वेदाभ्यासस्तपोज्ञानमिंद्रियाणा च संयमः ।**
**अहिंसा गुरुसेवाच निःश्रेयसकरं परम् ॥**

**मनु. अ. १२ श्लो. ८३**

બ્રાહ્મણોએ ઉપનિષદ વગેરે વેદના ગ્રંથો વાંચવા અને બરાબર સમજવા. કૃચ્છ્ર તપ વગેરે તપ યજ્ઞ કરવાં, સત્ય જ્ઞાન સંપાદન કરવું, જીતેંદ્રિય થવું કોઇ પણ પ્રાણીને વિના પ્રયોજને દુઃખ થાય તેમ ન કરવું, અહિંસા ધર્મ પાળવો, અને પોતાના ગુરુની બરાબર સેવા કરવી એ સર્વ સાધનો બ્રાહ્મણને મોક્ષ આપનારાં છે.

**सर्वेषां ब्राह्मणो विद्याद्वृत्युपायान्यथा विधि ।**
**प्रब्रूयादितरेभ्यश्च स्वयं चैव तथा भवेत् ॥**

**मनु. म. १० श्लो. २**

બ્રાહ્મણે પોતે વેદમાં કહેલા પ્રત્યેક વર્ણ માટેના ગુજરાનના નિયમો જાણવા જોઇએ–અને જાણ્યા પછી તે પ્રત્યેક વર્ણને સમજાવવા અને પોતાના માટેના ધર્મ નિયમો જે વેદમાં કહ્યા હોય તે પ્રમાણે પાળવા.

ઉપરના શ્લોકોથી જણાય છે કે બ્રાહ્મણોનું કર્ત્તવ્ય ઘણું ગંભીર અને મહાન હતું. અને એ વખતના મનુષ્યોની નેમ ઐહિક સુખ કરતાં પારલૌકિક સુખની પ્રાપ્તિ તરફ વિશેષ હતી. અને એ પોતાની નેમ પાર પાડવાનો મુખ્ય આધાર બ્રાહ્મણો હતા. તેમણે પોતે જીવન મોક્ષ મેળવવાનો ને સર્વને મોક્ષ પમાડવાનો હતો એ યથાર્થ કરવાને તેમને જીવન યજ્ઞમાં સ્વાર્થની આહુતિ આપવાની હતી. માયિક સંસાર સુખની સમીધીઓ હોમવાની હતી, કામ, ક્રોધ, મોહ, મત્સર, લોભ, તૃષ્ણા વગેરેનું બળિદાન આપવાનું હતું ને પરાર્થ

પરાયણ જીવન ગાળવાનું બીડું ઝડપવાનું હતું. આપણા પ્રાચીન પૂર્વજો સર્વનો આનંદથી સ્વીકાર કરી બ્રહ્મત્વ પ્રાપ્ત કરી બ્રાહ્મણ સંજ્ઞાને વિભૂષિત કરતા હતા તેમનાં આવાં પરાર્થ પરાયણ કૃત્યોની કદર થતી હતી તે નીચેના શ્લોકો દુનિયાને પ્રત્યક્ષ કરે છે.

બ્રાહ્મણોનો મહિમા.

**पृथिव्यां यानि तीर्थानि, तानि सर्वानि सागरे ।**
**सागरे यानि तीर्थानि पदे विप्रस्य दक्षिणे ॥**

પૃથ્વીપર જેટલાં તીર્થ છે તે સઘળાં એક સાગરમાં છે, અને સાગર વિષે જેટલાં તીર્થ છે તે સઘળાં બ્રાહ્મણના એક જમણા પગને વિષે રહેલાં છે. અહો શો બ્રાહ્મણનો મહિમા !

**सर्वं स्वं ब्राह्मणस्येदं यत्किंचिज्जगतीगतम् ।**
**श्रैष्ठ्येनाभिजनेनेदं सर्वं वै ब्राह्मणोऽर्हति ॥**

**मनु. अ. १ श्लो. १००**

દ્રવ્યાદિ જે જે વસ્તુઓ જગતમાં છે તે સઘળી બ્રાહ્મણનીજ છે કારણ કે તે બ્રહ્માના મુખથી ઉત્પન્ન થવાથી સર્વ પ્રાણીઓનો સ્વામી છે અને તેથી દુનિયાની સર્વ સ્થાવર જંગમ મિલકત–દોલત-નો તેજ પતિ છે.

**वैशेष्यात्प्रकृतिश्रैष्ठ्यान्नियमस्य च धारणात् ।**
**संस्कारस्य विशेषाच्च वर्णानां ब्राह्मणः प्रभुः ॥**

**मनु. अ. १० श्लो. ३**

સૃષ્ટિએ ઉત્પન્ન કરેલા ચાર વર્ણમાં—

બ્રાહ્મણ પોતાની શ્રેષ્ઠતાને લીધે–પોતાના ઉંચા કુળમાં થયેલા

જન્મને લીધે વેદના જ્ઞાન અને તેમાંના નિયમોની પાલનને માટે શ્રેષ્ઠ ગણાય છે.

**यानुपाश्रित्य तिष्ठन्ति लोका देवाश्च सर्वदा ।**
**ब्रह्मचैव धनं येषां को हि स्यातान्श्च जीविषु ॥ मनु. ॥**

આયુષ્યની આશા રાખનાર, જીવવાની ઇચ્છાવાળો કયો માણસ. જેના ઉપર ત્રણે લોકનો તેમજ દેવતાઓનો આધાર છે અથવા જેનાથીજ તેમની સ્થિતિ છે, અને જેનું મુખ્ય દ્રવ્ય બ્રહ્મ એટલે વેદ છે તેનો ત્યાગ કરી શકે ?

**ब्राह्मणं दशवर्षं तु शतवर्षंतु भूमीपम् ।**
**पिता पुत्रौ विजानीयाद् ब्राह्मणस्तु तयोः पिता ॥**

બ્રાહ્મણ વેદના ભણનાર તથા ભણાવનાર છે અને તેઓ જન્મ માત્રથીજ શ્રેષ્ટ પદને પામેલા છે માટે બ્રાહ્મણ બાળક દશ વર્ષનો હોય અને તેનો વિદ્યાર્થી, ક્ષત્રી રાજવંશી, ને સો વર્ષનો હોય તો પણ તેણે તેને ગુરૂ–પિતા તરીકે ગણી માન આપવું જોઇએ.

**स्वर्गार्थमुभयार्थं वा विप्रानाराधयेत्तु सः ।**
**जातब्राह्मणशब्दस्य सा ह्यस्य कृतकृत्यता ॥**

**मनु. अ. १० श्लो. १२२**

શૂદ્ર મૃત્યુ પછી જો સ્વર્ગ મેળવવા ઇચ્છતો હોય અથવા તો તેના આ જન્મ અને પુનર્જન્મનું કલ્યાણ કરવા ઇચ્છતો હોય તો તેણે બ્રાહ્મણની સેવા કરવી જોઇએ તેમજ વળી જે શૂદ્ર પોતાના બ્રાહ્મણ સ્વામીના નામથી ઓળખાય છે તેના મનની સર્વ ઇચ્છાઓ પાર પડે છે.

**दुःशीलोऽपि द्विजः पूज्यो न च शूद्रो जितेंद्रियः ।**
**अदुग्धापि गौर्पूज्या, सदुग्धा गर्दभी न च ॥**

નઠારા આચરણવાળો પણ બ્રાહ્મણના કુળમાં ઉત્પન્ન થયેલો છે તે પુજ્ય ગણાય છે પરંતુ જીતેંદ્રિય શૂદ્ર પુજાતો નથી કારણકે ગાય દૂધ દેતી ન હોય અભક્ષ કરતી હોય તોપણ તે પૂજવાને યોગ્ય છે. ગધેડી દૂઝણી હોય પણ તે પુજાતી નથી.

ઉપરના શ્લોકોથી પ્રાચીન બ્રાહ્મણોની મહત્તા શ્રેષ્ટતા કેટલી બધી હતી, ને પ્રજા તેમની કેટલી બધી કદર કરતી હતી, તે સ્પષ્ટ થાય છે. આનું કારણ તેમનાં ઉપર જણાવેલાં મહાન્ કૃત્યો ને ગુણો હતાં; કારણકે તેજ જમાનાને દોરનાર ને ઘડનાર હતા. તેઓ ધર્મ, વિદ્યા, ને નીતિના સજીવ ભંડાર હતા. ને તેથી જ તેઓ **भूदेवो** એ સંજ્ઞાથી વિભૂષિત થઇ પૃથ્વીપર દેવ તરીકે પૂજાતા હતા—તેનોજ એ પ્રભાવ હતો. ઉપરના કેટલાક શ્લોકોમાં અભણ, દુરાચારી, નામી બ્રાહ્મણને પણ પૂજ્ય ગણ્યા છે. બ્રાહ્મણોને દુનિયાની સર્વ સ્થાવર જંગમ મિલ્કત—દોલતના ધણી ગણ્યા છે. તે સાંભળીને હાલના બ્રાહ્મણ બંધુઓને ફૂલાઈ જવાનું યા પોતાનીજ સ્થિતિમાં સંતોષ માની બેસી રહેવાનું નથી—કારણ એ શ્લોકો આપવાનો હેતુ હાલના બ્રાહ્મણોને આશ્વાસન આપવાનો અથવા મિથ્યા મમત્વથી આત્મ-શ્લાઘા કરી આડંબરી બતાવવાનો અથવા દુનિયા પરની સ્થાવર જંગમ મિલ્કતના ધણી કરી, નિરૂદ્યમી બનાવી હજુ વિશેષ દારિદ્રતા પ્રાપ્ત કરાવવાનો નથી. પરંતુ તેમને તેમના મૂળ સ્વરૂપનું ભાન કરાવી તે પ્રાપ્ત કરવાની જિજ્ઞાસા પેદા કરવાનો છે. ને તદર્થે તેમના પૂર્વજોની

મહત્તા સમજાવવાનો છે કારણ એ શ્લોકો તો આપણને એમ બતાવી આપે છે કે, આપણા પૂર્વજો એવા મહાન શક્તિવાળા પ્રભાવવાળા ને પવિત્ર હતા કે તેમના તેવા ગુણોને લીધે, તેમના કુળમાં ઉત્પન્ન થયેલા તેવા માણસો કે જે અન્ય સ્થાને કેવળ નિંદ્ય ગણાય તે તેમના પુનિત કુળમાં જન્મ લેવાના પ્રભાવેજ નિંદ્યને બદલે બીજાથી વધારે પૂજ્ય ગણાય. આમાં પ્રભાવ તેમનો નહિ પણ તેમના કુળનો–કુલાધિપતિ મહર્ષિઓનોજ છે કારણ પારસમણિના પ્રભાવથી લોહું સુવર્ણમય થાય તો મહત્તા લોઢાની નહિ પણ પારસમણિનીજ છે. પ્રતાપી ભાનુના તેજોમય કિરણોથી કાચ જેવી વસ્તુ પ્રકાશિત જણાય તો તે પ્રતાપ કાચનો નહિ પણ પ્રતાપી ભાનુનોજ છે તેમજ પતિતપાવની ગંગામાં ભળવાથી ખાળ નીર ગંગ તુલ્ય પવિત્ર ગણાય તો એ પવિત્રતા ખાળ નીરની નહિ પણ ગંગાની છે. તેમજ અભણ, દુરાચારી ને ફક્ત જાતબ્રાહ્મણ પૂજવા યોગ્ય ગણાય તે પ્રભાવ તેમનો નહિ પણ પુણ્યશ્લોક બ્રહ્મર્ષિઓનોજ છે. ઉલટો તેવા મનુષ્યોએ તો ધડો લેવાનો છે કે આવા મણિમય રત્નોની ખાણમાં પથ્થરવત્ ઘડેલા પોતાના દેહને શતવાર ધિક્કાર છે. માટે જે કૃત્યોથી પોતાને ધિક્કારની લાગણી વહોરવી પડે છે, તે કૃત્યોનો જલદીથી ત્યાગ કરી પોતાની જાતિને ઘટે તેવા ઉત્તમોત્તમ ગુણો પ્રાપ્ત કરી પોતાના આ ઉત્તમ નરતનનું સાર્થક કરવું જોઈએ.

તથાસ્તુ

# ૭. બ્રાહ્મણ બાળને સોળ સંસ્કાર.

બાળક એજ ભવિષ્યની પ્રજા છે. બાળક એજ મનુષ્યનો પિતા છે ને ભાવિ પ્રજાની તેમજ કુટુંબની ઉન્નતિ અવનતિને તેના ઉપરજ આધાર છે. એ અમુલાં રત્નોને તેના ખરા સ્વરૂપમાં પ્રકાશિત કરી કિંમતી બનાવવાં અથવા તેમના સ્વસ્વરૂપને વિરૂપ કરી તેમને જડવત ને નમાલાં બનાવવાં તેને મુખ્ય આધાર માબાપ ઉપરજ છે એટલે જે માબાપો પોતાની ફરજ સમજતાં નથી તેમને સંસાર માંડવા કોઇપણ જાતનો અધિકાર નથી. એ ઉત્તમોત્તમ સત્ય, આજથી હજારો વરસ ઉપર, આપણા પુર્વજોને સારી રીતે સમજાએલું હતું કારણકે તેઓ પ્રજોત્પત્તિ કરવી એ જેવી પોતાની ફરજ સમજતા હતા. તેટલેજ અંશે બલ્કે વિશેષ. સુપ્રજા ઉત્પન્ન કરવાની વિશેષ કાળજી રાખતા હતા. તે ગર્ભ ધારણ થાય ત્યારથીજ તેને ઘટિત ઉપચારો કરતા હતા. ને યોગ્ય સંસ્કાર પાડી ખરો મનુષ્ય ખરો બ્રાહ્મણ બનાવતા હતા.

દરેક બાળકને તેના લૌકિક ને પરલૌકિક હિત અર્થે ગર્ભાધાનથી મરણ પર્યંતમાં મુખ્યત્વે કરીને સોળ સંસ્કાર કરવામાં આવતા હતા. તેમનાં નામ. (૧) ગર્ભાધાન (૨) પુંસવન (૩) સીમંત (૪) જાતકર્મ (૫) નામ કર્મ (૬) નિષ્ક્રમણ (૭) અન્નપ્રાશન (૮) ચૌલ કર્મ (૯) મુંજી બંધન (૧૦) વેદાભ્યાસ (૧૧) મહાવ્રત (૧૨) મહા નામ (૧૩) ઉપનીષદ (૧૪) ગોદાન (૧૫) સમાવર્ત્તન (૧૬) વિવાહ લગ્ન પ્રથમના ત્રણ સંસ્કાર ગર્ભ ધારણ થયા પછી તે જન્મ્યા પૂર્વે ગર્ભની શુદ્ધિ ને વૃદ્ધિ અર્થે કરવામાં આવતા.

(૪) જાત કર્મ—પ્રસવ થયા પછી ને બાળકના નાળ છેદનની ક્રિયા થતા પહેલાં તેને જાતકર્મ કરવામાં આવતું. એટલે કે ગૃહ્ય સૂત્રના મંત્ર ભણીને વેદ વિધિ પ્રમાણે તેને સૂવર્ણ, મધ, ઘી એકત્ર કરી (ગળથુથી) ચટાડવામાં આવતાં.

(૫) નામ કર્મ—જન્મ થયા પછી દશમા અથવા બારમા દિવસે શુભ નક્ષત્ર, વાર, તિથિ, વાળું મુહૂર્ત જોઇને બાળકનું નામ પાડવામાં આવતું. નામ ઘણું કરીને મંગળ સૂચક પાડવામાં આવતું. અને જો બાળક દીકરી હોય તો તેનું નામ સહજ ઉચ્ચારી શકાય તેવું, કોમળ, સ્પષ્ટ અર્થવાળુ—મનોહર ને દીર્ઘ-વર્ણાંતિ એવું શુભ સૂચક પાડવામાં આવતું. વળી બાળકનું ઉપરનામ પણ રાખવામાં આવતું તેમાં બ્રાહ્મણ બાળના નામને અંતે વિશેષે કરીને શર્મા શબ્દ જોડવામાં આવતો કારણ કે તે ધર્મ તથા શુભ સૂચક છે. એમ મનાતું.

(૬) નિષ્ક્રમણ—બાળક ચાર માસનું થાય ત્યારે તેને સૂતિકા ગૃહ-માંથી બહાર કાઢી સૂર્ય દર્શન કરાવવામાં આવતું.

(૭) અન્ન પ્રાશન—બાળક છ માસનું થાય ત્યારે તેને અન્ન પ્રાશન બોટણ કરવવામાં આવતું.

(૮) ચૌલ કર્મ—વેદમાં જણાવ્યા પ્રમાણે બાળકના પ્રથમ અગર ત્રીજા વર્ષમાં વાળ ઉતરાવવામાં આવતા.

(૯) મુંજી બંધન—બ્રાહ્મણ પુત્રને ગર્ભથી આઠમે વર્ષે ઉપનયન—ઉપવિત—આપવાની ક્રિયા કરવામાં આવતી જે બાળક બ્રાહ્મણ વેદને ધર્મનો પૂર્ણ અભ્યાસ કરી પોતાના બ્રહ્મ તેજમાં વૃદ્ધિ

કરવા ઇચ્છા રાખતો હોય તેને પાંચમે વર્ષે ઉપવિત ધારણ કરવું એવી શાસ્ત્રાજ્ઞા હોવાથી કેટલાક પાંચમે વર્ષે પણ આ સંસ્કાર કરતા પણ સામાન્યઃ આઠમે વર્ષેજ કરવાનો રિવાજ હતો.

બ્રાહ્મણ બાળને ઉપવિત આપવાના કામની અવધિ વધારેમાં વધારે સોળ વર્ષ સુધીની હતી. એટલે તે પછી તે સંસ્કાર થઇ શકતો નહિ. તેવા સંસ્કાર રહિતને **વ્રાત્ય** કહેતા. ને તે કેવળ શૂદ્રવત્ ગણાતા. દ્વિજોને આ સંસ્કાર થતા હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય કોઇ તે વ્રાત્યની સાથે ભોજનાદિ વ્યવહાર રાખતું નહિ. તોપણ શૂદ્ર કરતાં તેમની સ્થિતિ ચઢીઆતી ગણાતી કારણ યોગ્ય પ્રાયશ્ચિત કર્યાથી તેને પાછળથી પણ આ સંસ્કાર કરાવી પંક્તિમાં લેવા અડચણ નહોતી.

ઉપર પ્રમાણે ઉપનયન સંસ્કાર થયા પછી તરતજ બ્રાહ્મણ બાળકોને વેદાભ્યાસ માટે સારા ગુરૂને ઘેર મોકલવામાં આવતા હતા. કારણ હવે તેમને વેદ શીખવાનો અધિકાર પ્રાપ્ત થયો હતો.

(૧૦) **વેદાભ્યાસ**—ઉપર પ્રમાણે ઉપનયન સંસ્કાર થયા પછી સારા ગુરૂની પાઠશાળામાં મોકલવામાં આવેલો બાળક, ગુરૂને ઘેર રહી, ગુરૂ સેવા કરી, માધુ કરી-ભિક્ષા માગી લાવી, બ્રહ્મચર્યના નિયમોનું પાલન કરી ઓછામાં ઓછાં ૧૨ બાર વર્ષ ને વધારેમાં ૧૬—૨૪—૩૬—૪૮ વરસસુધી રહી, વેદાભ્યાસ કરતો. ને પછી તેને ૧૧ મહાવ્રત, ૧૨ મહા નામ ૧૩ ઉપનિષદ, ૧૪ ગોદાન વગેરે સંસ્કાર સાથે ગુરૂની આજ્ઞાનુસાર ૧૫ સમાવર્તન સંસ્કાર કરવામાં આવતો—અર્થાત પુરો અભ્યાસ કરી, પૂર્ણ જ્ઞાન મેળવ્યાનું માનપત્ર મેળવી, ગુરૂને વંદનનયન—દક્ષિણા વગેરેથી

સંતુષ્ટ કરી આજ્ઞા લઈ પોતાને ઘેર માતપિતાને આવી મળતો એટલે પંદર સંસ્કાર પૂરા થતા. પછી માતપિતા યોગ્ય ઉમરની સમાન ગુણ, કર્મ રૂપ, ને લક્ષણવાળી, સવર્ણીય કન્યા સાથે તેનાં શાસ્ત્ર વિધિસર લગ્ન કરી સોળમો સંસ્કાર પુરો કરતાં હતાં.

ઉપરના સંસ્કારો થોડાક ફેરફાર સાથે ક્ષત્રી અને વૈશ્ય બાળને પણ કરવામાં આવતા. કારણ તેમની દ્વિજ ગણના થતી હોવાથી તે સંસ્કારને પાત્ર ગણાતા. માત્ર શૂદ્રોજ તેના અનધિકારી હતા.

## ૮ ઉપનયન સંસ્કાર.

ઉપર સોળે સંસ્કાર સંક્ષિપ્તમાં આવી ગયા છે. પરંતુ આ સંસ્કારમાં બ્રાહ્મણે ઉપવિત શા કારણથી ધારણ કરવું ? અથવા પ્રાચીન બ્રાહ્મણો ઉપવિત કેવા ઉદ્દેશથી ધારણ કરતા તે હાલની વસ્તુ સ્થિતિમાં સ્પષ્ટ કરવું જરૂરનું લાગવાથી તેમાંનો કેટલોક વૃત્તાંત આ નીચે આપવામાં આવ્યો છે.

વસ્ત્ર ધારણ કરાવવામાં યજ્ઞોપવિત ધારણ કરવામાં તથા આચાર્યને શિષ્યના સંવાદમાં તેનો હેતુ સ્પષ્ટ થાય છે.

## ૯ વસ્ત્ર ધારણ વિધિ.

**ૐ યેનેન્દ્રાય બૃહસ્પતિર્વાસઃ પર્યદધાદ મૃતમ્ તિનત્વા પરિદધામ્યાયુષે દીર્ઘાયુત્વાય બલાય વર્ચસે.**

॥ **શ્રોત્ર મંત્ર** ॥

હાલ માત્ર ઉપરનો મંત્ર બોલી વસ્ત્ર પહેરવામાં આવે છે પણ

તેનો શું ઉદ્દેશ છે? તે મંત્રનો અર્થ સ્પષ્ટ કહે છે, કે જે સામર્થ્ય વડે બ્રહસ્પતિ પરમાત્માએ સૂર્યને તેજોરૂપ વસ્ત્ર ધારણ કરાવ્યું છે તથા જગતના મનુષ્યોને માટે અમૃત–મોક્ષને ધારણ કર્યો છે. તે સામર્થ્ય વડે હુ તને દીર્ઘાયુ, અત્યંત બળ, અને સર્વોત્તમ વિદ્યા પ્રાપ્તિને માટે આ વસ્ત્ર આપીને પરમાત્માની પ્રાર્થના કરૂં છું.

## ૧૦ યજ્ઞોપવીત ધારણ કરવાનો મંત્ર.

**ॐ यज्ञोपवीतं परमं पवित्रं प्रजापते येत्सहजं पुरस्तात् ।**
**आयुष्य मत्र्यं प्रतिमुञ्च शुभ्रां यज्ञोपवीतं बलमस्तुतजः ॥**

આ મંત્ર ભણીને શિષ્ય કહેતાં જે પ્રજાપતિ પરમાત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ પરમ પવિત્ર યજ્ઞમાં સત્કૃત છે. તેની પ્રથમ પ્રાર્થના કરી, આ યજ્ઞોપવીત ( જનોઇ તે પૂજનીય પરમાત્માની ભકિત તથા યજ્ઞનું અનુષ્ટાન કરવાને માટે ધારણ કરૂં છું. તે યજ્ઞોપવીત ઇશ્વરાનુગ્રહ વડે દીર્ઘાયુ, શ્રેષ્ટ ગુણ, બલ તથા તેજનું દાતા થાઓ.

### આચાર્ય શિષ્ય સંવાદ.

**આચાર્ય**—હે પરમાત્મન્ તું યજ્ઞની સમીપમાં વિવિધ સુખ દેવાને માટે રહે છે; હે શિષ્ય આવા પરમાત્મા તરફ પ્રેમ ભક્તિ રાખ. યજ્ઞાદિ દ્રવ્ય યજ્ઞ તથા જ્ઞાનાદિ વિદ્યા યજ્ઞની પ્રાપ્તિને માટે હું તને યજ્ઞોપવીત યુક્ત કરૂં છું.

**શિષ્યઃ**—અગ્નિ, વાયુ, સૂર્ય ચંદ્ર ને ઇન્દ્રને સંબોધી નીચેની પ્રતિજ્ઞા હું કરૂંછું હે વ્રતપતે પરમાત્મન્ હું બ્રહ્મચાર્યવ્રત ધારણ કરૂંછું. તેનું પાલન યથાર્થ રીતે કરવાને મને સમર્થ કરો. બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત્યર્થે આ વ્રત મેં ધારણ કર્યું છે. તે મારૂં વ્રત સફળ થાઓ, એવી મારી નમ્ર પ્રાર્થના છે.

**આચાર્ય**—હે જ્ઞાન સ્વરૂપ પરમાત્મન્ બ્રહ્મચર્યમાં આગમનના વ્રતવાળા આ બટુક સહિત અમે આચાર્યાદિ તારી ઉપાસના કરીએ છીએ કે તુંજ એને મનુષ્યોમાં શોભાયુક્ત અને બ્રહ્મચર્યમાં નિયુક્ત કર તેના અરિષ્ટ નાશ પામો અને તે સુખ પૂર્વક રહો.

**શિષ્ય**—હે ગુરૂ. મેં બ્રહ્મચર્ય વ્રત સ્વીકાર્યું છે મને આપની સમીપ રાખો ને વિદ્યા પઠન માટે મારો સ્વીકાર કરો, તે પછી આચાર્યના પૂછવાથી શિષ્ય પોતાનું નામ જણાવે છે. અને આચાર્ય તેનો સ્વીકાર કરે છે.

**આચાર્ય**—(**आपोहिष्ठा०**) એ મંત્રથી હે સર્વ વ્યાપક પરમાત્મન્ અમને (ગુરૂ શિષ્યને) બળયુક્ત પરાક્રમી કરી તથા સુખ દાતા વિદ્યા આપી તેનો ઉપદેશ કરીએ તેવી બુદ્ધિ આપો.

(**योवः०**) મંત્રથી હે પરમાત્મન્ આ બ્રહ્મચર્યાશ્રમ અત્યંત સુખ કારી આનંદ, જેમ કામનાવાળી માતા પોતાના પુત્રોનું સેવન કરી તેને સુખી કરે છે તેમ હું આ શિષ્યને સુખ પ્રાપ્ત કરાવું.

(**तस्माअहं०**) હે જગદીશ્વર અમને ગૃહસ્થાશ્રમને તૃપ્તિ વિદ્યાથી મળી છે તે આ શિષ્યને પ્રાપ્ત કરાવા હું સમર્થ થઉશ નહી માટે તેમાં આપ મને સહાય થાઓ.

(**तत्सवितुर्वं०**) હે જગદુત્પાદક ઇશ્વર, અમે આપની શરણમાં છીએ આપ અમારા અવિદ્યાદિ દોષોનો નાશ કરી અને અમારા માટે વૃષ્ટિ દ્વારા ઉત્તમોત્તમ આરોગ્યદાયક અન્ન ઉત્પન્ન કરો.

(**देवस्यत्वा०**) હે બાલક જગદુત્પાદક પરમાત્માના બાહુ વડે હું તારા હાથને ગ્રહણ કરૂં છું.

**આચાર્ય—**હે કુમાર પરમાત્માએ તારો હાથ ગ્રહણ કર્યો છે.

**આચાર્ય—ॐ अग्निराचार्यस्तव असौ:** એ મંત્ર ભણીને હે કુમાર જ્ઞાન સ્વરૂપ પરમાત્મા તારા આચાર્ય છે.

પછી પરમાત્માને—હે પરમાત્મન્ આ તારો બ્રહ્મચારી છે તેની તું રક્ષા કર.

હે જગદીશ્વર આ કુમાર જ્યાં સુધી યુવાવસ્થા પૂર્ણ થાય ત્યાં સુધી ( અડતાલીશ વર્ષનું બ્રહ્મચર્ય પાલન કરી ) વેદાદિ વિદ્યાઓ ભણીને સુંદર વસ્ત્રાભૂષણ સજી ( સમાવર્ત્તન કરી ) વિદ્યાદિ ગુણ-યુક્ત થઇ ગૃહસ્થાશ્રમમાં સૂર્ય સરખો તેજસ્વી થાઓ. એમ કહી શિષ્યને—હે બાળક તું સૂર્યના પેઠે ધીમે ધીમે તારી વિદ્યા વડે પ્રકાશિત થા.

હે બાળક જગદીશ્વર, વાયુ વગેરે દેવોના શરણમાં હું તને સોંપું છું. વગેરે વગેરે કહી છેવટે લાડકનો હે બાળક મારા કર્મમાં તારૂં હૃદય ધારણ કરૂં છું. મારા ચિતની અનુકૂલ તારૂં ચિત્ત થાઓ મારા વાણીને એકાગ્ર ચિત્તવડે સાંભળી તે પ્રમાણે વર્ત્તન કર. આ સઘળું કરવામાં જગદ્ગુરૂ પરમાત્મા તને સહાય થાઓ એમ કહી ઇન્દ્રાદિ સર્વ દેવતાઓ, સર્વ વિદ્વાનો, ને સર્વ પ્રાણી માત્રને હું તને અર્પણ કરૂં છું અર્થાત્ એમનું જ્ઞાન મેળવી તેનો યથાર્થ ઉપયોગ કર.

છેવટે તું સો વરસ સુધી જીવ, તું આયુ, તેજસ્વી, બ્રહ્મ જ્ઞાન-વાળો થા ઇત્યાદિ આશિરવર્ચન આપે છે.

સુજ્ઞો આ ઉપરના સર્વ વિવેચનથી ઉપવિતનો આશય તથા ને ધારણ કરવા વખતે કેવી પ્રતિજ્ઞાઓ લેવાય છે તે આપ સર્વને

સુવિદિત થયું હશે આપણા પ્રાચીન બ્રાહ્મણોએજ શુભ આશયથી સત્ય આશયથી સત્ય વચની આચાર્યોએ આપેલો આશિર્વાદ સફળ થતો હાલ તે ક્રિયાને આપણે કેવી રીતે ઉજવીએ છીએ તેનો ખ્યાલ આપને અત્રે જણાવવો ઉચિત ન લાગવાથી આપના સ્વતંત્ર મગજનેજ સોંપું છું.

## ૧૧ બ્રાહ્મણના ચાર આશ્રમ.

પ્રાચીન ઋષિઓએ મનુષ્ય શરીરના બંધારણનો સંપૂર્ણ વિચાર કરી તેની જૂદી જૂદી અવસ્થાઓ પ્રમાણે તેના ચાર આશ્રમ નિર્ણીત કર્યા છે, ને તે પાળવાનો દ્વિજ એટલે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યને અધિકાર આપ્યો છે. મનુષ્ય શરીરના બંધારણનો વિચાર કરતાં તેની જૂદી જૂદી ચાર અવસ્થા છે. (૧) બાલ્યાવસ્થા. (૨) યુવાવસ્થા. (૩) પ્રૌઢાવસ્થાને (૪) વૃદ્ધાવસ્થા. એટલે ઉત્પત્તિ, વૃદ્ધિ, સ્થિતિ, ને લય. વૈદકીય દૃષ્ટિએ–વૃદ્ધિ, યૌવન, સંપૂર્ણતા ને કિંચિત ક્ષય. તે પ્રમાણે દ્વિજોના ચાર આશ્રમ નીચે પ્રમાણે નિર્ણીત કરવામાં આવ્યા છે. (૧) બ્રહ્મચર્ય. (૨) ગૃહસ્થ. (૩) વાનપ્રસ્થ. (૪) સન્યાસ્ત.

### (૧) બ્રહ્મચર્યાશ્રમ.

જન્મથી પચીસ વર્ષ સુધી શરીર, સર્વ ઈંદ્રિયોને ધાતુઓની વૃદ્ધિ થાય છે તેથી તે સમયમાં શરીરનું અમુલું જવાહિર. તેના સંરક્ષણાર્થે ને વેદાભ્યાસને માટેજ આ આશ્રમની વ્યવસ્થા છે. કારણ આ અવસ્થામાં એક વખત પણ સ્ખલિત થાય તો તેથી શરીરને મોટામાં મોટી હાનિ પહોંચે છે, માટે તેના સંરક્ષણાર્થે યોગ્ય નિયમોનું પાલન આ અવસ્થામાં આવશ્યક છે.

પચ્ચીશથી ચાલીશ વર્ષ સુધી ધાતુનો સંપૂર્ણ જમાવ થઇ પુષ્ટ થાય છે ને શરીરના બંધારણનું કામ ક્રમે ક્રમે પૂરૂં થઇ રહે છે એટલે આ આશ્રમનો વધારેમાં વધારે વિસ્તાર અડતાલીશ વરસ સુધી છે. આ આશ્રમની શરૂઆત જીવનની શરૂઆતની સાથે ગણાય છે પણ ખરેખરી રીતે તો ઉપનયન સંસ્કાર થયા પછી તરતજ થાય છે તેમાં મુખ્ય આશય વીર્ય સંરક્ષણને વેદાભ્યાસનો છે કારણ મનુષ્ય પ્રાણીને આ જીવનમાં એ બે બાબતો ઘણીજ અગત્યની છે કારણ કે દેહને આત્મા અરસપરસ ઓતપ્રોત છે કેમકે દેહ, આત્મા વિના મૃત છે નિરર્થક છે ને આત્મા દેહ વિના રહી શકતો નથી. સબબ એકની ઉન્નતિ બીજાની ઉન્નતિ વિના બની શકતી નથી તેથી સૂક્ષ્મ બુદ્ધિવાળા ઋષિઓએ તેની આવી યોજના કહી હતી ને તે દરેક બ્રાહ્મણબાળ માટે પ્રાચીન સમયમાં ફરજીયાત હતી. તેનું પાલન નહિ કરનાર પંક્તિ બહાર ગણાતો ને તેની સાથેનો તમામ વ્યવહાર બંધ કરી તેને શૂદ્રવત્ ગણાતા હતા.

**વય**—આ આશ્રમનું પાલન કરવાને ઓછામાં ઓછી વય પાંચ વર્ષની ગણાતી પણ સામાન્યતઃ આઠમા વર્ષથીજ શરૂઆત થતી હતી. ને અવધિકાળ યથાશક્તિ ૧૨–૧૬–૨૪–૩૬–૪૮ સુધી વધુમાં વધુ ગણાતો. પરંતુ ઓછામાં ઓછું બાર વર્ષ સુધી તો તેનું પાલન અવશ્ય કરવુંજ પડતું. એવી રીતે પાલનના વરસોપરથી બ્રહ્મચર્યના પણ ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ એવા પણ વિભાગ થતા. ૪૮ વરસ સુધી એ ઉત્તમ, ૩૬ વરસ સુધી એ મધ્યમ ને ૨૪ વરસ સુધી એ કનિષ્ટ ગણાતું. (છાંદોગ્ય ઉપનિષદ) સ્ત્રી બ્રહ્મચારિણીને ૧૬ એ કનિષ્ટ, ૨૦ મધ્યમ, ૨૪ ઉત્તમ બ્રહ્મચર્ય ગણાતું પરંતુ તે પછી જીવનપર્યંત પણ બ્રહ્મચારિણી રહેવા છૂટ હતી.

# શાસ્ત્રીય રીતે વ્યાખ્યા.

**" ब्रह्मणे वेदादि विद्यायै चर्य्यते इति ब्रह्मचर्य्यम् ॥**

બ્રહ્મનામ વેદવિદ્યાનું છે અને તે વેદાદિ વિદ્યાઓનો અભ્યાસ કરવા માટે જે વ્રત ધારણ કરવામાં આવે છે તેને બ્રહ્મચર્ય કહે છે આવા વ્રતને જે ધારણ કરે છે તેને બ્રહ્મચારી કહે છે.

**" ब्रह्मणि चारितुं शीलमस्यास्तीति ब्रह्मचारी "**

વેદ વિદ્યાને પ્રાપ્ત કરવા માટે અત્યાવશ્યકનું શીલ જેની અંદર હોય તે બ્રહ્મચારી.

**"ब्रह्म वेदस्तदध्ययनार्थं यद्व्रत तदपि ब्रह्म, तच्चरतीति ब्रह्मचारी'**

બ્રહ્મ અર્થાત વેદ વિદ્યા, અને તે વેદવિદ્યાનું અધ્યયન કરવા માટે જે જીતેન્દ્રિયતા આદિ વ્રત ધારણ કરવામાં આવે છે તેને પણ બ્રહ્મ કહેવામાં આવે છે તે બ્રહ્મ અથવા બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરે તેને બ્રહ્મચારી કહે છે.

**कर्मणा सतता चारात्सर्वावस्थासु सर्वदा ।**
**सर्वत्र मैथुन त्यागो ब्रह्मचर्य्यं प्रचक्षते ॥**

**याज्ञवल्क्य.**

**अपेत व्रतकर्मा तु केवलं ब्रह्मणि स्थितः ।**
**ब्रह्मभूतश्चरन् लोके ब्रह्मचारीति कथ्यते ॥**

**मोक्षधर्म.**

# ૧૨ બ્રહ્મચર્યના લાભ.

પ્રાણી માત્રના સર્વ સુખોની સિદ્ધિનો આધાર જીવન ઉપર છે અને તે જીવનનો મુખ્ય પાયો–પ્રાણની રક્ષાને આધારે છે. પણ આ પ્રાણની રક્ષાનું મુખ્ય અને સર્વોત્કૃષ્ટ સાધન વેદાદિ શાસ્ત્રોની અંદર માત્ર બ્રહ્મચર્યનેજ કહેવામાં આવ્યું છે.

पृथक् सर्वे प्राजापत्याः प्राणानात्मसु बिभ्रति ।
तान्त्सर्वान्ब्रह्म रक्षति ब्रह्मचारिण्या भृतम् ॥

अथर्वण.

જગતપિતા પરમાત્માની મનુષ્યાદિ જીવરૂપ સમગ્ર પ્રજા પોતપોતાના આત્માની અંદર પ્રાણને ધારણ કરે છે પણ તે સર્વ જીવોના પ્રાણની રક્ષા બ્રહ્મચારીએ ધારણ કરેલ બ્રહ્મચર્ય વ્રત કરે છે એટલે સર્વ જીવોના પ્રાણની રક્ષા કરાવવાથી મુખ્ય વસ્તુ બ્રહ્મચર્યજ છે વળી વૃદ્ધ ગૌતમ સ્મૃતિમાં લખ્યું છે કે—

आयुस्तेजो बलं वीर्य, प्रज्ञा श्रीश्च महायशः ।
पुण्यंच यत्प्रियत्वं च हन्यतेऽब्रह्मचर्यया ॥

આયુષ્ય, તેજ, બળ, વીર્ય, બુદ્ધિ, શ્રી અર્થાત્ શોભા, સૌન્દર્ય, ધન, મહાયશ, પુણ્ય અર્થાત્ સારાં કર્મ અને પ્રીતિ ઇત્યાદિ સર્વ શુભ ગુણોનો નાશ બ્રહ્મચર્યનું પાલન ન કરવાથીજ થાય છે માટે પ્રત્યેક વ્યકિતએ ઉપરના ગુણોના રક્ષણાર્થે બ્રહ્મચર્ય પાળવું જરૂરનું છે. એનેજ લીધે.

**वैखानसा वालखिल्यास्तथा चान्ये तपोधनाः ।**
**रसायनमिदं प्राश्य बभुवुरमिता युषः ॥**
**ब्राह्मं तपो ब्रह्मचर्यं चेरुश्चात्यन्त निश्चयाः ।**
**रसायन मिदं ब्राह्ममायुष् कामः प्रयोजयेत् ॥**

વૈખાનસ નામના વાનપ્રસ્થી તપસ્વીઓ, અને વાલખિલ્ય નામના મુનિજનો તથા અન્યાન્ય ઋષિ મહર્ષિ આદિ સર્વ તપોધન મહાત્માઓ ખરેખર આ બ્રહ્મચર્ય રૂપી રસાયનને સેવન કરવાથી દીર્ઘાયુષી થયા હતા અને તેવીજ રીતે ચરકાચાર્ય પણ સર્વ મનુષ્યને ઉપદેશ કરે છે. આયુષ્યની વૃદ્ધિ ઇચ્છનાર મનુષ્યે આ બ્રહ્મચર્યરૂપ રસાયનનું સેવન અવશ્ય કરવું જોઇએ. વગેરે વગેરે સર્વ દૃષ્ટાન્તો વિદિત હોવાને લીધે આપણા પ્રાચીન બ્રાહ્મણો બ્રહ્મચર્યનું યથાર્થ પાલન કરતા. ને તદર્થેજ આ આશ્રમની વ્યવસ્થા કરી હતી. એટલે દરેક બ્રાહ્મણ બાળકને તેનું અવશ્ય પાલન કરવું પડતું.

## ૧૩ બ્રાહ્મણ બ્રહ્મચારીએ નીચે પ્રમાણે સ્વાંગ ધારણ કરવો પડતો.

(૧) શણ અથવા અળસીના રેસાનું બનાવેલું વસ્ત્ર કટીએ પહેરવું પડતું. ને મૃગચર્મ અથવા અજચર્મ ઓઢવું પડતું.

(૨) કટિ મેખલા તરીકે—મુંજની ત્રણ સરખી શેરો ગુંથીને બનાવેલી દોરી પહેરવી પડતી.

(૩) કપાસમાંથી રૂં કાંતી ને તાર બનાવી તેનું વિધિ પુરઃસર બનાવેલું ત્રણ શેરોનું ઉપવિત ધારણ કરવું પડતું.

(૪) બીલી અથવા પલાશ-ખાખરાનો પગથી માથાના વાળ સુધીનો લાંબો, સીધો, ચીકણો, છાલવાળો દાઝયા વગરનો સુંદર દેખાવનો દંડ ધારણ કરવો પડતો. તેનો હેતુ તે પૂર્ણ આયુષ્ય બ્રહ્મજ્ઞાન, તેજ અને ગુણની પ્રાપ્તિને અર્થે હતો.

(૫) એક હસ્તમાં જળ માટે કમંડલુ પકડવું પડતું. ને તે સર્વ સાધનો જીર્ણ, યા ખંડિત થતાં, પાણીમાં પધરાવી યોગ્ય વિધિથી નવીન ધારણ કરવાં પડતાં.

## ૧૪ અભ્યાસ.

યજ્ઞોપવિત ધારણ કરાવ્યા પછી ગુરુઓ શિષ્યને પ્રથમ તો શરીરનાં મળદ્વારો વગેરે છ ઇંદ્રિયોની સ્વચ્છતા અર્થાત પવિત્રતા કેમ પાળવી; તે તથા સ્નાન કરવાના, આચમન કરવાના વિધિ, સાંજ સવાર હોમ કરવાની ક્રિયા, અને મંત્રાધ્યયનથી પ્રણુવ મંત્ર, ગાયત્રી સંધ્યા વગેરે ધર્મ કાર્યો શીખવતા. ને તેનાં રહસ્યો સમજાવતા.

## ૧૫ પ્રણુવ મંત્ર ओ३म् નું રહસ્ય.

ૐ—આ ઓંકાર શબ્દ પરમેશ્વરનું સર્વોત્તમ નામ છે કેમકે એમાં જે अ, उ, म, એ ત્રણ અક્ષર મળીને ओ३म् સમુદાય થયો છે એ એક નામથી પરમેશ્વરનાં બહુ નામ આવે છે. જેમ अકારથી વિરાટ, અગ્નિ, અને વિશ્વાદિ; उકારથી હિરણ્યગર્ભ, વાયુ અને તેજ આદિ; मકારથી ઇશ્વર, આદિત્ય અને પ્રાજ્ઞાદિ નામોના વાચક અને ગ્રાહક છે એનું એવુંજ વેદાદિ સત્ય શાસ્ત્રોમાં સ્પષ્ટ વ્યાખ્યાન કર્યું છે, કે એ સર્વ નામ પરમેશ્વરનાંજ છે.

જુઓ વેદોમાં આવા આવા પ્રકરણોમાં—

ઓમ્ આદિ પરમેશ્વરનાં નામ આવે છે.

**ओ मित्येदक्षरꣳ सर्वं तस्योय व्याख्यानम् ।**

**॥ माण्डुक्य उप. ॥**

**ओमित्येदक्षर मुद्गीय मुपासीत् ॥ १ ॥**

**॥ छांदोग्य उप. ८५ ॥**

**ओ३म् खम्ब्रह्म ॥ ३ ॥** યજુ–**अ. ४० ॥ मं० १७ ॥**

એમાં **ओ३म्** આદિ નામ સાર્થક છે.

**अवतीत्याः आकाशमिव व्यापकत्वात् खम्, सर्वेभ्यो बृहत्वाद ब्रह्म** " રક્ષા કરવાથી **ओ३म्**, વ્યાપક હોવાથી **खम्**, અને સર્વથી મોટા હોવાથી **ब्रह्म**, એ ઇશ્વરનાં નામ છે.

**ओ३म्** જેનું નામ છે અને જે કદી નષ્ટ થતો નથી તેની ઉપાસના કરવી યોગ્ય છે. અન્યની નહિ.

સર્વ વેદાદિ શાસ્ત્રોમાં પણ પરમેશ્વરનું પ્રધાન ને નિજ નામ **ओ३म्** કહ્યું છે અન્ય સર્વ ગૌણિક નામ છે.

**सर्वे वेदाः** કેમકે સર્વ વેદ, સર્વ ધર્માનુષ્ટાનરૂપ તપશ્ચરણ, જેનું કથન માન્ય કરે છે; અને જેની પ્રાપ્તિની ઇચ્છા કરીને બ્રહ્મચર્યાશ્રમ પાળે છે તેનું નામ **ओ३म्** છે ઇત્યાદિ પ્રમાણોથી **ओ३म्** એ પ્રભુનું પવિત્ર નામ છે એમ સિદ્ધ થાય છે માટે દરેક મંત્રની સિદ્ધિને અર્થે તેનો પ્રથમ ઉચ્ચાર કરવો જરૂરનો છે.

## ૧૬ ગાયત્રીનું રહસ્ય.

ગા + ય + ત્રી = ગાયત્રી, ગાનાર ( યથાવિધિ જપ કરનાર )ને પાપ થકી તારે છે માટે તે ગાયત્રી કહેવાય છે.

### તેનો અર્થ.

**ओ३म्**—એ પરમેશ્વરનું મુખ્ય નામ છે.

**भूः** = જે પ્રાણનો પણ પ્રાણ છે. ( **भूवः** ) સર્વ દુઃખોથી મુક્ત કરનાર, ( **स्वः** ) સ્વયં સુખરૂપ હોઇ, પોતાના ઉપાસકોને પણ સર્વ પ્રકારના સુખની પ્રાપ્તિ કરાવનાર ( **सवितुः** ) જગતની ઉત્પતિ કરનાર તથા સૂર્યાદિ પ્રકાશકોના પણ પ્રકાશક સમગ્ર ઐશ્વર્ય દાતા, (**देवस्य**) કામના કરવા યોગ્ય સર્વત્ર વિજય કરાવનાર પરમાત્માનું જે (**वरण्यं**) અતિ શ્રેષ્ટ ગ્રહણ તથા ધ્યાન કરવા યોગ્ય (**भर्गः**) સર્વ કલેશોને ભસ્મ કરનાર શુદ્ધ સ્વરૂપ છે (**तत्**) તેનું અમે (**धीमहि**) ધારણ કરીએ કે જેથી (**यः**) તે પરમાત્મા (**नः**) અમારી (**धियः**) બુદ્ધિઓને ઉત્તમ ગુણ કર્મ સ્વભાવમાં (**प्रचोदयात्**) પ્રેરણા કરે. બૃહદારણ્યકોપનિષદ્ તેના પદોનું નીચે પ્રમાણે માહાત્મ્ય આપે છે.

**भूमिरन्तरिक्षं द्यौरित्यष्टावक्षराण्यष्टाक्षर ँ ह वा एकं गायत्र्यै पदमेवद्‌ु हैवास्या एतत्स यावदेषु त्रिषु लोकेषु तावद्‌ध जयाति योऽस्या एत देवं पदं वेद ॥ १ ॥**

શબ્દાર્થ:—**भूमि, अंतरिक्ष**, ને **द्यौः** આ આઠ ત્રૈલોક્યના નામના અક્ષરો છે તેમ **तत्सवितुर्वरेणियं** આ આઠ અક્ષર વાળું

પ્રસિદ્ધ ગાયત્રીનું પહેલું પદ છે આ ગાયત્રીના પ્રથમ પદનું સ્વરૂપ પ્રસિદ્ધ ભૂમિ આદિ ત્રૈલોક્ય જ છે. એમ ઉપાસના કરે છે. તે આ ત્રણે લોકમાં જેટલું પામવા યોગ્ય છે તેટલું અવશ્ય પામે છે.

**ऋचो यजू ्षि सामानीत्यष्टा वक्षराण्यष्टाक्षर ्ँ हवा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्स यावतीयं त्रयी विधातावद्ध जयति योस्या एतदेवं पदं वेद ॥ २ ॥**

શબ્દાર્થઃ—**ऋचः यजूंषि** ને **सामानि** આ આઠ ( ત્રણુ વિદ્યા )ના અક્ષરો છે. તેમ **भर्गो देवस्य धीमहि** આ આઠ અક્ષર વાળું પ્રસિદ્ધ ગાયત્રીનું બીજું પદ છે આ ગાયત્રીના બીજા પદનું પ્રસિદ્ધ સ્વરૂપ **ऋचा** આદિ ત્રણ વિદ્યારૂપ છે એમ જે ઉપાસના કરે, તે પુરૂષ, આ ત્રણ વિદ્યાથી જેટલું ફળ પ્રાપ્ત થાય; તેટલા ફળને અવશ્ય મેળવે છે.

**प्राणोऽपानो व्यान इत्यष्टा वक्षराण्यष्टाक्षर ँ हवा एकं गायत्र्यै पदमेतदु हैवास्या एतत्सयावदिदं प्राणि तावद्ध जयति योऽस्या एत देवं वदं वेदाथास्या एतदेव तुरीयं दर्शतं पदं परोरजा य एष तपति यद्वै चतुर्थं तत्तुरीयं दर्शतं पदमिति ददृश इव ह्येष परोरजा इति सर्वमुह्येवैष रजउपर्युपरितपत्येव ्ँ हैवाश्रिया यशसा तपति योऽस्या देवं एत पदं वेद ॥ ३ ॥**

શબ્દાર્થઃ—પ્રાણુ, અપાન ને વ્યાન આ આઠ પ્રાણાદિ નામના અક્ષરો છે તેમ **धियो योनः प्रचोदयात्** આ આઠ અક્ષર પ્રસિદ્ધ ગાયત્રીનું ત્રીજું પદ છે. આ ગાયત્રીના ત્રીજા પદનું સ્વરૂપ પ્રસિદ્ધ

આ પ્રાણાદિ જ છે.

એમ ઉપાસના કરે, તે જેટલો આ પ્રાણિ સમૂહ છે તેટલાને અવશ્ય જીતે છે.

શબ્દરૂપ ગાયત્રીના કથન પછી આ ત્રણ પદવાળી ગાયત્રીના અભિધેયરૂપ આજ ગાયત્રીનું **तुरीयं दर्शतं पदं परोरजाय एष तपति** ચોથું પદ દેખાયા જેવો લોકો પર જે આ તપે છે તે છે. એ પદોનું શ્રુતિ પોતે જ વ્યાખ્યાન કહે છે–લોકમાં જે ચોથું પ્રસિદ્ધ છે તે અહીં **तुरीय** શબ્દવડે કહેવાય છે. **दर्शतं पदं** આ અર્થ જણાવે છે કે સૂર્ય મંડળની અંતર રહેલો–પ્રસિદ્ધ આ હિરણ્ય ગર્ભ રૂપ પુરૂષ અતીંદ્રિય હોવાથી દેખાયા જેવો છે. **परोरजा** આ અર્થનો બોધ કરે છે. આ પ્રસિદ્ધ પુરૂષ સર્વ લોકની ઉપર અધિપતિપણાના ભાવવડે તપે છે. જે પુરૂષ એવી રીતે આ ગાયત્રીના ચોથા પદને ઉપાસે છે તે લક્ષ્મીવડે યશવડે સૂર્યની પેઠે પ્રકાશે છે–વગેરે વગેરેથી ગાયત્રીનું રહસ્ય સમજાવવામાં આવતું.

## ૧૭ વેદ શીખવાની શિષ્યની સ્થિતિ.

પછી વેદ શીખવાને ઉત્સુક શિષ્ય સ્નાનથી દેહશુદ્ધિ કરીને, આચમનથી અંતઃકરણની શુદ્ધિ કરીને પવિત્ર વસ્ત્ર ધારણ કરી ઉત્તરાભિમુખે બે હસ્ત જોડી ગુરુ સન્મુખ બેસતો. એટલે ગુરુ આ પ્રમાણે શુદ્ધ થયેલા શિષ્યને વેદ શીખવતા. વેદાભ્યાસની શરૂઆતમાં ને અંતમાં શિષ્ય ગુરુના પાદનું પુજન કરી બ્રહ્માંજલિ આપતો. તે ગુરુ **अधीष्वयोः** કહી શીખવવાની શરૂઆત કરતા ને પુરો થતાં **विरामोऽस्तु** કહી બંધ કરતા. શિષ્ય અભ્યાસની શરૂઆતમાં ને અંતમાં **ओरेम्** શબ્દ **ओरेम्** શબ્દનો ઉચ્ચાર કરતો. કારણ કે

શરૂઆતમાં તેમ ઉચ્ચાર ન કરવામાં ન આવે તો ગ્રહણ થતું નથી ને વિરામની વખતે ન કરવામાં આવે તો ધારણ થતું નથી—યાદ રહેતું નથી—એવી માન્યતા હતી ગુરુ હમેશાં ધીમે સ્વરે સ્પષ્ટ બોલતા હતા અને વિષયને યથાર્થ રીતે સમજાવતા—શિક્ષા કરતા નહિ—આવી રીતે થવાથી જરૂર શિષ્યનો સંબંધ વધારે પ્રીતિકર ને પિતા પુત્ર તુલ્ય થતો.

## ૧૮ અભ્યાસમાં પ્રથમ પંક્તિ—વેદની મહત્તા.

અભ્યાસમાં પ્રથમ પંક્તિ વેદની હતી ને તે ઈશ્વરપ્રણિત મનાતો. તે સઘળા શાસ્ત્રોનું શાસ્ત્ર ને સઘળી કળાનો સાગર છે. સંસારરૂપી સમુદ્રમાંથી તરવાને તેજ એક ઉત્તમોત્તમ નૌકા છે. બ્રાહ્મણને બ્રહ્મત્વ, ક્ષત્રીઓને ક્ષત્રીત્વ, ને વૈશ્યોને વૈશ્યત્વ પ્રાપ્ત કરાવનાર તે જ એક ઉત્તમ સાધન છે. ઉન્નતિક્રમે ચઢાવનાર એ જ એક હિતચિન્તક છે. અજ્ઞાનમયી મોહરાત્રીનો નાશ કરનાર એ જ એક પ્રતાપી ભાનુ છે. કામ, ક્રોધાદિક ષડ્ રિપુઓને જીતવાનું એ જ એક અમૂલું સાધન છે. એ જ અધર્મીઓને ઉદ્ધારનાર, પાપીઓને તારનાર—મોક્ષનો આપનાર ને કલ્યાણનો દાતાર છે. એ જ નિત્ય છે, અનાદિ છે, અપૌરુષેય છે, અપ્રમેય છે, પિતૃને, દેવતાઓને અને સંસારનાં મનુષ્યને દ્રવ્ય, કવ્ય, દાન વગેરે કરવામાં વેદ જ એક અવિનાશી ચક્ષુ છે—વગેરે વગેરે કારણોથી વેદનું જ્ઞાન પ્રાપ્ત કરવું, ને તે પ્રમાણે આચરણ કરવું એ દરેક દ્વિજનું આવશ્યક કર્તવ્ય છે એમ ગણાતું. વેદનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાને વ્યાકરણ ને મિમાંસાના સંપૂર્ણ જ્ઞાનની અપેક્ષા છે—માટે તેમનો અભ્યાસ પણ જરૂરનો ગણાતો—તેમ જ સ્મૃતિ, પુરાણ, ન્યાય વગેરે વગેરે સારા સારા ગ્રંથોનું મનન

કરવું પણ આવશ્યક ગણાતું ધન આપનારાં સાધન તરીકે ગાર્હસ્વત્ય ઓશનશ શાસ્ત્રો તથા હિત વધારનાર તથા પોતાને તેમ જ અન્યને સુખી કરનાર તરીકે વૈદક શાસ્ત્ર, જ્યોતિષ વગેરે વગેરે પણ આવશ્યક ગણાતાં આપણા પ્રાચીન પૂર્વજોનું લક્ષ્ય ઐહિકસુખ કરતાં પરલૌકિક સુખની પ્રાપ્તિ તરફ વિશેષ હતું.

## ૧૯ વેદ શીખવાને મનુસ્મૃતિનું પ્રમાણ.

सर्वान्परित्येदर्थात्स्वाध्यायस्य विरोधिनः ।
यथा तथा स्यापयंस्तु साह्यस्य कृत कृत्यत ॥

मनुस्मृति ।

બ્રાહ્મણ વર્ણમાં જન્મ પામ્યા પછી જીવતરનું ખરૂં સાર્થક તો વેદાભ્યાસથી જ થાય છે. માટે બ્રાહ્મણોએ હમેશાં મોટા ગૃહસ્થીઓ પાસે તેમ જ અન્ય તવંગર ખેડૂતાદિ પાસે જવાનો ઝાઝો પરિચય રાખવો નહિ પરંતુ વેદના નિયમ પ્રમાણે, આપનું તેમ જ કુટુંબનું પોષણ કેમ કરાય તેટલી જ ચિંતા રાખીને અહોરાત્ર વેદનું જ અધ્યયન કરવું.

वाच्ये केजुहूति माणं प्राणे वाचं च सर्वदा ।
वाचि माणे च पश्यन्तो यज्ञ निर्वृत्ति मक्षयाम् ॥

જેને વેદનું પૂર્ણ જ્ઞાન છે અર્થાત બ્રહ્મજ્ઞાની છે. તે પોતાના પ્રાણવાયુમાં જ વાણીથી પંચયજ્ઞ કરીને અમૃત આહૂતિઓને અર્પે છે જેથી અક્ષય ફળને પ્રાપ્ત કરે છે વગેરે વગેરે અનેક પ્રમાણોથી વેદની મહત્તા અને આવશ્યકતા સિદ્ધ થએલી છે.

માટે બ્રહ્મચારી ગૃહસ્થાશ્રમ ધારણ કરે ત્યારે પણ ગામમાં,

પરગામમાં કે અરણ્યમાં દિવસ અથવા રાત્રીએ ચાલતાં, બેસતાં, સૂતાં વગેરે ગમે તે સ્થિતિમાં ગમે ત્યાં ને ગમે તે વખતે પણ મોઢેથી કિંવા મનથી વેદાભ્યાસ કરવો. તેથી તપ ને પુણ્ય થાય છે. માટે અંતકાળ સુધી વેદનું અધ્યયન છોડવું નહિ. તેમ જ બીજાને પણ ભણાવવામાં કોઇ દિવસ આનાકાની કરવી નહિ. પોતાને જે આવડતું હોય તે બીજાને આનંદથી શીખવવું ને આ પ્રમાણે જીંદગીપર્યંત સ્વાધ્યાય પરિપાઠ રાખવો એટલે મનુષ્ય તપસ્વી ને પુણ્યવાન થાય છે. એવું તૈતરીય આરણ્યક ને શિક્ષોપનિષદમાં કહેલું છે.

જે માણસ સ્વાધ્યાયપૂર્વક બ્રહ્મયજ્ઞ કરે છે ને વેદની એકપણ "ઋચા" મંત્ર ભણે છે તે પોતાના સ્વાધ્યાયે કરીને દેવને તૃપ્ત કરે છે, તેથી દેવ તેને સંતોષપૂર્વક આયુષ્ય, તેજ, લક્ષ્મી, યશ, બળ, શ્રેષ્ટત્વ વગેરે સર્વ આપે છે એમ સ્વાયંભુવ મનુ કહે છે.

વળી બ્રાહ્મણ નામના ગ્રંથમાં કહ્યું છે કે–સ્વાધ્યાય એટલે બ્રહ્મયજ્ઞ એ વાણીનો યજ્ઞ છે તેણે કરીને દેવ તૃપ્ત થાય છે ને યજ્ઞ કર્યાં જેટલું ફળ મળે છે માટે દરેક બ્રાહ્મણે તે અવશ્ય કરવો જોઇએ.

આપસ્તવ ગૃહ્ય સૂત્રમાં કહ્યું છે કે સ્વાધ્યાય એ વાણીનું તપ છે અને તેથી અનેક પ્રકારનું જ્ઞાન મળે છે માટે બ્રાહ્મણે સ્વાધ્યાય રૂપી મોટું તપ અવશ્ય કરવું જોઇએ. વળી મનુસ્મૃતિમાં એક સ્થળે કહ્યું છે કે વૈદ્ય, મદિરાપાન કરનાર, નટ, બરાબર ભણેલો નહિ તે, સ્વાધ્યાય વિનાનો બ્રાહ્મણ, યૌવનવતીને બીજામાં રતીવાળી સ્ત્રી એ-ટલાં માણસોને વિદ્વાન લોકો તરતજ તજી દે છે. માટે દરરોજ સ્વા-ધ્યાય કરવાનો નિયમ રાખવો.

એવી રીતે ઘણા માનનીય ગ્રંથોમાં સ્વાધ્યાય પરિપાઠ કરવા

માટે કહેલું છે માટે સ્વાધ્યાય અવશ્ય કરવો જોઇએ. કારણ કે સ્વાધ્યાય એજ માણસની સ્થિતિ સુધારવાને સદ્‌ગુણી બનાવવાને મનુષ્યત્વ,—બ્રહ્મત્વ પ્રાપ્ત કરાવવાને મુખ્ય સાધન છે. ને યોગ્ય પરિચર્યા સાથે તે કરવાથી તેજ; બળ, પ્રતિષ્ટા, આયુષ્ય, ને વિદ્યાની વૃદ્ધિ થઇ ઉન્નતિના ક્રમમાં આગળ ધસાય છે. તેના વડેજ આ લોક ને પરલોકમાં પોતાનું તેમજ અન્યનું કલ્યાણ કરી શકાય છે. આવી આપણા પ્રાચીન પૂર્વજોની માન્યતા હોવાથી તેને દરેક આશ્રમના એક ધર્મ કૃત્ય તરીકે માની જીંદગી સુધી અવશ્ય કરતા હતા. ને બ્રહ્મચર્યાશ્રમ તો ખાસ તેને માટેજ હતો, એટલે બ્રાહ્મણ બાળક તે અવશ્ય કરતો.

## ૨૦ ભિક્ષા.

બ્રાહ્મણ બ્રહ્મચારીને **ओम् भवति भिक्षांदेही** એવો ઉચ્ચાર કરી ભિક્ષા માગવી પડતી. પ્રથમ ભિક્ષા માતાની સ્વીકારાતી, તે પછી બેન અગર માસીની ને અન્ય કુટુંબીજનોની સ્વીકારવાનો નિયમ હતો. માતા અને અન્ય કુટુંબીઓ પ્રસન્ન મુખે આદરથી ભિક્ષા આપતાં; પરંતુ વેદાધ્યયનાર્થે વિદેશ જતાં; ભિક્ષા માટે સામાન્ય નિયમો નીચે પ્રમાણે હતા.

(૧) ભિક્ષા—જે પોતાનાં નિત્ય નૈમેતિક કર્મ કરવામાં કુશળ હોય વૈદિકકર્મ કરતા હોય તેવા પવિત્ર માણસને ત્યાંથીજ લાવવી.

(૨) આચાર્યનાં સગાં, સ્નેહી, પોતાનાં સગાં, સ્નેહી ને સ્વજાતિ સિવાય અન્યને ત્યાં ભિક્ષા માગવી ને ત્યાં મળે તો છેલ્લેથી પહેલે સુધી ચઢતે અનૃક્રમે સ્વીકારવી. ને ત્યાં પણ ન મળે તો

મૌન્ય ધારણુ કરી ઇંદ્રિય વશ રાખી ગામમાંથી ભિક્ષા માગવા. પરંતુ આપત્તિકાળે પણુ પાપી માણુસોની ભિક્ષા સ્વીકારવી નહિ.

(૩) ભિક્ષા સર્વની એકત્ર કરીનેજ લેવી દરેક ઘરની પૃથક્ પૃથક્નું ભોજન કરવું નહિ.

(૪) મદ્ય, માંસ, જેવા અભક્ષ્ય પદાર્થ તથા મધ :વગેરે સ્વાદિષ્ટ પ્રવાહી તથા ગોળ વગેરે સ્વાદિષ્ટ પદાર્થો તેમજ અથાણાં મશાલા વગેરે ઇંદ્રિયોત્તેજક પદાર્થ ખાવા નહિ.

(૫) ભોજન કરતાં પહેલાં હમેશાં અન્નનું પૂજન કરવું. ને તેજ પ્રાણનું રક્ષણુ કરનાર છે એમ ધારી ભિક્ષામાં ગમે તેવું અન્ન મળે તેની ખોડ ખાંપણુ કાઢ્યા સિવાય સંતુષ્ટ રહી પ્રસન્ન મુખે સ્વીકારવી–ખાવી. કે જેથી બળને તેજની વૃદ્ધિ થાય.

(૬) ક્ષુધાને માટે પોતાને જોઇએ તેટલીજ ભિક્ષા માગીને, પોતાના ઇષ્ટ વા ગુરૂને નૈવેદ્ય ધરાવી–જમાડી. શુદ્ધ મનથી પૂર્વાભિમુખે બેસી આચમન કરીને લેવી.–ભોજન કરવું. કારણુ કે ભોજન સમયે પૂર્વાભિમુખે બેસવાથી આયુષ્યની વૃદ્ધિ થાય છે. દક્ષિણાભિ મુખે બેસી લેવાથી યશ, કીર્તિની વૃદ્ધિ થાય છે. પશ્ચિમાભિમુખે બેસીને લેવાથી દ્રવ્ય સંપત્તિની વૃદ્ધિ થાય છે. ને ઉત્તરાભિ મુખે બેસીને લેવાથી સત્યની વૃદ્ધિ થાય છે.

(૭) ભિક્ષા બેજ વખત લેવી ને સૂક્ષ્મ લેવી કારણુ કે અતિશય ભિક્ષા લેવાથી આરોગ્ય બગડે છે ને દેવકાર્ય તથા વેદાધ્યયન થઇ શકતું નથી.

(૮) ભિક્ષા—યોગ્ય વિધિપુરઃ સર લેવી ને ઉચ્છિષ્ટ કોઇને આ-
પવી નહિ.

(૯) સંધ્યાકાળે જમવું નહિ. પૂરૂં જમ્યા સિવાય અધવચમાં ઉઠવું નહિ. જમ્યા પછી આચમન કરવું. વગેરે વગેરે નિયમોનું. પાલન કરવું.

ઉપરના ભિક્ષાના નિયમોપરથી જણાય છે કે પ્રાચીન બ્રાહ્મણો દુષ્ટનું અન્ન સ્વીકારતા નહિ. કારણ, તેઓ ખાસ સમજતા હતા કે ખોરાકની માણસની વૃતિઓપર અસર થયા વગર રહેતી નથી તેથીજ બ્રહ્મચારીને સાત્વિક—સાદો એકત્ર કરીને ખોરાક લેવરાવવામાં આવતો.

## ૨૧ ત્યાગ.

(૧) મદ્ય, માંસાદિક અભક્ષ્ય પદાર્થ ને સુગંધીમય પદાર્થ જેવા કે કસ્તુરી, ચંદન, કર્પૂર, વગેરે ખાવા તેમજ શરીરે ચોળ-વાની લેપ કરવાની ખાસ મના હતી. તે સિવાય બ્રહ્મચારીએ ફૂલની માળા કંઠમાં તેમજ શરીરે ધારણ કરવી નહિ. અથાણાં, સ્વાદિષ્ટ, પ્રવાહી, ગોળ, મધ વગેરે ખાવાં નહિ. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અષ્ટ પ્રકારે સ્ત્રી સંગ કરવો નહિ. સ્ત્રીની સાથે એકાંતમાં રહેવું નહિ; વગર પ્રસંગે બોલવું નહિ. જરૂર પ્રસંગે બોલવું તો ભગિનિ સંબો-ધન વાપરીનેજ વાત કરવી. અન્ય સામે સંસાર વાસનાથી દ્રષ્ટિ ફેંકવી નહિ. તેમજ તે સંબંધે મનમાં સંકલ્પ થવા દેવો નહિ. દિવસે સૂવું નહિ. કોઇ પ્રાણીની હિંસા કરવી નહિ. અસત્ય બોલવું નહિ. તેલ ફૂલેલ વગેરે સુગંધીદાર પ્રવાહી માથે શરીરે કે વસ્ત્રે લગાડવાં નહિ, પાન ખાવું નહિ. દર્પણ જોવું નહિ. છત્રી ઓઢવી નહિ,

જોડા પહેરવા નહિ. આંખમાં કોઇપણ પ્રકારનું અંજન ન કરવુ. ઝીણાં વસ્ત્ર વાપરવાં નહિ, કોઇપણ જાતનું વાદ્ય–વાજું વગાડવું નહિ, તેમ સાંભળવું નહિ, ગાયન કરવું નહિ. કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર, મદ–અહંકાર, અસૂયા આદિ અસુર ગણાતા વિષયોનો ત્યાગ કરવો. નૃત્ય કરવું નહિ; ખાટલે સુવું નહિ; કેશ વપન કરાવવા નહિ, દ્યુત રમવું નહિ; કોઇપણ જાતના માદક પદાર્થ વાપરવા નહિ. કોઇની સાથે લઢવું નહિ; કોઇની નિંદા કરવી નહિ; ગુરૂ નિંદા સાંભળવી નહિ. સંસાર વાસના કરવી નહિ, સ્ત્રીઓનો સ્પર્શ કરવો નહિ. કોઇપણ પ્રકારના સંસારી વિચારને હૃદયમાં સ્થાન આપવું નહિ; વીર્યસ્રાવ થવા દેવો નહિં એકલા સુવું નહિ. અસત વિચારો સેવવા નહિ ને સ્વપ્નમાં પણ વીર્યસ્રાવ થવા દેવો નહિ. થાય તો તુરતજ શય્યામાંથી ઉઠી સ્નાન કરી ચંદન પુષ્પ ધુપ વગેરે પૂજાની સામગ્રીથી સૂર્યની પૂજા કરવી ને તે પછી વેદમાં કરેલી ॥ **पुनर्मां मैत्विं द्रियम** ॥ ઋચાનો ત્રણવાર જપ કરવો. અર્થાત ત્રણ વખત કહેવું કે–મ્હારા નિરપરાધીના થયેલા સ્રાવનું વીર્ય મને પાછું મળો. એ પ્રમાણે પ્રાયશ્ચિત કરવું ઉપરના નિયમો બ્રહ્મચારીને અવશ્ય પાળવા પડતા.

## ૨૨ દેવાર્ચન.

પ્રાતઃકાળે બ્રાહ્મ મુહૂર્તમાં એટલે પાછલી ચાર ઘડી રાત બાકી હોય તે વખતે ઉઠી મળશુદ્ધિ, દંતધાવન કરી, સ્નાન, આચમનાદિ ક્રિયાઓ વડે શરીર અને આંતરશુદ્ધિ કરી, પવિત્ર વસ્ત્ર ધારણ કરી દંડ ગ્રહણ કરી પૂર્વાભિમુખે ઉભા રહી સૂર્યનું પૂજન કરવું ને સૂર્ય દર્શન થતાં સુધી ગાયત્રીનો જાપ કરવો. તે પછી અગ્નિ પૂજન હોમ,

દેવ, ઋષિ અને પિતૃઓનું તર્પણુ કરી તેમને સંતોષવા. સાયંકાળે પણુ પશ્ચિમાભિ મુખે બેસી સંધ્યા વંદન તથા તારા દર્શન થતાં સુધી ગાયત્રીનો જાપ કરવો તથા અગ્નિ પૂજન કરી સમિધનો હોમ કરવો.

## ૨૩ ગુરુ અને તેમના કુટુંબ પ્રત્યેનું વર્ત્તન.

**उत्पादक ब्रह्मदात्रोर्गरीयान्ब्रह्मदःपिता ।**
**ब्रह्म जन्माहि विप्रस्य प्रेत्यचेहचशाश्वतम् ॥**

મનુસ્મૃતિ અ. ૨

ઉપરના શ્લોકમાં જણુાવ્યા પ્રમાણે આપણા પ્રાચીન બ્રાહ્મણોમાં પિતા બે પ્રકારના ગણુાતા. (૧) જન્મ આપનાર. (૨) વેદાધ્યયન કરાવનાર. કારણુકે શાસ્ત્ર પ્રમાણે વેદાધ્યયન એ બીજો જન્મ ગણુાતો—તે આ બન્ને પિતામાં પ્રથમ કરતાં દ્વિતીય—બીજો વધારે માનનીય ગણાતો. કારણુકે પ્રથમનો પિતા તો માત્ર જન્મજ આપે છે પણુ બીજો પિતા ગુરુ તો યોગ્ય જ્ઞાન આપી, શુદ્ધ સંસ્કાર પાડી બ્રહ્મની પ્રાપ્તિ કરાવી અજરને અમર કરે છે કે જેથી જન્મનું સાર્થક થાય છે આપણી એ અસર, ગ્રીકના મહાન વિજયી રાજા અલેક્ઝાંડરમાં પણુ જણુાઇ છે. તેના બાપ ફિલિપે તેને એક વખત પૂછ્યું કે "બેટા હું અને તારો ગુરુ બન્ને જણુા તને સાથે આજ્ઞા કરીએ તો તું પહેલું પાલન કોનું કરે?" મહાન સિકંદર—એલેકઝાંડરે—વિનયથી જવાબ આપ્યો કે "પિતા આપના કરતાં મારા ગુરુ એરિસ્ટોટલનો મારાપર વધારે હક છે" કારણુ—આપે તો જન્મ આપ્યો છે, પણુ

મીશ ગુરુએ તો મને ખરૂં મનુષ્યત્વ આપી જીવનને માટે લાયક કર્યો છે માટે પહેલી આજ્ઞા હું ગુરુનીજ સ્વીકારૂં" ફિલિપ પોતાના છોકરાની આવી ગુરૂભક્તિ જોઇ ખુશી થઇને બોલ્યા, "બેટા તારી આવી ગુરુભક્તિથી તું દુનિયામાં એક મહાન્ પુરૂષ થઇશ." બાપનાં વચનો ખરાં પડયાં. સીકંદર—અલેકઝાંડર એક વિશ્વવિજયી મહાન્ નૃપ થયો. ગુરુભક્તિ એજ વિદ્યાર્થીની વિદ્યાનું સાફલ્ય છે, ગુરુભક્તિ એજ ઉત્કૃષ્ટ વિદ્યા પ્રાપ્ત કરવાનું ઉત્તમોત્તમ સાધન છે. ઉત્તમ ગુરુ-ભક્તિના પ્રભાવેજ તોટકાચાર્ય મૂર્ખ—ઠોઠ મટી મહાન વિદ્વાન્ થયા હતા. ગુરુભક્તિના પ્રભાવેજ કૃષ્ણચંદ્ર—વિશ્વવંદનીય ગીતા જેવા પુસ્તકના યોજક ને દેવ તરીકે પૂજાયા હતા. ગુરુ તરફ શ્રદ્ધા ને ભક્તિના પ્રભાવેજ ભીલ બાળક એકલવ્યે માટીથી બનાવેલા દ્રોણુ પાસેથી ઉત્તમોત્તમ શસ્ત્રવિદ્યા પ્રાપ્ત કરી હતી. ગુરુભક્તિના પ્રભાવેજ અર્જુન શસ્ત્રવિદ્યાનો એક્કો બન્યો હતો ને વટવેધન, મચ્છવેધ વગેરે વગેરે કાર્યો કરી શકયો હતો. આવાં અનેક દૃષ્ટાંતો આપણા વિદ્વાન્ પવિત્ર પૂર્વજોની જાણબહાર ન હોવાથી તે વખતે ઉત્તમોત્તમ રીતે ગુરુભક્તિનું પાલન થતું હતું.

વેદ શીખવી જન્મ આપનાર પિતા બાલક હોય ને શીખનાર કદાચ વૃદ્ધ હોય, તોપણુ તે મોટા માણસનો—શિષ્યનો પિતાજ ગણાતો. તે નીચેના અનારસ પૂત્રના વૃત્તાંતથી પ્રતીત થાય છે.

અનારસ ઋષિનો પુત્ર નાનો હોવા છતાં ઘણોજ વિદ્વાન હતો ને તેણે પોતાના પિત્રાઇ ભાઇઓ તથા વડિલોને વેદ શીખવ્યો હતો.

તે શીખવતી વખતે તેમને પોતાના શિષ્યો ગણી "પુત્રો આ પ્રમાણે બોલો" એમ કહેતો હતો. આ અપમાનકારક શબ્દ પોતાના

બાળક પાસેથી સાંભળવાથી તેઓ કે જે તેના પિતાતુલ્ય હતા, તેમને ઘણો ક્રોધ ચઢયો. ને દેવો પાસે પોતાની આ શંકાનું નિવારણ કરાવા ગયા. દેવોએ તેમને સમજાવ્યું કે "બાળક તમને જે શબ્દથી સંબોધે છે તે યોગ્યજ છે." કારણ તમારા કરતાં જ્ઞાનમાં એ વૃદ્ધ છે. જ્ઞાનહીન ગમે તેટલી મોટી ઉમરના હોય તોપણ તે બાળકજ છે."

ગુરુઓ પણ શિષ્યને પોતાને ત્યાં રાખી તેની અન્ન વગેરેની સંભાવના લઇ પુત્રતુલ્ય પ્રેમ રાખતા હતા. સાંદિપ્ય કૃષ્ણ તરફનો ને ધૌમ્યનો પોતાના પાંચ શિષ્યો પ્રત્યેનો પ્રેમ એ તેનાં પ્રસિદ્ધ દષ્ટાંત છે.

તે વખતે ગુરુઓ વિનામૂલ્યે વિદ્યાદાન દેતા હતા. કારણ તેઓ જાણતા–સમજતા હતા કે વિદ્યા જેવી અમુલ્ય ચીજનો કોણ બદલો વાળી શકે તેમ છે? માટે તેનું તો દાનજ ઘટે. છતાં કોઇ ગુરુ પોતાના નિર્વાહ અર્થે વિદ્યાદાન દે; તોપણ તેને પિતાતુલ્ય ગણી તેનું સન્માન કરવું, એ આપણા પ્રાચીન દ્વિજોનો શિષ્ટાચારજ હતો તેથી બ્રહ્મચારીએ ગુરુને ત્યાં નીચેના નિયમો પાળવા પડતા.

(૧) બ્રહ્મચારીએ ગુરુને ત્યાં રહી તેમને જોઇએ તેટલું પાણી, બળતણ, છાણ, મૃત્તિકા, ફૂલ સમિધ વગેરે લાવી આપવાં. સાંજ સવાર ગુરુની સેવા કરવી, જોઇએ તેટલી ભિક્ષા માગી લાવવી ને તેમને હિતકારક હોય તેવાં કાર્યો અવશ્ય કરવાં.

(૨) ગુરુની આજ્ઞા પાળવી, ને તેમનું સન્માન કરવું. ગુરુ પુત્રો તથા ગુરુના ગુરુ તેમજ વડિલોનું પણ યોગ્ય આદરમાન કરવું.

(૩) ગુરુથી ઓછું ખાવું. તેમનાથી ઉતરતાં, જાડાં કપડાં પહેરવાં.

તેમનાથી નીચી શય્યાપર સૂઇ રહેવું, તેમનાથી વહેલા ઊઠવું, ને તેમનાથી મોડા સૂઇ જવું. સવારસાંજ આશ્રમની જગો વાળીઝાડી સાફ રાખવી. ગુરૂને પૂજાનું સાહિત્ય તૈયાર કરી આપવું ને તેમની અત્યંત સેવા કરી, તેમની પ્રસન્નતા મેળવવી કારણ ગુરુસેવા એજ વિદ્યા પ્રાપ્તિ—ગ્રહણ કરવાની ઉત્તમ કળા છે.

(૪) ગુરુના નામનો ઉચ્ચાર પૂર્ણ સન્માન સાથે કરવો તથા ગુરુની ગેરહાજરીમાં તેમની ચાલવા, બોલવાની રીતની ચેષ્ટા કરવી નહિ. તથા કોઇ દિવસ ગુરુ તથા તેમના કુળની નિંદા કરવી નહિ. તેમના અવગુણો જોવા નહિ. કારણ ગુરુની નિંદા કરનાર શ્વાનનો અવતાર ધરે છે ને ગુરુના દોષ જોનાર તથા ખોડખાંપણ કાઢનાર બીજે જન્મે ગધેડો અવતરે છે. ગુરુનાં ધન, ધાન્ય વગેરેનો ઉપયોગ કરવો નહિં કારણકે તેમ કરનાર બીજે જન્મે કીડો થઇને અવતરે છે. ગુરુની ઇર્ષ્યા કરવી નહિ. કારણકે તેમ કરવાથી મોટા કીડાનો અવતાર ધારણ કરવો પડે છે એમ મનુ મહારાજ કહે છે.

(૫) વસ્ત્ર, માળા વગેરે પૂજન સામગ્રીથી ઉત્સાહપૂર્વક શ્રદ્ધાથી ગુરુનું પૂજન કરવું. ગમે તે સ્થળે ગમે તેવી સ્થિતિમાં હોઇએ તોપણ ગુરુદર્શન થતાં ઊઠી તેમને યોગ્ય આદર આપી આપણાથી શ્રેષ્ટ સ્થાને બેસાડવા ને તેમનું મન પ્રસન્ન થાય તેવો વિવેક કરવો.

(૬) ગુરુપત્નિને માતાતુલ્ય ને ગુરુ પુત્રીને ભગિનિ તુલ્ય ગણવાં ને તેમની તેમજ ગુરુકુટુંબની તમામ સ્ત્રીઓ પ્રત્યે માતા ભગિનિ

તુલ્ય આચરણ કરવું. ને તેમનું માન સન્માન રાખવું તેમની સાથે જરૂર વગર પ્રસંગ ન રાખવો.

## ૨૪ અબ્રાહ્મણ ગુરુ તરફનું આચરણ.

આપત્તિ વખતે અબ્રાહ્મણને પણ વેદાભ્યાસ માટે ગુરુ કરવો ને વેદાભ્યાસ કરતા સુધી તેની સેવા કરવી. પણ તેના પગ ધોવા, ઉચ્છિષ્ટ ખાવું વગેરે ધર્મ વિરૂદ્ધ કાર્ય કરવાં નહિ. એવા ગુરુને માત્ર વેદાભ્યાસ કરતાં સુધી ગુરુ માનવો. પણ બ્રાહ્મણ ગુરુને તો વિદ્યાભ્યાસ પુરો થયા પછી પણ ગુરુ તરીકે માન આપવું એમ મહામુની વ્યાસે કહ્યું છે.

વેદાભ્યાસના ઉત્તમ ફળ—મોક્ષની આશા રાખનાર વિદ્યાર્થીએ અબ્રાહ્મણ ગુરુ બ્રહ્મચર્યવ્રત પાળતો હોય છતાં પણ જન્મ સુધી તેને ત્યાં વાસ ન કરવો. તેમજ બ્રાહ્મણ ગુરુ હોય અને જો તે અષ્ટાંગ વેદ શીખેલો ન હોય તો તેને ત્યાં પણ જન્મ પુરો થતા સુધી સ્થિતિ ન કરવી.

## ૨૫ નૈષ્ટિક બ્રહ્મચારી.

જે શિષ્ય જીંદગી પર્યંત બ્રહ્મચર્ય પાળે છે તેને નૈષ્ટિક બ્રહ્મચારી કહે છે. જે શિષ્યને નૈષ્ટિક બ્રહ્મચારી થઇ પોતાના ગુરુના આશ્રમમાંજ રહીને પોતાનુ જીવન પૂરૂં કરવું હોય, તેમણે હમેશાં જીતેંદ્રિય રહી બ્રહ્મચર્યવ્રત પાળવું. અને મરણપર્યંત પોતાના ગુરુની આજ્ઞાનુસાર વર્ત્તન કરી તેમને સંતોષવા તત્પર રહેવું.

આ પ્રમાણે જીવનપર્યંત ગુરુની સેવા કરનારા શિષ્ય મરણ

પછી અવિનાશી સ્થાનને પામે છે, અર્થાત બ્રહ્મમાં લીન થઇ સર્વથી શ્રેષ્ટત્વ પ્રાપ્ત કરે છે એવા નૈષ્ઠિક બ્રહ્મચારીએ ગુરુના મરણ પછી જો ગુરુને પુત્ર હોય અને તે સર્વ ગુણસંપન્ન હોય તો તેને ગુરુરૂપે માનવો, અને જો અપુત્ર હોય તો ગુરુપત્નીને ગુરુ પ્રમાણે ગણી માન આપવું. અને ગુરુ જો બ્રહ્મચારીજ રહેલા હોય, તો તેમના સહોદર ભાન્ડુઓને ગુરુતુલ્ય ગણવાં.

પણ જો ઉપરનાં કોઇ પણ ન હોય તો ગુરુ જે સ્થાને બેસી સવારે—સાયંકાળે હોમ સંધ્યાદિ કર્મ કરતા હોય ત્યાં બેસીને અગ્નિનું પૂજન કરવું તેથી તેમના દેહને મોક્ષ મળે છે.

આવા અનેક નૈષ્ઠિક બ્રહ્મચારીઓ આપણા પ્રાચીન બ્રાહ્મણોમાં થતા હતા ને નિરંતર ઉત્કૃષ્ટ રીતે પોતાનું કર્ત્તવ્ય બજાવી બ્રહ્મકુળને વિભૂષિત કરતા હતા તેની સાથે હાલની સ્થિતનો ખ્યાલ કરી પ્રિય વાંચનાર બંધુ અનુકૂળ ઉપદેશ ગ્રહણ કરો.

## ૨૬ વિદાયગિરિનો સત્કાર.

ધર્મને સમજનાર શિષ્યે પોતાના ગુરુને, શૌચાદિથી શુદ્ધ થઇ સ્નાન કરી પવિત્ર થયા પછી જો તેઓશ્રીની આજ્ઞા હોય તો ગુરુ દક્ષિણા તરીકે કોઇપણ ચીજ પોતાની શ્રદ્ધાને શક્તિ અનુસાર આપવી. પોતાની પાસે ન હોય તો માગીને આપવી. દાન આપવામાં, ખેતર, સુવર્ણ, ગાય, અશ્વ, છત્ર, ઊપાનહ, આસન, ધાન્ય, શાકભાજી વગેરે કાંઇ પણ ચીજ આપી શકાય. માટે છેવટે બીજું કાંઇપણ ન મળી શકે તો શાક પણ ખાસ આપવું. એવો શિષ્ટાચાર હતો.

## ૨૭ ઊંઘ.

**कागचेष्टा बकध्यानं श्वानानिद्रा तथैवच ।**
**स्वाल्पाहारं स्त्री त्याज्यं विद्यार्थी पंचलक्षणम् ॥**

ઉપર પ્રમાણે વિદ્યાર્થીમાં પાંચ લક્ષણ અવશ્ય હોવાં જોઇએ. તે ન્યાયે વિદ્યાર્થીને ઉંઘ બહુજ ઓછી હોવી જોઇએ. દરિદ્રીની માફક દિવસને રાત નવરા પડતાં ઊંઘનાં ઝોકાં ન આવવાં જોઇએ રાતે પણ ઊંઘ એવી હોવી જોઇએ કે સહજમાં જાગૃત થઇ શકે ચંચલતા એ વિદ્યાર્થીમાં સ્વાભાવિક હોવી જોઇએ, એમ આપણા પૂર્વજોની માન્યતા હતી. તેથીજ વિદ્યાર્થી–બ્રહ્મચારીએ પલંગ ને ગાદલાંમાં ન સૂતાં ભોંય પથારી કરીનેજ સુવું એવો નિયમ હતો. તથા તે સંબંધે બીજા પણ કેટલાક નીચે જણાવેલા નિયમો પાળવા પડતા. (૧) હમેશાં શય્યા ગુરુથી નીચીજ રાખવી. મતલબ કે ઓછું પાથરવું. (૨) શય્યામાં એકલાજ સુવું. (૩) શય્યા ગુરુની પાસેજ રાખવી. (૪) ગુરુના સુતા પછી તેમની સુશ્રુષા કરતાં તેઓ નિદ્રાવશ થાય એટલે સુવું ને સવારમાં વહેલા ગુરુ જાગૃત થતાં પહેલાં ઉઠવું મોડા ઉઠનાર બ્રહ્મચારીને પ્રાયશ્ચિત કરવું પડતું.

## ૨૮ મનોનિગ્રહ.

બ્રહ્મચર્યાશ્રમમાં મુખ્ય આશય વેદાભ્યાસ ને મનોનિગ્રહ એ બે છે. કારણ મનોનિગ્રહ એજ બ્રહ્મચર્યનો પાયો છે તે વિના બ્રહ્મચર્યની જીંદગી ભરની–ઉંચી ઇમારત ધસી પડે છે, માટે મનોનિગ્રહરૂપી પાયાને ઇંદ્રિય નિગ્રહરૂપી કોલથી સજજડ–મજબૂત કરવો જરૂરનો છે. વૃત્તિઓને ઇંદ્રિયોનો મુખ્ય નિયામક મન છે ને નિયા-

મકની સત્તા શિથિલ થતાં, બાયલા રાજાના સ્વચ્છંદી કામદારોની માફક, બાયલા ધણીની સ્વચ્છંદી કુલટાઓવત્ ઇન્દ્રિઓ સ્વચ્છંદે વિચરે છે ને આ શરીરરાજ્યની–ગૃહની અધોગતિમાં પરિણુત કરે છે. માટે મનરૂપી નિયામકને સ્વસત્તામાં લઇ ઇંદ્રિયોપર તેનું સામ્રાજ્ય વિસ્તારવું–પ્રવર્તાવવું જોઇએ.

ઇંદ્રિયો દશ છે. પાંચ જ્ઞાનેંદ્રિય આંખ, કાન, નાક, જીભ, ચામડી ને પાંચ કર્મેંદ્રિય. (૧) વાયુ (ગુદા સ્થાન) (૨) ઉદસ્ય (લિંગ), (૩) હાથ, (૪) પગ, (૫) વાચા. તેમનો સ્વભાવ ઘણોજ ચંચળ છે તે મનના સામાન્ય વલણને અનુસરે છે એટલે મન હરણ કરનાર વિષયોમાં મનની શિથિલતા જોતાં તેઓ તરત દોરાય છે–લુબ્ધ થાય છે ને એકાદ વખત લુબ્ધ થતાં પછી તેને રોકવી અસાધ્ય થઈ પડે છે. માટે બ્રહ્મચારીએ અગીઆરમી ઇંદ્રિય જે મન છે તેને સંપૂર્ણ કબજે લેવાને શાસ્ત્રના નિયમોનું પાલન કરવું જોઇએ કારણ કે જ્યાં સુધી તે મનને કબજે લઇ શકશે નહિ ત્યાં સુધી તેનો બ્રહ્મચર્યરૂપી કિલ્લો સુરક્ષિત રહેશે નહિ ને કામ, ક્રોધ, લોભ, મોહ ઇત્યાદિ ષડ્ રિપુના જબરા મારાથી તેના કિલ્લામાં અનેક બારાં પડી છિન્ન ભિન્ન થઇ જશે માટે મનરૂપી સરદાર–નિયામકને અવશ્ય કબજે લેવો જોઇએ. મનરૂપી સરદારને બે દોસ્ત છે. (૧) સત્ વિચાર, (૨) અસત્ વિચાર તે પૈકી અસત્ વિચારરૂપી દોસ્તપર તેનો વિશેષ પ્રેમ છે. પરંતુ તેના અભાવે સત્ વિચારપર તેને પ્રેમ થાય છે. કારણ તેને એકલું રહેવું ગમતું નથી. માટે તેને–મનને–કબજે લેવાનું ઉત્તમમાં ઉત્તમ સાધન તેના અસત્ વિચારરૂપી દોસ્તથી દૂર રાખવાનું ને સત્ વિચારરૂપી દોસ્તને સા-

માપ્ય રાખવાનું છે તથા ઇંદ્રિયો ઉશ્કેરાઇ જઈ મનની આજ્ઞાનું ઉલંઘન કરી બળવો કરે નહિ માટે તેવા ઇંદ્રિયોત્તેજક પદાર્થને દૂર કરવાના છે કારણ કે પાણીથી સંપૂર્ણ ભરેલાં જળપાત્રમાં એક પણ છિદ્ર પડતાં તેમાં રહેલું સર્વ જળ બહાર નીકળી જાય છે તેમ દેહરૂપી તત્વજ્ઞાનના પાત્રમાં, વિષયાશક્ત એક પણ ઇંદ્રિયરૂપ છિદ્ર પડતાં તેમાં રહેલા તત્વજ્ઞાનનો નાશ થાય છે.

## ૨૯ જીતેંદ્રિયની વ્યાખ્યા.

જે માણુસને પ્રશંસા અથવા નિંદાનાં વચનો સાંભળવાથી, તેમજ ઉમદા અથવા કામળ જેવાં વસ્ત્ર પહેરવાથી, રૂપવાન વા કદરૂપાં માણુસોને જોવાથી, સ્વાદિષ્ટ તેમજ સ્વાદ રહિત વસ્તુના ભોજનથી; તેમજ સુગંધ વા દુર્ગંધથી હર્ષ કે શોક થતો નથી તેને જ જીતેંદ્રિય કહે છે. માટે આપણા પ્રાચીન બ્રહ્મચારીને તેવા થવા અવશ્ય યત્ન કરવો પડતો. ને અરણ્યવાસ વગેરે વગેરે અનુકૂળ સંજોગોથી તે અસ્ખલિત બ્રહ્મચર્યનું પાલન ને વેદના જ્ઞાનની યથાર્થ પ્રાપ્તિ કરી પોતાના ધારણુ કરેલા આશ્રમને સફળ કરતો હતો. એવા બ્રહ્મચારીઓ હાલ થાય તેવી સૃષ્ટિનિયંતાને યાચના છે. તથાસ્તુ.

## ૩૦ નીતિ.

ઉપર પ્રમાણે બ્રાહ્મણુ બાળને વધારેમાં વધારે અડતાલીશ ને ઓછામાં ઓછાં બાર વરસ સુધી બ્રહ્મચારી રહી **ऋक, यजु** ને **साम** વેદનો અભ્યાસ પુરો કરવો પડતો ને ત્યાં સુધી જીતેંદ્રિય રહી ગુરૂકુળમાં વાસ કરવો પડતો. ઓછામાં ઓછો એક વેદના જ્ઞાનમાં

પારંગત થવું એ તો આવશ્યકજ ફરજીયાત હતું ને તે પ્રમાણે જેણે ત્રણ વા એક વેદનું જ્ઞાન પણ પૂર્ણ કર્યું હોય તે સમાવર્ત્તન સંસ્કાર ગૃહસ્થાશ્રમનું પાલન કરવા સ્વગૃહે જતો.

## ૩૧ ગૃહસ્થાશ્રમ.

**લાયકાત**—બ્રહ્મચર્યના નિયમોનું યથાર્થ પાલન કરી વેદની ત્રણ, બે કે એક પણ શાખાનો જેણે સંપૂર્ણ અભ્યાસ કર્યો હોય તેજ ગૃહસ્થ થવાને લાયક ગણાતો.

ઉપરના કારણો જેને અખંડ બ્રહ્મચર્યને વેદના સંપૂર્ણ અભ્યાસ બદલ સમાવર્તન સંસ્કાર કરવામાં આવ્યો હોય તેનીજ વિવાહને માટે યોજના થતી ને જેણે અડતાલીશ વરસ સુધીમાં પણ તેવી યોગ્યતા પ્રાપ્ત ન કરી હોય તેને જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળી નૈષ્ઠિક બ્રહ્મચારી તરીકે રહેવું પડતું.

## ૩૨ વિવાહનો આશય.

શાસ્ત્રનિયમાનુસાર આશ્રમનું પાલન કરી સારી સંતતિ ઉત્પન્ન કરવાનો તથા આત્મોન્નત્તિના ક્રમમાં આગળ વધી આગળની દશાઓને માટે યોગ્ય લાયકાત પ્રાપ્ત કરવાનો હતો.

## ૩૩ વિવાહ માટે વય.

ઉપરનો ઉદ્દેશ પાર પાડવા માટે યોગ્ય વય ને ગુણ, રૂપની કન્યા સાથે લગ્ન કરવા માટે પ્રથમ વિવાહ કરવામાં આવતો.

## ૩૪ વિવાહ માટે પસંદગી—વય.

ઉત્તમ—પુરૂષની વય ૪૦ થી ૪૮. અને સ્ત્રીની ૨૧ વરસની વય ઉત્તમ ગણાતી.

**મધ્યમ**—પુરૂષની ૩૦ થી ૪૦. અને સ્ત્રીની ૧૮ થી ૨૧ સુધીની વય મધ્યમ ગણાતી.

**કનિષ્ટ**—પુરૂષની વય ૨૫ થી ૩૦ વરસની. અને સ્ત્રીની ૧૬ થી ૧૮ વરસ સુધીની વય કનિષ્ટ ગણાતી.

. તે પહેલાં લગ્ન કરવાની ખાસ મનાઇ હતી કારણકે તેથી ઓછી ઉમરના બાળકોનાં લગ્ન કરવાં એ તેમને હાથે કરીને દુઃખ સાગરમાં હડસેલી મુકવા જેવું ગણાતું. કારણ લગ્નની વય ધન્વંતરી, સુશ્રૃત ચરક જેવા વૈદકશાસ્ત્રમાં પારંગત થયેલા વૈદ્ય શાસ્ત્રીઓના અભિપ્રાયથીજ નિર્ણીત કરવામાં આવી હતી. તેમજ આશ્વલાયનાદિ ગૃહ્ય સૂત્રોનો, ને સ્વાયંભુવ મનુનો પણ એજ આદેશ હતો. કારણ બ્રહ્મચર્યનું લંબાણ તેજ આયુષ્ય મર્યાદા લંબાવવાનું ઉત્તમોત્તમ સાધન મનાતું ને પ્રત્યક્ષ અનુભવોથી તે સિદ્ધ થતું હતું. યૌવન કલિ પૂર્ણ ખીલ્યા સિવાય, તેનો ઉપયોગ કરવો—તેને તોડવી તે હાથે કરીને મૃત્યુને આવાહન—આમંત્રણ કરવા જેવું ગણાતું તે કેવળ અક્ષરશઃ સત્ય હતું કારણ તેના ભંગથી પરિણામરૂપ થયેલી હાલની પ્રજાજ તેની સત્યતાની સાક્ષી પુરી કરે છે તેથી આપણા પૂર્વજો આ નિયમને ચૂસ્તપણે પાળતા ને સમાવર્ત્તન સંસ્કાર થયા પછીજ વિવાહની યોજના કરતા.

## ૩૫ વરકન્યાની પસંદગી.

કન્યાની પસંદગીમાં મુખ્યત્વે કરીને નીચેના નિયમો જાળવવામાં આવતા હતા.

(૧) કન્યા માતા પક્ષમાં સાત પેઢી સુધી સગી ન હોવી જોઇએ.

(૨) પિતા પક્ષની સંબંધી ન હોવી જોઇએ.

(૩) સગોત્રી ન હોવી જોઇએ.

(૪) શરીરે ખોડખાંપણુ રહિત જોઇએ.

(૫) ઘણા વાળવાળી તેમજ શરીરે બિલકુલ વાળ ન હોય તેવી ન હોવી જોઇએ.

(૬) રોગિષ્ટ ન હોવી જોઇએ.

(૭) ઘણુંજ બોલનારી ને માંજરી આંખવાળી ન હોવી જોઇએ.

(૮) જેના પિતાના નામઠામનો પત્તો ન હોય તેવી ન જોઇએ.

(૯) ભાઇ વગરની ન હોવી જોઇએ.

## ૩૬ વરની પસંદગી.

ઉપરના ૧ થી ૩ સુધીના સામાન્ય નિયમો ઉપરાંત નીચેના નિયમો હતા.

(૧) જે કુળના પુરૂષો પોતાનાં જાતકર્મ કરતા ન હોય અર્થાત્ હીન કર્મી હોય તેવો ન જોઇએ.

(૨) જે કુળમાં ઘણોજ અથવા વિશેષ ભાગે કન્યાનોજ જન્મ થતો હોય તે કુળનો ન જોઇએ.

(૩) જે કુળના માણસો ઘણા વાળવાળા હોય, તે કુળનો ન જોઇએ.

(૪) જે કુળના માણસો રોગિષ્ટ હોય તે કુળનો ન જોઇએ.

(૫) શરીરે કોઢવાળો, ફેફરા જેવા રોગવાળો તેમજ ખોડખાંપણુ વાળો ન હોવો જોઇએ.

વેદથી અજ્ઞાન ન હોવો જોઇએ.

ઉપરના દોષ રહિત યોગ્ય સ્વભાવ ને સમાનરૂપ, ગુણવાળાં વરકન્યાનો વિવાહ કરવામાં આવતો.

બ્રાહ્મણનો પ્રથમ વિવાહ સજાતિય કન્યા સાથેજ થતો-પરંતુ દ્વિતીય વખતે ક્ષત્રી તેમજ વૈશ્યની રૂપ, ગુણસંપન્ન, મનોહર કન્યા સાથે લગ્ન કરવામાં બાધ નહતો. શૂદ્ર કન્યા ગમે તેવી રૂપ-ગુણ સંપૂન્ન હોય તો પણ તેની સાથે લગ્ન કરવામાં ખાસ અટકાવ હતો ને તે કરનારને પતિત ગણી જાતિ બહાર કરવામાં આવતો.

## ૩૭ વિવાહના પ્રકાર.

વિવાહના નીચે પ્રમાણે આઠ પ્રકાર હતા.

(૧) **બ્રાહ્મ-વિવાહ**:—વિદ્વાન્ આચારવિચારવાળા વરને બોલાવી, ઉત્તમ વસ્ત્રાભૂષણને અલંકારો આપી, તેને ઉત્તમ વસ્ત્રાભૂષણ ને અલંકારો વડે શણગારેલી સુલક્ષણી કન્યાનું દાન આપવામાં આવે.

(૨) **દેવ-વિવાહ**:—જ્યોતિષ્ટા હોમાદિક યજ્ઞ ક્રિયા ચાલતી હોય તેવે પ્રસંગે જે અધ્વર્યુ પોતાના કામમાં કુશળ હોય તેને તે વખતે સારાં વસ્ત્રાભૂષણનું દાન આપી, અલંકારને શણગારથી યુક્ત કરેલી કન્યાનું દાન કરવામાં આવે છે.

(૩) **પ્રાજાપ્રત્ય વિવાહ**:—તમે બન્ને જણ પોતપોતાના ધર્મ પ્રમાણે એક બીજા પ્રત્યે વર્તજો એવો કન્યાદાન વખતે સંકલ્પ કરી, વરકન્યાનું પૂજન કરી, વરને કન્યાનું દાન આપવામાં આવે છે તે—

(૪) **આર્ષ વિવાહ**:—શાસ્ત્ર નિયમાનુસાર જે એક ગાય અથવા

બળદ, કે ગાય અને બળદની જોડ વર પાસેથી દાન અથવા કન્યાના બદલામાં લઈ વરને કન્યા આપે છે તે—

(૫) **આસુર વિવાહઃ**—કન્યાનાં માતાપિતા અથવા સગાંસંબંધીને અથવા તે કન્યાને દ્રવ્ય આપી પોતાની ઇચ્છા પ્રમાણે કન્યાને પરણે છે તે–

(૬) **ગાંધર્વ વિવાહઃ**—વર અથવા કન્યાને અરસપરસ કુદરતી રીતેજ પ્રેમ ઉત્પન્ન થવાથી તેઓ પ્રેમને લીધે સ્વેચ્છાએ લગ્ન કરે છે તે.

(૭) **રાક્ષસ વિવાહ**—બળાત્કારથી કન્યાનું હરણ કરીને અથવા તેનાં સગાંવહાલાંને છેતરીને યા મારી નાંખી તે કન્યાની ઇચ્છા વિરૂદ્ધ તેને પોતાને ઘેર પકડી લઇ જઇ તેની સાથે સંસાર માંડવો તેને રાક્ષસ વિવાહ કહે છે.

(૮) **પિશાચ વિવાહઃ**—કન્યા એકાંત સ્થળે સૂતેલી હોય તથા મદ્યાદિ કેફથી મસ્ત હોય તેવી સ્થિતિમાં તેને સંભોગ કરે છે તેને અધમ એવો પિશાચ વિવાહ કહે છે.

ઉપરના પહેલા ચાર વિધિ બ્રાહ્મણોને માટે ઉત્તમ ગણ્યા છે. ને તે ઉત્તરોત્તર સારાં ફળ આપે છે. આ ચાર રીતે લગ્ન થવાથી થતાં સંતાનો–પુત્રો શ્રુતિના અધ્યયનથી સંપત્તિ મેળવે છે– તેમનાં કપાળ ધર્મરૂપી તેજને લીધે ભવ્ય જણાય છે. રૂપે સુંદર, વિદ્વાન, પરાક્રમી, ધનવાન, ગુણવાન, યશસ્વી ને પોતાની ઇચ્છા પ્રમાણે વસ્ત્રાભૂષણ સજનારાં, સુગંધી લેપ માળાને ધરનારાં ને સુખ વૈભવને ભોગવનારાં ધર્માચરણ કરનારાંઅને સો વર્ષનું આયુષ્ય ભો-

ગવનારાં થાય છે. ને છેલ્લા ચારથી ઉત્પન્ન થતાં ફરજંદો-ઘાતકી, અવિચારી, જુઠું બોલનારાં, વેદને ધર્મ કૃત્યોનો દ્વેષ કરનારાં થાય છે એમ સ્વાયંભુવ મનુનું કહેવું છે. તે મનુના આદેશને માન આપી પ્રથમના ચાર પ્રમાણેજ પ્રાચીન બ્રાહ્મણો વિવાહ કરતા હતા.

## ૩૮ વિવાહ સંસ્કાર.

• શાસ્ત્ર નિયમાનુસાર વય, રૂપ, ગુણ ને કુળની પસંદ કરેલી વર કન્યાની જોડને બન્ને પક્ષવાળા ભેગા થઇ પ્રસન્નતાથી નીચે પ્રમાણે ત્રણ સંસ્કાર કરતા.

### (૧) વાગ્દાન.

શુભ મુહૂર્ત જોઇ કન્યા તરફથી કન્યાનો બાપ પોતાનાં સગા સ્નેહીઓને લઈ વરના બાપને ત્યાં જતો ને તેનાં સગાં સ્નેહી સમક્ષ ગંધાક્ષત વડે વરની પૂજા કરતો, ને હાથમાં શ્રીફળ સાથે એક રૂપીઓ આપતો ને કહેતો કે "જો તું વિવાહ વખતે ખોડખાંપણ-વાળો, વટલેલો, નપુંસક તથા મત્ત, ઉન્મત્ત, આંધળો, પાંગળો, ગાંડો ઇત્યાદિ દશ દોષવાળો નહિ હોય ને સ્નાતક હશે તો શુભ મૂહૂર્તમાં દેવ, બ્રાહ્મણ ને અગ્નિની સાક્ષીથી હું મારી અમુક સુલ-ક્ષણી કન્યા તને આપીશ. એ પ્રમાણે વાણીથો દાન દેતો. પછી વરને કન્યાના બાપ યા વાલી અરસપરસ ગોળધાણા આપી કબુલત કરી વરકન્યાની વધુ ચોકસી કરવા સૂચવતા.

### (૨) પાણિગ્રહણ.

વાગ્દાન થયા પછી વર કન્યાનાં માબાપ ભેગાં મળી બન્નેને અનુકુળ આવે તેવું શુભ લગ્ન મુહૂર્ત જોવરાવી તિથિ મુકરર કરતા

અને કન્યાના બાપને ત્યાંથી લગ્નપાત્રકા લખીને કન્યાના ભાઇ યા ગોર જોડે વરના બાપને ત્યાં મોકલતા તેથી લગ્નના મુકરર કરેલે દિવસે વર જાન લઇ વાજતે ગાજતે કન્યાના બાપને ત્યાં પરણુવા જતો. તેને કન્યાનો બાપ સામૈયું કરી જાનીવાસે ઉતારતો. ને લગ્ન સમયે તેડી લાવી પુંખણું વગેરે કરી લગ્નમંડપમાં વેદી સામે પૂર્વાભિમુખે બેસાડતા ને તેની સામે ગોર તથા વિદ્વાન બ્રાહ્મણો બેસતા. પછી વરની સામે પૂર્વ દિશામાં વસ્ત્રાલંકાર સહિત કન્યાને પધરાવતા ને શાસ્ત્ર વિધિ પ્રમાણે દેવ, બ્રાહ્મણોનું આવહ્નાદિ પૂજન કરીને વરનું પૂજન, મધુપર્કાદિ ધર્મક્રિયાઓ કરીને વરના હાથમાં કન્યાદાન આપવાના સંકલ્પનું જળ આપવામાં આવતું તે એવું બોલીને કે "આ મારી અમુક કન્યા હું તને આપું છું." વર કહે મને આપો.

પછી વરને કન્યા બન્ને જણાની ત્રણ ત્રણ પેઢીના કુળગોત્ર નામાદિનો ઉચ્ચાર કરીને આચાર્યની આજ્ઞાનુસાર કન્યાદાન આપનાર, કન્યાનો જમણો હાથ વરના જમણા હાથમાં આપવામાં આવતો ને તે ઉપર યથાશક્તિ દક્ષિણા આપી કન્યાનું સંપ્રદાન કરતો તે વર "**સ્વસ્તિ**" કહી લેતો.

પછી ગ્રંથીબંધન—છેડાગોઠણુ-કરવામાં આવતું. એકંદરે બધી ક્રિયાઓ લગભગ આજના જેવીજ પણ વિધિપુરઃસર ને સમજપૂર્વક કરવામાં આવતી પછી વર પોતાની જાતે ચાર મંત્ર ભણીને કન્યાને નીચે પ્રમાણે કહેતોઃ—

(૧) હું આ સાચી ગાંઠ મારા અને તારા હૃદય તથા મન સાથે બાંધું છું.

(૨) જેવું મારૂં હૃદય છે તેવું તારૂં હૃદય થાઓ.

(૩) અને તારા હૃદય જેવું મારૂં હૃદય થાઓ.

(૪) જેમ આકાશ, પૃથ્વી અને આખું વિશ્વ નિશ્ચળ છે; પર્વતો નિશ્ચળ છે. તેમ તું હવે પતિના—મારા કુળમાં નિશ્ચળ થા. એમ કહી હૃદયની જીંદગીભરની વિશુદ્ધ ગ્રંથી બંધાતી.

## પાણિ ગ્રહણ—હસ્ત મેળાપ.

વરકન્યાને સામસામાં ઉભાં રાખીને વચમાં અંતરપટ રાખીને વર પાસે પાણિ ગ્રહણનો સંસ્કાર કરાવવામાં આવતો તે એવી રીતે કે વરે પોતાના હાથની અંજલિમાં વધુના હાથની અંજલિ લેવી. (બન્નેના જમણા હાથની) તે નીચે પ્રમાણે મંત્રો—ભણી પ્રતિજ્ઞાઓ કરીને કન્યાને કહેતો કે—

(૧) હે સુભગા, હું તારો હાથ પકડીને કહું છું કે "હું તારો સૌભાગ્યવાળીનો હાથ પકડું છું તે હું અને તું જ્યાંસુધી જીવીશું ત્યાં સુધી બન્ને જણ સાથે સરખી અવસ્થામાં રહીશું.

(૨) તું કુડી નજરથી તારા પતિને—મને જોઇશ નહિ. પશુઓને માટે, અધિક કલ્યાણવાળી સારા મનવાળી, સારા આચરણવાળી ચંચળ, સારી સમજવાળી, અને ઘરના દરેક કામકાજમાં પ્રવિણ થાઓ, હરેક જીવનું કલ્યાણ કરનારી થાઓ; તારા પુત્રો વીર અને દીર્ધાયુ થાઓ. તું તેજસ્વીની થાઓ. અને ઈશ્વર તરફથી મળેલા સુખની ભોગવનારી જે તું, તે એ પ્રમાણે માણુસ અને પશુઓને કલ્યાણ કરનારી હો.

(૩) સસરો, સાસુ, નણંદ, દીઅર, એમની નજર આગળ તું સારી સૌભાગ્યવાન—શોભાયમાન થા.

(૪) મારી વૃત્તિમાં તારૂં મન અને હૃદયને રાખવું. મારા ચિત જેવું તારૂં ચિત્ત હો. મારી વાચા અને મન, તેમજ તારી વાચા અને મન એક સરખાં થાઓ. મારા સ્વધર્મ પ્રમાણે ચાલનારી થા. મારા નિયમમાં તારા હૃદયને રાખ ને તારૂં ચિત્ત મારા સરખું હો. તું મારી સાથે એક મતવાળી, મારૂં વચન પાળનારી, અને ધર્મ પ્રમાણે ચાલનારી થા. ને પરમેશ્વરમાં ને મારામાં તફાવત ગણીશ નહિ.

એ પ્રમાણે વર વધૂ બન્ને એકરૂપ થઇને વધૂ પોતાના સ્વામી-ના કુળ ગોત્રમાં પોતાનું નામ દાખલ કરતી—એવી રીતે કે—હું પો-તાનું નામ દઇને અમુક ગોત્રવાળી થાઉં છું. પછી ભરથાર અને આચાર્ય તેને આશિર્વાદ દેતા—કે તું ઘણા આયુષ્યવાળી હો—એ પ્રમા-ણે પાણિ ગ્રહણના સંસ્કાર પુરા થતા.

## અસવર્ણીય કન્યા સાથે હસ્તમેળાપ.

જો કન્યા અસવર્ણીય હોય એટલે વર બ્રાહ્મણ ને કન્યા ક્ષત્રી જાતિની હોય તો હાથને બદલે બન્ને જણા એક તીરને ઝાલતાં. જો કન્યા વૈશ્ય જાતિની હોય તો હસ્તમેળાપ ને બદલે એક બીજાના હાથમાં ચાબુક પકડાવવામાં આવતી ને કન્યા શુદ્ર હોય તો લૂગડાના છેડા ઝાલવા એવી વિધિ હતી.

## (૩) સપ્તપદી સંસ્કાર.

ઉપર પ્રમાણે વાગ્દાન ને પાણિ ગ્રહણના સંસ્કાર થયા પછી પોતાના કુળ ગોત્રના રિવાજ પ્રમાણે વિધિપુરઃસર સપ્તપદીના સં-સ્કાર કરવામાં આવતા ને તે વર કન્યા અરસપરસ સ્વમુખે નીચે

પ્રમાણે પ્રતિજ્ઞાઓ કરતાં

## પહેલું પગલું ભરતી વખતે

વર—અન્ન માટે તું એક ડગલું ભર અને મારી પાછળ ચાલ—એટલે તારે જેટલું અન્ન જોઇશે તેટલું હું પુરૂં કરીશ.

વધુ—મેં બહુ પ્રકારનાં પુણ્ય કરેલાં તેથી દેવોએ મારે માટે તમને પતિ ઠરાવેલા તે તમે મને મળ્યા

## બીજું ડગલું ભરતાં

વર—દૂધ, દહીં, ઘી, ચોપડ, લવણુ વગેરે પુષ્ટિદાયક રસ માટે તું બીજું ડગલું ભર અને મારી પાછળ ચાલ.

વધુ—તમે જ્યાં રહેશો ત્યાં તમારી સાથે હું રહીશ—ને તમારી સાથે રહેતાં દૈવયોગે જે સુખ દુઃખ મળશે તે હું ભોગવીશ.

## ત્રીજું ડગલું ભરતાં

વર—ઘર, વસ્ત્ર, સોનું, રૂપું વગેરે ઉપયોગી ધન માટે તું ત્રીજું ડગલું ભર ને મારી પાછળ ચાલ.

વધુ—સદા તમારી ઉપર ભક્તિ તથા સ્નેહભાવ રાખીશ અને પ્રિય વચન બોલીશ.

## ચોથું ડગલું ભરતાં.

વર—આ લોકના સૌ સુખને માટે તું ચોથું ડગલું ભર અને મારી પાછળ ચાલ.

વધુ—તમારી પીડામાં હું ભાગીયણ થઇશ. તમારા દુઃખમાં હું ભાગીઅણુ થઈશ અને તમને ખાવાનું આપીને હું ખાઇશ.

## પાંચમું ડગલું ભરતાં.

વર—પ્રજા, સંતાનને માટે તું પાંચમું ડગલું ભર અને મારી પાછળ ચાલ.

વધુ—ઋતુ કાળમાં સ્નાન કરીને-પવિત્ર થઇને તમારીજ સાથે હું ક્રીડા કરીશ. બીજા કોઇની સાથે નહિ કરૂં.

## છઠું ડગલું ભરતાં.

વર—ઋતુઓને માટે તું છઠું ડગલું ભર અને મારી પાછળ ચાલ.

વધુ—હોમ, યજ્ઞાદિ પુજાના કાર્યમાં હું તમને સહાય થઈશ અને ધર્મ, અર્થ, કાપ એ ત્રણે પ્રકારનાં સાધન કરવા લાગીશ.

## સાતમું ડગલું ભરતાં.

વર—સાતમું ડગલું ભરીને તું મારી મિત્ર થા. અને મારી પાછળ ચાલ.

વધુ—આપણુ બેને હવે પ્રીતિ થઈ. આ કામમાં સર્વનો સાક્ષી પરમેશ્વર છે તે અને તમે મને છેતરશો નહિ.

વર—આપણુને બહુ પુત્ર થજો-અને તેઓ ચીરંજીવી થજો-એવું પરમેશ્વર પાસે માગીએ છીએ.

આપણે સાત ડગલાં ભરતાં સખા-મિત્ર થયાં. હું તારૂં સખ્ય પાળીશ-તું મારૂં સખ્ય પાળજે. જેવું મારૂં મન છે તેવું તારૂં મન હજો ને જેવું તારૂં મન છે તેવું મારૂં મન થજો.

પતિવ્રત પાળવામાં પ્રભુ તારૂ મન વાળજો. પ્રભુ મારા મન પ્રમાણે તારૂ મન કરજો. આપણે બેઉ એક મનવાળાં થઇને એક એકનું વચન પાળવું. સૃષ્ટિમાં ધર્મ ચક્ર ચલાવનાર પ્રભુ તને મારીજ કરો.

ઉપર પ્રમાણે—વિશુદ્ધ હૃદયે પરસ્પર પ્રેમથી કરેલી સમજ પૂર્વકની પ્રતિજ્ઞાઓ વડે ( માણસ, અગ્નિ ને ઇશ્વરની સાક્ષીથી ) લગ્નની પવિત્ર ગ્રંથીથી જીંદગી ભરને માટે જોડાતાં ને શાસ્ત્ર નિયમાનુસાર ગૃહસ્થાશ્રમનું પાલન કરતાં.

## ૩૯ ગૃહસ્થની વ્યાખ્યા.

રૂગ્વેદના બીજા અધ્યાયમાં ગૃહસ્થની નીચે પ્રમાણે વ્યાખ્યા આપી છે.

(૧) જે પોતાના પરાક્રમ અને ઉદ્યોગથીજ શ્રેષ્ટ પદાર્થ મેળવે છે. એટલે જે વિચારશીલતાથી તથા અત્યંત પુરૂષાર્થથી ઉત્તમ વસ્તુઓ પેદા કરે છે. અને તેણે કરીને આયુષ્ય, ધન, પુષ્ટિ ઇત્યાદિથી પોતાના કુટુંબનું સંરક્ષણ કરે છે. તેવા શૂરવીર પુરૂષને ગૃહસ્થ કહે છે.

(૨) જેની સારી ચાલ છે જે વિનયવાળો છે. જે સુવર્ણ ઇત્યાદિ શ્રેષ્ઠ ધાતુનો સંગ્રહ કરે છે. જેને ઘેર ગાય, ભેંસ, બળદ ઘોડા ઇત્યાદિ ઉપયોગી પશુઓ પાળેલાં હોય છે, જે જીતેંદ્રિય અને ઉદ્યોગી છે, તેવા પુરૂષને ગૃહસ્થ કહેવો.

(૩) જે સત્ય ધર્મ અને પરમેશ્વરની આજ્ઞા પાળે છે અને ઇશ્વર સ્તુતિ—પ્રાર્થના તથા ઉપાસનાઓમાં તત્પર રહે છે તે ગૃહસ્થ કહેવાય છે.

ઉપર પ્રમાણે તે વખતે ગૃહસ્થની વ્યાખ્યા હોવાથી ગૃહસ્થમાં નીચેનાં લક્ષણોની—ગુણોની ખાસ આવશ્યક્તા ગણાતી.

## ગૃહસ્થે ધારણ કરવા યોગ્ય ગુણ.

(૧) **ઓજ**—અત્યંત પરાક્રમી થવું. (૨) **તેજ**—અદીનતા. (૩) **સહ**-સહનશીલતા. (૪) **બળ**-શરીરે સુદૃઢ-બળવાન. (૫) **વાક**-સત્ય ને મધુર વાણી. (૬) **ઇંદ્રિય**-સર્વ ઇંદ્રિયોની પુષ્ટિને રક્ષણ કરવું. (૭) **શ્રી**-શોભા-ધન સંપત્તિ-લક્ષ્મીવાન થવું. (૮) **ધર્મ**—ન્યાય-પક્ષપાત રહિત વર્ત્તવું. (૯) **બ્રહ્મ**-વિદ્વાન બ્રાહ્મણો સાથે વિદ્યાપ્રચાર કરવો. (૧૦) **ક્ષત્રીય** શૂરવીર પુરૂષોને શાસ્ત્રાભ્યાસથી શિક્ષણ આપવું. (૧૧) **રાષ્ટ્ર** રાજ્યનું-યથાવત્ સભા ભરી પાલન કરવું. (૧૨) **વિશ**-વૈશ્ય શૂદ્રાદિ પ્રજાનું રક્ષણ કરવું. (૧૪) **યશ**-શૌર્ય અને ન્યાયથી વર્ત્તવું. (૧૫) **વર્ચ્ય**-બ્રહ્મચર્યાદિ આશ્રમોનું યથાવત પાલન કરવું. (૧૬) **દ્રાવિણ**-નાના પ્રકારના દ્રવ્યોનું શોધન. (૧૭) **આયુઃ** શરીરના આરોગ્ય વધારવાના ઉપાય યોજવા. (૧૮) **રૂપ**=વિર્યાદિ ધારણ કરી રૂપનો વધારો કરવો. (૧૯) **નામ**-કીર્તિવાન થવું. (૨૦) **પાન-અપાન-ચક્ષુ શ્રોત્ર**-પાન એટલે ભક્ષણ કરવાનો વાયુ-અપાન=બહાર કાઢવાનો વાયુ-શ્વાસોશ્વાસ, આંખો, કાન, એઓને સારાં રાખવાં-નિયમમાં રાખવાં-સારાં ઔષધોનું સેવન અને ઉત્તમ શીલતાથી શરીરનું સંરક્ષણ-કરવું. (૨૧) **પય**—દૂધનો બરાબર ઉપયોગ કરવો. (૨૨) **રસઃ** ઘી ગોળ, ખાંડ, સાકર, મીઠું. ઇત્યાદિ રસનો. (૨૩) **અન્ન** જૂદી જૂદી પ્રકારનાં અન્નોથી ઉત્તમ ભોજન બનાવી જમવું. (૨૪) **રૂત**—પરમેશ્વરની શ્રદ્ધાપૂર્વક ભક્તિ કરવી. (૨૫) **સત્ય**—ખરા ધર્મનો ઉપદેશ કરવો. (૨૬) **ઇષ્ટ**—વાયુ ને જલની શુદ્ધિ અર્થે હોમ કરવો. (૨૭) **પૂર્ત્ત**—સર્વ વ્યવહાર સત્યતાથી પૂર્ણ કરવો. (૨૮) **પ્રજા**—સંતાનોની રક્ષા અને

સુશિક્ષાથી પાલન કરવું. (૨૯) પશુ—ગાય, ભેંસ, બળદ, ઘોડા ઇત્યાદિ પશુઓનું પાલન કરી યથાવત ઉપયોગ કરવો.

ઉપર પ્રમાણે ગુણોને ધારણ કરી આપણા પૂર્વજો ગૃહસ્થાશ્રમને શાસ્ત્ર નિયમાનુસાર પાલન કરતા.

## ગૃહસ્થાશ્રમની મહત્તા.

**यथा वायुं समाश्रित्य वर्त्तन्ते सर्व जन्तवः ॥**
**तथा गृहस्थमाश्रित्य वर्त्तन्ते सर्व आश्रमाः ॥ मनु ॥**

જેવી રીતે હૃદયમાં સ્થાન કરી રહેલા પ્રાણ વાયુ ઉપરજ સવ જંગમ સૃષ્ટિના જીવ માત્રના જીવનનો આધાર છે, તેમ ગૃહસ્થાશ્રમ ઉપરજ સર્વ આશ્રમોનો આધાર છે.

**यस्मान्त्रयोऽप्याश्रमिणो ज्ञानेनान्नेन चान्वहम् ।**
**गृहस्थे नेव धार्यन्ते तस्माज्जयेष्ठाश्रमो गृही ॥ मनु ॥**

ગૃહસ્થાશ્રમ એ સર્વ આશ્રમ એ સર્વ આશ્રમોનો પ્રાણજ છે. કારણકે ગૃહસ્થાશ્રમાંથી અન્ય સર્વ આશ્રમોની ઉત્પત્તિ છે. ને પછીથા ઉત્પન્ન થતા આશ્રમોને ગૃહસ્થીજ અન્ન, જળ ને આશ્રય આપે છે માટે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમજ શ્રેષ્ટ છે. ઉપર પ્રમાણે આપણા પ્રાચીન પૂર્વજોની સમજ હોવાથી એ ત્રણે આશ્રમોવાળાને અન્ન, જળ, વસ્ત્ર વગેરેથી સારી રીતે આશ્રય આપી સંતોષતા.

ગૃહસ્થાશ્રમમાં ઘરમાં વસવાથી પાંચ સૂના દોષ થાય છે તેના નિવારણાર્થે પંચયજ્ઞ કરવાની દરેક ગૃહસ્થની આવશ્યક ફરજ છે તે અદા કરવાને આપણા પ્રાચીન પૂર્વજો. (૧)

બ્રહ્મયજ્ઞ. (૨) પિતૃયજ્ઞ. (૩) દૈવયજ્ઞ. (૪) ભૂતયજ્ઞ. (૫) નૃ યજ્ઞ એ પ્રમાણે પાંચ યજ્ઞો કરતા તથા આગ્રયણ, અષ્ટકા, ઉત્સર્ગ, ઉપાકર્મ ને શ્રાદ્ધ વગેરે આવશ્યક કર્મો કરતા હતા. ને બાકીના વખતમાં સ્વવર્ણાનુસાર કર્મ પ્રવૃત થતા. અને સતત ઉદ્યોગથી ન્યાય પુરઃસર સારી લક્ષ્મી પ્રાપ્ત કરતા—દાન કોઇનું લેતા નહિ, ખેતી કરતા નહિ. ભીખ માગતા નહિ. કન્યાવિક્રય કરતા નહિ—પોતાની જાતિને ન છાજે તેવા વૈશ્ય ધંધા સ્વીકારતા નહિ. દ્રવ્ય મેળવવાની વિશેષ લોલુપતા રાખતા નહિ. જુઠું બોલતા નહિ, અન્યાય, અધર્મ કરતા નહિ. નોકરી સ્વીકારતા નહિ. શાસ્ત્રના નિયમોનું ઉલ્લંઘન કરતા નહિ—ને હમેશાં શ્રદ્ધાથી પોતાનાં નિત્ય નૈમિત્તિક કર્મો કરતા. સ્વાધ્યાય કરતા. સત્ય બોલતા કામ, ક્રોધ, મોહ, મત્સરાદિ ષડ્ રિપુને વશ રાખતા ને કેવળ મનોનિગ્રહી ને ઇંદ્રિયનિગ્રહી રહી માતૃસેવા, પિતૃસેવા, ગુરૂસેવા કરતા. સ્ત્રીઓનું સારૂ સન્માન કરતા બાળકોને નાનપણથીજ કેળવણી આપી ઉચ્ચ અતિથિ સંસ્કાર પાડતા; અતિથિનો, ભોજન આસન, શય્યા, જળફળ, ઇત્યાદિથી સારો સત્કાર કરતા; પોતાની શક્તિ અનુસાર સુંદર વસ્ત્રાભુષણ પહેરતા, એક પત્નીવૃત પાળતા પોતાના જીવનનાં કર્તવ્યોના છ ભાગ પાડતા. **(१) आत्मसंरक्षण. (२) जीविका. (३) संतानरक्षण. (४) समाजसंस्था. (५) मनोरंजन. (६) ईश्वरोपासना.** એ છ કર્તવ્યો પૈકી છેલ્લું ઇશ્વરોપાસના સિવાયના બાકીનાં પાંચમાંથી પાંચમા કરતાં ચોથું, ચોથા કરતાં ત્રીજુ, ને ત્રીજા કરતાં બીજુ, ને બીજા કરતાં પહેલાને એમ ઉત્તરોત્તર ઉત્તમ ગણાતા.

धर्मार्थकाममोक्षाणामारोग्यं मूलमुत्तमम् ।
रोगास्तस्यापहर्तारः श्रेयसो जीवितस्य च ॥

चरक सूत्र स्था.१.

ધર્મ, અર્થ, કામ, મોક્ષ એ સર્વનું મુળ કારણ આરોગ્ય છે અને એ આરોગ્યનું તથા આયુનું સત્યાનાશ વાળનાર રોગો છે. ને તે રોગો વૈદકના નિયમ વિરૂદ્ધ આચરણ કરવાથી થાય છે એ સમજી વૈદક શાસ્ત્રાનુસાર યુક્ત આહાર, વિહારાદિનું પાલન કરી શરીરને નિરોગ રાખતા પછી અથર્વણના નીચેના નિયમને અનુસરતા.

आयुष्यं वर्चस्यं रायस्पोषमौद्भिदम् ।
इदं हिरण्यं वर्चस्य जैत्राया विशतादुयाम् ॥

अथर्वण ૩૪.

સુવર્ણાદિ ધન જે આયુને હિતકારી, અધ્યયનને સહાયક ગૌ અશ્વાદિ પશુઓનું પાલન કરનાર, દુઃખોનો નાશ કરનાર અને ઉત્તમ અન્ન પ્રાપ્ત કરાવનાર તે સુવર્ણાદિ ધન સર્વ કાર્યોની સિદ્ધિને અર્થે જરૂરનું છે, એમ સમજી સદુદ્યોગથી તેઓ સારૂં દ્રવ્ય પ્રાપ્ત કરતા; કારણ કે—

सदाचारःस्मृतिर्वेदास्त्रिविधं धर्मलक्षणम् ।
चतुर्थमर्थमित्याहुः कवयो धर्मलक्षणम् ॥

એમ કરવું એ શાંતિપર્વમાં જણાવેલા ઉપરના શ્લોક પ્રમાણે ધર્મનુંજ લક્ષણ છે એમ તેઓ માનતા.

## ૪૦ "ઇશ્વરાજ્ઞા."

**इहैवस्तं मा वियौष्टं विश्वयायुर्व्यश्नुतम् ।**
**क्रीडन्तौ पुत्रैर्नप्तृभिर्मोदमानौ स्वस्तकौ ॥** शान्तिपर्व.

હે સ્ત્રી અને પુરૂષ, હું પરમેશ્વર આજ્ઞા કરૂં છું કે વિવાહમાં તમે જે પ્રતિજ્ઞાઓ કરી ચૂક્યાં છો અને જેનો તમે બન્ને સ્વીકાર કર્યો છે, તેમાં તમે તત્પર રહો. આ પ્રતિજ્ઞાનો કદી ભંગ ન કરો. ઋતુગામી થઇ વીર્યનો અધિક નાશ ન કરી સંપૂર્ણ આયુષ્ય કે જે ૧૦૦ સો વર્ષથી ઓછું હોતું નથી તેને પ્રાપ્ત કરો ને ધર્મરીતિથી પુત્ર, પૌત્રો સહિત આનંદ આપનારાં ઉત્તમ ગૃહોને પ્રાપ્ત કરો, ને આનંદિત થઇ આ ગૃહસ્થાશ્રમમાં પ્રીતિપૂર્વક વાસ કરો.

**सुमंङ्गली प्रतरणी गृहाणां सुशेवापत्येश्वशुराय शम्भुः ।**
**स्योनाश्वश्रैव प्रगृहान विशेयान् ॥**

હે વરાનને, તું શુભાચરણવાળી ને દોષ ને શોકાદિથી દૂર રહેવાવાળી થા. ગૃહકાર્યમાં ચતુર થઈ તત્પર રહે તથા ઉત્તમ સુખવાળી થઇ, પતિ, સસરા, સાસુને સુખ કરતી થા ને પ્રસન્ન થઇ આ ગૃહમાં સુખપૂર્વક પ્રવેશ કર.

**आरोह तल्पं सुमनस्य मानेह प्रजांजनय पत्ये अस्यै ।**
**इन्द्राणी व सुबुधा बुध्यमाना ज्योतिरग्राउषसःप्राति ॥**

હે વરાનને, તું પ્રસન્નચિત્તવાળી થઇ પલંગપર ચઢી શયન કર અને આ ગૃહાસ્થશ્રમમાં સ્થિર રહી, આ પતિને માટે પ્રજા ઉત્પન્ન કર. સુજ્ઞાનવાળી ઉત્તમ શિક્ષાને પ્રાપ્ત કરી તું સૂર્યની કાંતિ

સમાન પ્રાતઃકાળની પહેલી જ્યોતિ સમ પ્રત્યક્ષ સર્વ કાર્યમાં જા-ગતિ રહે.

ઉપરનાં વિવિધ વાક્યોને તે વખતની સ્ત્રીઓ યથાર્થ રીતે અનુ-સરતી. પતિની સારી રીતે સેવા કરી પાતિવ્રત્ય પાળતી. સસરા, સાસુ, દીયર, જેઠ, નણંદ વગેરે સર્વ શ્વસુર કુટુંબને પોતાના કુટુંબવત્ માની વિનયથી સર્વને ઘટિત માન આપી ઉચિત આજ્ઞાઓ સ્વીકારી પ્રસન્ન રાખતી ને ગૃહકાર્ય સારી રીતે કરી પતિની અર્ધાંગના બની ધર્મકાર્યોમાં પતિ સાથે ભાગ લેતી. અતિથિનો યોગ્ય સત્કાર કરી ઘરને દીપાવતી.

**संपितराबृत्विये सृजेथां, मातापिताच रेतसो भवाथः ।**

હે સ્ત્રી પુરૂષો, તમે બાલકોનાં જનક, ઋતુ સમયમાં સંતાનોને ઉત્તમ રીતે ઉત્પન્ન કરો. જનની અને જનક બન્ને વીર્યને મેળવી ગર્ભાધાન કરનારાં થાઓ.

## ૪૧ સંભોગ.

ઉપરના વિધિવાક્યને સ્વીકારી ઋતુકાળના નિષેધ દિવસોને બા-તલ કરી બાકીના દિવસોમાં એટલે આખા માસમાં માત્ર દશ દિવ-સમાં તે સ્ત્રી પુરૂષો માત્ર પિતૃઋણમાંથી મુક્ત થવાની ઇચ્છાથીજ ક્રીડા કરતાં ને ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરતાં તેમનામાં હાલના જેવી પશુવૃત્તિ નહોતી. રજસ્વલા પ્રાપ્ત થયા પછીજ સ્ત્રીની આ કાર્ય માટે યોગ્યતા ગણાતી. રજસ્વલાના નિયમો હાલના કરતાં તે દિવસે સંપૂર્ણ શાસ્ત્રનિયમાનુસાર પળાતા. રજસ્વલા સ્ત્રી સાથે પુરૂષ બોલતો પણ નહોતો. તો હાલ પામર મનુષ્યો પેઠે સ્ત્રીસંગની તો ઇચ્છાજ

ક્યાંથી ! એકંદરે સ્ત્રી પુરૂષો મનોનિગ્રહી ને ઇંદ્રિયનિગ્રહી હતાં. તેમજ પુરૂષને પ્રસન્ન રાખવો, એ સ્ત્રી પોતાનો ધર્મ માનતી. ને સ્ત્રીને પ્રસન્ન રાખવી, એ પોતાની ફરજ છે એમ સ્વામી માનતો. બન્ને એકબીજાના પ્રેમમાં રત રહેતાં. પતિ એજ પરમાત્મા છે ને સ્ત્રી એજ ગૃહની લક્ષ્મી, ગૃહઅધિષ્ટાત્રી–ગૃહની દેવી ને મોક્ષની સાધનરૂપ છે એના વડેજ ગાંભિલિય ગૃહ્યસૂત્રમાં જણાવેલા

**न गृहं गृह मित्याहुर्गृहिणी गृह मुच्यते ।**

"ઘર તે ઘર નથી પણ સ્ત્રી એજ ઘર કહેવાય છે."

સૂત્ર પ્રમાણે પોતે ગૃહસ્થ છે—એ પ્રેમની દાતૃને પરાર્થે–પરમાર્થે સ્વાર્થ ત્યાગનો પાઠ શીખવનારી છે, એમ સમજી એને વસ્ત્રાલંકારોથી સંતુષ્ટ રાખી ગૃહસ્થાશ્રમને દીપાવતો. એકંદરે પ્રાચીન ગૃહસ્થાશ્રમ સંસારમાં સ્વર્ગ જેવોજ હતો.

## ૪૨ "વાનપ્રસ્થ."

ઉપર પ્રમાણે જેમણે ગૃહસ્થાશ્રમનું યથાર્થ પાલન કર્યું હોય તેવા પવિત્ર બ્રાહ્મણો વાનપ્રસ્થને ધારણ કરતા.

શાસ્ત્રવિહિત આચરણ કરનાર પવિત્ર મહાત્માઓની આ ત્રીજી જીવનદશા હતી એટલે ઉન્નતિના ક્રમમાં ચઢવાનું આ ત્રીજું પગથીયું હતું.

## ૪૩ આશય.

ક્રમે ક્રમે સંસારવાસનાનો ત્યાગ કરી દિન પ્રતિદિન આત્મોન્નતિના ક્રમમાં આગળ વધી જીવનમોક્ષ મેળવવાનો ને તદર્થે ધાર્મિક જીવન ગાળવાનો ઉચ્ચ આશય હતો.

## ૪૪ " ધારણ કરવાનો કાળ. "

જાણે ઇશ્વરનીજ આજ્ઞા થઇ હોય તેમ શરીર અને માથાની ચામડીની કરચલીઓ વળવા માંડે, દાઢી, મૂછ, માથાના વાળ ધોળા થવા માંડે, ને ઇંદ્રિયોની તીવ્રતા ઓછી ઓછી થતી જણાય. વગેરે વગેરે વૃદ્ધાવસ્થાનાં ચિન્હોનાં દર્શન થાય તેમજ ત્રીજી પેઢી એટલે છોકરાનાં છોકરાં થાય એટલે જિજ્ઞાસુએ આ અવસ્થાનો સ્વીકાર કરવો એવો શાસ્ત્રોકત નિયમ હતો.

## ૪૫ વિધિ.

બ્રહ્મા પ્રજાપતિ જેના અધિષ્ટાતા છે, તેવા ઇષ્ટિ નામના હોમ કર્મને કરીને પોતાની પાસે જે કાંઇ સ્થાવર જંગમ મિલ્કત હોય તેમાંથી યજુર્વેદમાં કહ્યા પ્રમાણે યજ્ઞની દક્ષિણા તરીકે આપ્યા પછી હોમના અગ્નિઓ પોતાના અંતરમાં સ્થાપન કર્યા પછી દ્વિજે-બ્રાહ્મણે પોતાના ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી વાનપ્રસ્થાશ્રમ લેવું એવો વિધિ હતો.

## ૪૬ ત્યાગ.

ગૃહસ્થ તરીકે વાપરતા અન્ન તથા તમામ પ્રકારના ભોજ્ય પદાર્થનો, વસ્ત્રાભૂષણોનો તથા તમામ પ્રકારના વૈભવી પદાર્થ તેમજ પાત્રોનો વગેરે વગેરે ગૃહસ્થને છાજે તેવાં સર્વ સાહિત્યો તથા સ્થાનનો, ત્યાગ કરવામાં આવતો. પોતાની સ્ત્રીને તેની ઇચ્છાનુસાર પુત્રોને આધિન કરવામાં આવતી અગર સાથે રાખવામાં આવતી ને ઘર છોડી તીર્થાટન કરવામાં આવતું અગર વનમાં પર્ણકૂટી બાંધી વાસ કરવામાં આવતો.

શ્રી શંકરાચાર્યવિરચિત પંગુરિકામાં જણાવ્યા પ્રમાણે માણુસનું શરીર સુકાઇને કાષ્ટવત્ થઇ ગયું હોય, માથાના અને દાઢી મૂછના વાળ ધોળા થઇ ગયા હોય, મોઢામાંથી દાંત પડીને ડાચાં મળી ગયાં હોય અને શરીર કેવળ જર્જરીભૂત થઇ ગયું હોય તો પણ આશા મુકાતી નથી.

દિવસે આગળ અગ્નિ, પુંઠે ને માથાપર સૂર્યનો તાપ, રાત્રીએ નીચું મુખ કરી ટુંટીઆં વાળી ઢીંચણ ઉપર દાઢી મૂકીને બેશી રહેવું, હાથમાં ભિક્ષા માગીને ખાવું અને ઝાડ તળે વાસ કરવો–આવી પરિસ્થતિ હોવા છતાં પાપીણી આશા છૂટતી નથી. એવી પાપીણીના પંજામાંથી છૂટવું, એજ આ આશ્રમનો મુખ્ય હેતુ હોવાથી તેનો અવસ્ય ક્રમે ક્રમે પરિત્યાગ કરવાનો પ્રયત્ન કરવામાં આવતો.

## ૪૭ "ઘેરથી સાથે લેવાનું સાહિત્ય."

ઘેરથી નીકળતી વખતે અગ્નિહોત્રનો અગ્નિ તથા યજ્ઞ કરવાનાં શ્રુક શ્રુવા વગેરે સર્વ સાધનો સાથે લેવાં પડતાં.

## ૪૮ "વસ્ત્ર."

વસ્ત્ર તરીકે પવિત્ર મનાતા વ્યાઘ્રચર્મ, મૃગચર્મ તથા જૂનાં જાડાં વસ્ત્રોનો ઉપયોગ કરવામાં આવતો ને દર સાલ આશ્વિન માસમાં જીર્ણ થતાં તેનો પરિત્યાગ કરી નવીન ધારણ કરવામાં આવતાં. પંચકેશ ધારણ કરવા પડતા. હાથના ને પગના નખ પણ કપાવાતા નહિં.

## ૪૯ ધર્મકાર્ય.

(૧) પ્રાતઃ, મધ્યાન્હ અને સાયં સમયે નદિ, તળાવ અથવા નજીકના વાવ કૂવાપર જઇને સ્નાન કરવું ને દેવ, ઋષિ ને પિતૃ તર્પણ કરવાં.

(૨) પોતે જેવો આહાર લઇને પોતાની આજીવિકા ચલાવતો હોય તેવાથીજ તેણે બળીહોમ કરવો ને પોતાની શક્તિ પ્રમાણે ભિક્ષા આપવી અને આવેલા અતિથિનો યોગ્ય આદરસત્કાર કરી ફળ, કંદ, મૂળ વગેરે જે હોય તે આપી સંતોષવો.

(૩) શાસ્ત્રમાં કહેલા ત્રણે વૈતાનિક અગ્નિ હોમ જૂદા જૂદા અગ્નિથી કરવા તથા અમાવાસ્યા ને પૂર્ણિમાને દિવસે શ્રુતિ, સ્મૃતિમાં કહ્યા પ્રમાણે દર્શ પૌર્ણમાસ હોમ અવસ્ય કરવા.

(૪) વર્ષની ત્રણે ઋતુઓ ને નક્ષત્રોના ક્રમ પ્રમાણે બીજા પણ યજ્ઞ કર્મો નક્ષત્ર ઇષ્ટિ, આગ્રયણા, નવસ્ય, ચાતુર્માસ, દક્ષિણાયન વગેરે કરવા.

(૫) નિરંતર વેદનાજ ધ્યાનમાં રહેવાને મનથી પ્રયત્ન કરવો; સુખ દુખ સમાન ગણવાં. કોઇની સાથે વૈર કરવું નહિ. કોઇનીપર દ્વેષ રાખવો નહિ. પ્રાણિમાત્ર તરફ સમદૃષ્ટિ રાખી દયાભાવ રાખવો તથા દાન લેવાની ઇચ્છા રાખવી નહિ.

## ૫૦ " ખોરાક "

૧. ખોરાક તરીકે પવિત્ર ગણાતા નિવાર–નમાર–શામો વગેરે અણુખેડે ઉત્પન્ન થયેલાં–ધાન્ય, વનમાં ઉત્પન્ન થયેલાં ફૂલ, ફળ,

મોહાર, કંદ, મૂળ, શાક, ભાજી, અને હોમ કરતાં વધેલું અન્ન ક્ષાર સાથે પોતાને હાથે મેળવીને-વગેરે વગેરે લેવામાં આવતાં હતાં. તેલને બદલે પવિત્ર ઇંગુદીના તેલનો ઉપયોગ કરવામાં આવતો.

૨. મદ્ય, માંસ, હલકી જાતનાં ખાતરોથી થનારાં શાક ભાજી ખેડેલું અનાજ, ગામમાં તેમજ બીજા દેશમાં ઉત્પન્ન થયેલાં ફળ વગેરે વગેરેને આપત્તિ કાળે પણ સ્વીકારવામાં આવતાં નહોતાં.

૩. વાપરવાનાં વાસણો દરરોજ સાફ કરી ચોખ્ખાં રખાતાં. ને અનાજ દળવા ઘંટીનો ઉપયોગ કરવામાં આવતો.

૪. ખોરાક રોજરોજ રાંધીને જમતા-ને અનાજસંગ્રહ, માસ, ૭ માસ ને વધારેમાં વધારે બાર માસનો કરવામાં આવતો. દરેક આશ્વિન માસમાં એકત્ર કરી રાખેલાં અન્ન તથા શાક ભાજીનો ત્યાગ કરી નવીન સંગ્રહ કરવામાં આવતો.

૫. વસંત અથવા શરદ્ ઋતુમાં ઉપર પ્રમાણે પોતાને જોઇએ તેટલા અન્નનો સંગ્રહ કરવામાં આવતો. ને પોતાનાજ હાથે હોમ, પુરોડાશ ચરૂ, ને હવિને માટે વેદ વિધિ પ્રમાણે તૈયાર કરવામાં આવતાં. ખોરાક પોતાની ઇચ્છા પ્રમાણે દિવસ અગર રાત્રે એકજવાર લેવામાં આવતો.

## ૫૧ ભિક્ષા.

પોતાના પોષણની પણ તેણે ઝાઝી દરકાર કરવી નહિ ને નકામો કાળક્ષેપ કરવો નહિ. પોષણ જેટલું કાંઇપણ જ્યારે ન મળે

ત્યારે વનમાં વસનારા વાનપ્રસ્થીઓ પાસેથી ભિક્ષા માગવી. ને તેમની પાસેથી પણ ન મળે તો બીજા દ્વિજ ગૃહસ્થીઓ પાસેથી લેવી. જો ગૃહસ્થીઓ પાસેથી ભિક્ષા માગી લાવવી પડે તો તે ભિક્ષા તેણે પાંદડાના પત્રાળા, પડીઆમાં, અગર પોતાના હાથમાં, અથવા ભાગેલા તૂટેલા જૂના વાસણમાં લાવવી ને તેમાંથી માત્ર આઠ જ ગ્રાસ લેવા.

## ૫૨ દેહદમન—તપ.

(૧) સુખભોગનાં સાધનો મેળવવા કંઇપણ પ્રયાસ કરવો નહિ. એટલે સારાં સારાં ભોજનો બનાવી જમવાં નહિ તેમજ સારાં સારાં સ્વાદિષ્ટ ફળો શોધી લાવી ખાવાનો પ્રયાસ કરવો નહિ.

(૨) સ્ત્રીસંગ, તથા સ્ત્રી સાથે પોતાને ઉચિત ધર્મકર્મ રહિતભાષણ પણ કરવું નહિ.

(૩) સુખશય્યા પલંગ વિના ભૂમિપરજ પથારી કરી સૂવું.

(૪) રહેઠાણની પણ ઝાઝી દરકાર કરવી નહિ. ઝાડ તળે પણ નિભાવ કરી લેવો.

(૫) પથારીમાં આમ તેમ લોટયાં કરવું.

(૬) આખો દિવસ પગનાં આંગળાં ઉપરજ ઉભા રહેવું. અગર એક આસનપરથી બીજાપર વારંવાર—આખો દિવસ ઊઠ બેસ કરવી.

(૭) તપોબળની વૃદ્ધિને માટે ગ્રીષ્મમાં પંચાગ્નિ નામના તાપ વડે; ચોમાસામાં વરસાદમાં ખૂલ્લા ઉભા રહીને; અને હેમન્ત ઋતુની અતિશય ટાઢમાં ભીનાં વસ્ત્ર ધારણ કરી ઉભા રહીને.

(૮) ખોરાક એક ઉપવાસ કરી બીજે દિવસે સાંજે લેવો અથવા ત્રણ ઉપવાસ કરી ચોથે દિવસે સાંજે લેવો; અથવા ચાંદ્રાયણ વ્રત કરવું; અથવા ઘણા કાળ સુધી વૃક્ષપરથી પાકીને ખરી પડેલાં ફળ ઉપરજ રહેવું અગર સાધુને યોગ્ય એવા વૈખાનસના નિયમોનું અનુસરણ કરવું અથવા વાનપ્રસ્થના નિયમ પ્રમાણે ભસ્મ પાણીમાં ઓગાળી પીવી. હોમ, યજ્ઞ કરવાના શ્રૌત્ર અગ્નિને બહાર પ્રગટ કરીને ઘરના અગ્નિનો ત્યાગ કરી મૌનવ્રત ધારણ કરીને ફળાહાર કરી અથવા તો નિવાર ધાન્ય ખાઇનેજ રહેવું. ઉપર પ્રમાણે ઉગ્ર તપ કરીને દેહને ઘણોજ દમી દમીને તેનો અંત આણી સ્વર્ગે જવું.

## ૫૩ વાંચન.

શાસ્ત્રમાં કહેલા સર્વ પ્રકારના નિયમોને પાળવા તેમજ પોતાના પિંડને આત્મા–બ્રહ્મથી જાણીતો કરવાને માટે તેણે હમેશાં ઉપનિષદોમાં જણાવેલી શ્રુતિ, શાસ્ત્રો, પ્રમાણોનું અધ્યયન કરવું ને અર્થ સમજવા; તેમજ જે જે ગ્રંથો ઋષિઓ અને ગૃહસ્થો પોતાના જ્ઞાનને વધારવા માટે અને તપની વૃદ્ધિને અર્થે વાંચતા હોય તેવા સઘળા ગ્રંથો બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવા સારૂ ખૂબ ધ્યાનથી વાંચવા.

## ૫૪ " મરણોન્મુખ. "

ચિકિત્સા ન થઇ શકે તેવો અસાધ્ય વ્યાધિ લાગુ પડયો હોય તો તેણે અપરાજીતા–ઇશાન ખૂણા તરફ સીધા ચાલ્યા જવું ને જ્યાંસુધી દેહ ક્ષીણ થઈ પડે નહિ ત્યાં સુધી ફક્ત પવન ને પાણીનોજ આશ્રય લેવો.

આ પ્રમાણેના મરણુ વિધિને શાસ્ત્રે મહાપ્રસ્થાન મરણુ એવી સંજ્ઞા આપેલી છે ને તે સર્વ મરણુ કરતાં ઘણુંજ શ્રેષ્ઠ છે.

ઉપર પ્રમાણે દેહ પાડવાનાં જે જે અનુષ્ટાનો મહર્ષિઓ કહી ગયેલા છે, તેમાંના કોઇથી પણુ જે બ્રાહ્મણુ પોતાના દેહનો અંત આણે છે, તે ભય ને ત્રાસથી વિરક્ત હોઇ અભય–મોક્ષને પામે છે, એમ મનુ ભગવાને કહ્યું છે.

ઉપર પ્રમાણે અવસ્થાનો ત્રીજો આશ્રમ પૂર્ણ કરી ચોથો આશ્રમ, જે સન્યાસ કે જેમાં દુનિયાના સર્વ પદાર્થોનો ત્યાગ કરવો પડે છે, તેનો સ્વીકાર કરવો.

## ૫૫ "સંન્યસ્ત."

જેણે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ–એ ત્રણુ આશ્રમોનું શાસ્ત્ર પ્રમાણે યથાર્થ પાલન કર્યું હોય ને જીવનતંતુ વિશેષ લંબાવવાને છેકજ કંટાળ્યો હોય, જેની સંસારવાસનાઓનો તદન નાશ થયો હોય ને જેણે પોતાને અદા કરવાનાં ત્રણે ઋણુ સારી રીતે અદા કર્યાં હોય તેણેજ સંન્યસ્ત ધારણુ કરવું એવી સામાન્યતઃ શાસ્ત્રમર્યાદા હતી. કારણુ કે જીવન મોક્ષ પ્રાપ્ત કરવાનું આ છેલ્લું ચોથું પગથીયું છે. માટે તેની યોગ્યતા પ્રાપ્ત કરવાને પોતાનાં ત્રણે ઋણુ યથાર્થ અપાવાં જોઇએ. તે અદા કર્યા વગર જે સંન્યાસ ધારણુ કરે છે, તે યોગ્યતાને અભાવે ઇપ્સિત ફળ પ્રાપ્ત ન કરતાં નરકે જાય છે.

## ૫૬ ત્રણુ ઋણુ.

ઉપર કહેલાં ત્રણુ ઋણુ ને તેમાંથી મુક્ત થવાના ઇલાજ નીચે પ્રમાણે હતા. (૧) દેવઋણુ–એ ઋણુમાંથી વેદાભ્યાસે કરીને મુક્ત

થવાય છે. માટે બાલ્યાવસ્થામાં બ્રહ્મચર્ય પાળી વેદાભ્યાસ કરી તે ઋણમાંથી મુક્ત થવું જોઇએ. (૨) પિતૃઋણ—એ ઋણમાંથી સંતતિ ઉત્પન્ન કરવાથી મુક્ત થવાય છે, માટે વેદોક્ત નિયમાનુસાર પોતાનીજ ભાર્યામાં રત રહી, ગૃહસ્થાશ્રમ પાલન કરી યોગ્ય સંતતિ ઉત્પન્ન કરવી જોઇએ.

(૩) ઋષિઋણ—શ્રુતિના નિયમો પ્રમાણે હોમ કર્મ કરવાથી આ ઋણમાંથી મુક્ત થવાય છે માટે વાનપ્રસ્થ ધારણ કરી તેના નિયમોનું પાલન કરવું જોઇએ.

ઉપર પ્રમાણે ઋણમુક્ત થઇ સંન્યાસ ધારણ કરવો, એવી સરળ પ્રણાલિકા હતી, પરંતુ સંન્યાસનો મુખ્ય આધાર કેવળ વૈરાગ્ય ઉપર હોવાથી, જેને તેવો વૈરાગ્ય પ્રાપ્ત થાય તે ગમે તે આશ્રમમાં હોય તો પણ સંન્યાસ ધારણ કરી શકે, એવી છૂટ હતી. જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્ય કે જે સાક્ષાત્ શંકરના અવતાર તરીકે મનાયા તેઓશ્રી એવાજ કારણે બ્રહ્મચર્યમાંથીજ સન્યસ્ત ધારણ કરી શક્યા હતા. તેવી રીતે ગૃહસ્થ પણ વૈરાગ્ય પ્રાપ્ત થતાં બારોબાર સંન્યસ્થમાં દાખલ થઈ શકતો, ને તેવી રીતે મરણાભિમુખ થએલા ગૃહસ્થને સંન્યસ્ત આપવામાં આવતું—આવે છે કે જેને આતુર સંન્યાસ કહે છે, એવો પણ પ્રચાર હતો. તેવો સંન્યાસ માત્ર વૈશ્ય મંત્રથીજ ધારણ કરાવવામાં આવતો.

## ૫૭ સંન્યાસીના પ્રકાર.

(૧) કુટીચક—જે ઘરની એકાંત જગામાં અથવા પર્ણકુટીમાં રહે. કાષાય (ભગવાં) વસ્ત્ર ધારણ કરે, શિખા સૂત્રનો ત્યાગ કરે,

અને દંડ ધારણુ કરી આત્મનિષ્ટ થઇ નિર્વાહ કરે. તેને કુટીચક કહે છે.

(૨) બહુદક—ધન, પુત્રાદિનો ત્યાગ કરી, સાત ઘરની ભિક્ષા લાવી નિર્વાહ કરે તે ભગવાં વસ્ત્ર ધારણુ કરી આત્મનિષ્ટ થઇ રહે તેને બહુદક જાણુવો.

(૩) હંસ—ભગવાં વસ્ત્ર ધારણુ કરે, ધન પુત્રાદિ સુખ તથા પંચ વિષયોનો ત્યાગ કરે ને કેવળ દંડ ધારણુ કરી આત્મનિષ્ટ થઇ રહે તેને હંસ જાણુવો.

(૪) પરમહંસ—શિખા, યજ્ઞોપવિતનો ત્યાગ કરી કેવળ દંડ ધારણુ કરે ને નિરંતર આત્મનિષ્ટપણુામાં રહે તેને પરમહંસ જાણુવો. કાષાય વસ્ત્ર ચારે પ્રકારના સંન્યાસીઓએ ધારણુ કરવાં શિખા યજ્ઞોપવિત હંસ તથા પરમહંસ રાખે અથવા ન રાખે; કેવળ દંડ રાખે. દ્વિજ સંન્યાસી દંડ ધારણુ કરી શકે, એવી પૃથા હતી.

## ૫૮ આશય.

આ ભવ બંધનમાંથી છુટી કેવળ પરાર્થપરાયણુ જીંદગી ગાળી, કૈવલ્ય બ્રહ્મને પ્રાપ્ત કરી, તેમાંજ લીન થઇ અખંડાનંદ પ્રાપ્ત કરવાનો સર્વોત્કૃષ્ટ આશય હતો ને છે. આ નિજાનદ પ્રાપ્ત કરવો, એ દરેક બ્રાહ્મણુની અંતિમ આશા છે. તે આશા ફલીભૂત કરવાને આપણા પવિત્ર પૂર્વજો આ આશ્રમનું પાલન કરતા.

## ૫૯ આવશ્યક નિયમો.

(૧) આ આશ્રમ સ્વીકારનારે પોતાના પુત્ર મિત્ર વગેરે સગાં સ્નેહીને સમજાવી ખુશ કરીનેજ ત્યાગ કરવો. સંસાર ત્યાગનું

કારણ દ્વેષભાવ, કલેશ અથવા એવું બીજું કાંઇ ન હોવું જોઇએ, કારણ માત્ર વૈરાગ્યવૃત્તિથી માયા મમતાનો ત્યાગ કરી જીવન મોક્ષ મેળવવાનુંજ હોવું જોઇએ.

(૨) ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરતાં માત્ર સ્વચ્છ વસ્ત્ર, દંડ ને કમંડલુ એટલાંજ સાધન લેવાં જોઇએ.

(૩) મોજશોખની પુનઃ ઇચ્છા ન થાય માટે એવા પદાર્થ કોઇ અર્પણ કરે તોપણ લેવા નહી.

(૪) વનમાં એકલાજ જવું ને રહેવું, કારણ સંગથી વિરક્ત હોય તેનેજ મોક્ષ મળે છે.

(૫) કોઇ પણ જાતનો રોગ થાય તો તેના ઇલાજ કરવા સંકલ્પ વિકલ્પ ન કરતાં બુદ્ધિ સ્થિર રાખી, મૌન ધારણ કરી પરિબ્રહ્મમાં ભક્તિ ને ધ્યાનથી લીન થવું.

(૬) અહિંસા ધર્મ પાળવો; ને "**आत्मवत् सर्व भूतेषू**" એ સૂત્રનું અક્ષરશઃપાલન કરવું.

(૭) સત્યજ બોલવું ને મન, કર્મ, વાણીથી પવિત્ર રહેવું ને સહનશીલ થવું. પ્રાણી માત્રપર ક્ષમા ને દયા રાખવી.

(૮) વાણીનાં જે પાંચ દ્વારો પંચેદ્રિય તથા મન ને બુદ્ધિ મળીને સાત માર્ગે વિલય ને સંબંધ ધરાવતા, કાંઇ વિચાર વા ભાષણ કરવાં નહિં, પણ નિરંતર બ્રહ્મચિંતનજ કરવું.

(૯) નિરંતર બ્રહ્મમાંજ ધ્યાન રહેવાને યોગ્યશાસ્ત્રમાં કહેલા સ્વસ્તિક વગેરે આસનોમાં સ્થાન કરી બેસવું. ને અપેક્ષા રહિત બની વિષયોથી તદ્દન વિરક્ત રહેવું ને તે પ્રમાણે જીવનપર્યંત વર્તવું.

(૧૦) મૃત્યુની તેમજ જીવવાની અતિઇચ્છા ન કરવી, રોગની દવા ન કરવી, ને સામાન્ય રીતે મરણની રાહ જોવી.

(૧૧) સુખ દુઃખ સમાન ગણવાં ને નિરંતર વેદનું વાંચન, શ્રવણ, મનન, ને નિદિધ્યાસન કરવું.

(૧૨) કેવળ સાત્વિક વૃત્તિ રાખવી, ને ચરાચર સર્વત્ર વસ્તુને અભયનું વચન આપવું. " वसुधैव कुटुम्बकः " એ સૂત્રને મન, વાણી ને કર્મથી યથાર્થ અનુસરવું.

(૧૩) માત્ર સંન્યસ્તનાં સ્વાંગ ધારણ કરવાથી મોક્ષ નથી, પણ આશ્રમના નિયમોનું પાલન કરવાથીજ છે, એમ સમજી નિયમોનું બરાબર પાલન કરવું.

(૧૪) માથાના વાળ, નખ, દાઢી, મૂછો વગેરે કઢાવી નાંખવાં ને પોતાના હાથમાં દંડ, કમંડલુ ને ભિક્ષાનું પાત્ર લઇ કોઇ પ્રાણીને ઇજા કર્યા વિના સ્વેચ્છાએ બ્રહ્મનિષ્ટ થઇને ગમે તેમ જવું.

(૧૫) ભિક્ષા વગેરેનાં પાત્રો, તુમ્બડાં ને લાકડાનાં બનાવેલાં રાખવાં.

(૧૬) જીવનના અધાર માટે માત્ર એકજ વખત દરરોજ ભિક્ષા લેવી, ભિક્ષા માટે અનિચ્છાએ અકાળે જ ગમે ત્યાં જવું, ને ન મળે તો હર્ષ શોક કરવો નહિ, જે મળે તે સ્વીકારી સંતોષથી ભિક્ષા લેવી. ભિક્ષાને નીંદવી યા વખાણવી નહિ. પોતાની પૂજા કરાવવી નહિં.

(૧૭) ભિક્ષા થોડી લેવી, વાસ એકાંતમાં રાખવો, ને ઇંદ્રિયોને હંમેશાં વશ રાખવી.

(૧૭) મરણ તથા ગર્ભવાસનાં દુઃખો દૃષ્ટિ સમીપ રાખવાં તથા સંસારમાં સગાંસ્નેહિનાં મરણ અને તેથી થતો હંમેશનો વિયોગ

ને તેથી થતી દુઃખભરેલી લાગણી વગેરે વગેરે સંસારના દુઃખમય ચિતારોથી વૈરાગ્યની વૃત્તિને ઉત્તેજીત કરી વૈરાગ્યાગ્નિમાં સંસારવાસનાનું બળિદાન આપવું. તેને ભસ્મીભૂત કરવી ને નિરંતર મનન, નિદિધ્યાસનમાં રહી, પરમાત્મામાં લીન થવા યત્ન કરવો.

(૧૮) આ લોહી માંસથી બનેલો ને સ્નાયુની દોરીથી બાંધી, ચામડીથી મઢી લીધેલો દેહ, કે જે બહારથી સુંદર દેખાય છે, પણ મળમૂત્રાદિ દુર્ગંધથી ભરેલો છે ને જે ક્ષણભંગુર છે, તેનો ખોટો મોહ શામાટે રાખવો? એ મોહથી સાર્થક શું? તેવા પ્રશ્ન અંતરાત્માને પૂછી તેનો મોહ તજવો.

(૧૯) દેહ ને આત્માનો સંબંધ વિચારવો. આત્મા અજર છે, અમર છે, અનંત છે, અપરિમિત છે, નિત્ય છે, સર્વવ્યાપક છે ને પરમાત્મારૂપ છે, શરીર એ આત્માનું એક સ્થાન છે, ક્ષણભંગુર છે. અનિત્ય, જરાને મૃત્યુથી લપટાએલું છે, તે જેમ આપણે જીર્ણ થએલાં વસ્ત્રોને તજીએ છીએ તેમ આત્મા જીર્ણ થતાં તેને તજે છે, તેમાં શોક શો? શોક કોનો? કોણે કરવાનો? એવા પ્રશ્નોથી શરીર આત્માનો સંબંધ વિચારવો. એટલે સત્ય પ્રાપ્ત થતાં ભ્રમિત અવસ્થા દૂર થશે, શરીરનો મોહ છુટશે, વગેરે વગેરે વેદાન્તના મહાન્ પ્રશ્નોનું નિરંતર મનન—ચિંતન કર્યા કરવું.

(૨૦) શરીરશુદ્ધિને માનસિક શુદ્ધિને અર્થે પ્રાણાયામ કરી, સમાધિને યોગદ્વારા આત્માનો પરમાત્મામાં નિયોગ કરી નિજાનંદમાં

મસ્ત રહેવું ને દેહનો પરોપકારાર્થે ઉપયોગ કરી દધીચિની આફક સાર્થક કરવું.

ઉપર પ્રમાણે આપણા પ્રાચીન બ્રાહ્મણો પોતાનું શેષ આયુષ્ય કેવળ પરાર્થપરાયણ રહી, બ્રહ્મત્વ પ્રાપ્ત કરવામાં ગાળતા ને પોતાના ઉત્તમ મનોબળ–આધ્યાત્મિક બળના પ્રભાવે બ્રહ્મસ્વરૂપ પ્રાપ્ત કરી, બ્રાહ્મણ નામનું સાર્થક કરતા.

## ૬૦ નિત્યકર્મ.

પ્રાચીન બ્રાહ્મણો વેદ આજ્ઞાઅનુસાર જે કેટલાંક કાર્ય દરરોજ કરતા, તેને નિત્યકર્મ કહેતા. તે મુખ્યત્વે કરીને ૭ હતાં–(૧) સ્નાન, (૨) સંધ્યા–પ્રણાયામ, (૩) ગાયત્રી જપ, (૪) વૈશ્વદેવાદિ હોમ, (૫) સ્વાધ્યાય, (૬) દેવ તથા અતિથિપૂજન.

## ૬૧ આશય.

આ કર્મો કરવાનો આશય સ્વધર્મનું પાલન કરી, શુદ્ધાચારથી શરીર, મન ને હૃદયને વિશુદ્ધ કરવાનો ને તેમની વૃદ્ધિ કરી શ્રેય સાધવાનો હતો.

એટલાજ માટે ઉપવિત સંસ્કાર કર્યા પછી બ્રાહ્મણ બાળકને ગુરૂને ત્યાં વેદાભ્યાસ માટે મોકલવામાં આવતો, ત્યારે ગુરૂઓ પ્રથમ શિક્ષણ તેનુંજ આપતા ને દરેકની વિધિ તથા રહસ્ય સમજાવતા તેમજ આચારમાં મુકાવી તેની ટેવ પાડતા, તેથી ટેવને લીધે તે કાર્યો સરળ રીતે જીંદગીભરનાં તેમનાં સાથી થતાં. આ નિત્ય-કર્મોમાં વૈદ્યકીય દૃષ્ટિએ સૂક્ષ્મ વિચાર કરવામાં આવેલો હતો.

(૧) સ્નાન—એ જઠરાગ્નિને પ્રદિપ્ત કરનાર, શરીરને પુષ્ટિ આપનાર, આયુષ્યને બળની વૃદ્ધિ કરનાર, ખંજવાળ, મેલ, પરસેવો, થાક, સુસ્તી, તૃષા, દાહ તથા મનના મેલને ટાળનાર, કફને મટાડનાર; અવયવોને દૃઢ કરનાર, ચામડીને સ્વચ્છ કરનાર, અવશ્યના સાધન તરીકે મનાતું. તેથી પ્રાતઃકાળે બ્રાહ્મ મૂહુર્તમાં મળ ત્યાગ કરી, યોગ્ય વિધિથી દંતધાવન કર્યા પછી (સ્નાન) કરવામાં આવતું ને શરીરની અનુકૂળતા પ્રમાણે ઠંડા, કિંવા ઉષ્ણ જલનો ઉપયોગ થતો. ઠંડા તરીકે, નદિ, તળાવ, કુવાનું જલ ઉત્તમ મનાતું ને પ્રાચીન બ્રાહ્મણો તેનોજ વિશેષ ઉપયોગ કરતા; સ્નાન, પ્રાતઃકાળ ને સાયંકાળ મળી, બે વખત તો સર્વને અવશ્ય કરવું પડતું.

(૨) સંધ્યા—દિવસ અને રાત્રિ એ બન્નેનો સંધિકાળ—એટલે સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર—તારા દેખાતા ન હોય તે કાળને સંધિકાળ કહે છે. એવા સંધિકાળ બે છે. (૧) પ્રાતઃકાળ (૨) સંધ્યાકાળ એવા સમયે એકાગ્રચિતથી પરબ્રહ્મ—સનાતન પરમાત્મા એવા જ્યોતિરૂપ સૂર્યનારાયણનું ધ્યાન ધરવું, તેને સંધ્યા કહે છે. એમાં મુખ્યત્વે કરીને—આચમન, પ્રાણાયામ, શ્રીસૂર્યને અર્ધ્યપ્રદાન, સૂર્યનારાયણનું ઉપસ્થાન, ને યથાશક્તિ પ્રણવમંત્ર સહિત ગાયત્રીજાપ એટલાં કરવાનાં હોય છે.

તે દરેક કરવાથી શરીર ને મનની શુદ્ધિ થાય છે. બુદ્ધિ અને બ્રહ્મ તેજની વૃદ્ધિ થાય છે. એમાં કરવામાં આવતા પ્રાણાયામથી પ્રાણ વશ થાય છે; ને પ્રાણ વશ થવાથી મન ને ઇંદ્રિય સાધ્ય થાય છે; ને મન ને ઇંદ્રિય સાધ્ય થવાથી બ્રહ્મચર્યનું સરળતાથી પાલન

થાય છે તથા કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ ષડ્રિપુઓ નાશ થાય છે. આથી શરીરની સંવૃદ્ધિ થઇ આયુષ્યની વૃદ્ધિ થાય છે ને દુર્ગુણોથી દૂર રહેવાય છે. બીજી તરફ માનસિક પણ તેટલાજ ફાયદા થાય છે. શરીરમાં વિર્યની પ્રાપ્તિ ને વૃદ્ધિ થવાથી સ્થિરતા, બળ પરાક્રમની વૃદ્ધિ થઇ, એકાગ્રતા વધે છે. બુદ્ધિ તીક્ષ્ણ થઈ સૂક્ષ્મરૂપ થઇ જાય છે. તેથી ગમે તેવા કઠણને અગમ્ય વિષયોમાં સહેલથી પ્રવેશ કરી શકેછે તેમજ સમજીને ગ્રહણ ધારણ પણ કરી લે છે. એકાગ્રતા ને બુદ્ધિની સૂક્ષ્મતાથી ક્રમે ક્રમે આગળ વધતા બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. માટેજ વેદમાં "**अहरहः संध्यामुपासीत**" એવો આદેશ કરેલો છે, ને નીચે પ્રમાણે તેનો મહિમા ગાયેલો છે.

દ્વિજ શરીર રૂપી વૃક્ષનું મૂળ સંધ્યા છે; વેદ શાખાઓ છે અને ધર્મ કર્મ એ પાંદડાં છે. કીર્તિરૂપી સુવાસિત ફુલ છે ને સુખરૂપી સુંદર ફળ છે. માટે બ્રાહ્મણે સંધ્યારૂપી મૂળનું ઘણી મહેનતે પણ રક્ષણ કરવું જોઇએ. તેથીજ અત્રિ ઋષિ કહે છે કે—

**संध्यामुपासते येतु सततं शंसितव्रता ।**
**विधू तपावास्ते यान्ति, ब्रह्मलोकं सनातनं ॥**

સારા આચરણવાળા દ્વિજો સંધ્યાનું ઉપાસન કરે છે. તેમના પાપ ધોવાઇ જઇ તેઓ સનાતન બ્રહ્મલોકને પામે છે, અને તેનાં અજ્ઞાનથી થતાં—થયેલાં પાપો નષ્ટ થાય છે. તેમજ સંધ્યા નહિ કરનાર માટે ધર્મસિંધુમાં નીચે પ્રમાણે કહ્યું છે:—

**संध्या येनेन विज्ञाता संध्यायेनानुपासिता ।**
**जीवमानो भवेच्छूद्रो मृतश्वाचाभिजायते ॥**

સંધ્યા જે જાણતો નથી–ભણ્યો નથી–ને જે સંધ્યા કરતો નથી તે જીવતો હોય ત્યાં સુધી શૂદ્ર સમાન છે. ને મુવા પછી શ્વાન અવતરે છે. તેને માટે દક્ષ કહે છે કે, સંધ્યા નહિ કરનાર સદા અપવિત્ર છે તથા સત્કર્મો કરવાને અયોગ્ય છે; ને તેનાં બીજાં સર્વ સત્કર્મો અફળ જાય છે. ધર્મશાસ્ત્ર નીચે પ્રમાણે કહે છે:—

**एकाहं जपहीनस्तु संध्याहीनो दिनत्रयं ।**
**द्वादशाहमनाग्निश्च शूद्रएव न संशयः ॥**

એક દિવસ જપ વગર, ત્રણ દિવસ સંધ્યા વગર અને બાર દિવસ અગ્નિકાર્ય વગર બ્રાહ્મણ રહે તો તે શૂદ્ર થઇ જાય છે.

ઉપર પ્રમાણે માન્યતા હતી. તેજ પ્રમાણે જપ, હોમ, સ્વાધ્યાય, દેવ તથા અતિથિપૂજન એ સર્વનાં રહસ્યો પણ ઉંડાં ને કેવળ લાભદાયક છે; પરંતુ સર્વનું અત્રે વિસ્તરણા કરવું અપ્રાસાંગિક હોવાથી માત્ર એટલુંજ જણાવીશું કે તે પણ શારીરિક, માનસિક, નૈતિક શુદ્ધિ ને વૃદ્ધિને માટે હોઇ, તેમનું પાલન કરવું, એ શિષ્ટાચાર પ્રાપ્ત કરવાને જરૂરનું હતું. એથીજ તે દરરોજ બ્રાહ્મણતનુને કરવાં પડતાં કારણ કે **आचारः परमोधर्मः** એમ તેઓ માનતા હતા, કારણ કે સારા આચારથીજ આયુષ્યની વૃદ્ધિ થાય છે, મનમાનતી પ્રજા થાય છે. અક્ષય ધન મળે છે, અને અશુભફળી ઉપજાવનારા અપલક્ષણો નાશ પામે છે. વળી તેઓ સ્વધર્મનું પાલન કરવામાં એવા ચૂસ્ત હતા.

**स्वधर्मे निधनंश्रेयः परधर्मो भयावहः ।**

એ તેમના હૃદયના દૃઢતર થયેલા ઉદ્દગારો હતા.

# ૬૨ પ્રાચીન બ્રાહ્મણોની શારીરિક સ્થિતિ.

ઉપર પ્રમાણે તેમનાં ઉચ્ચતર આચરણોને લીધે તેઓ શરીરે કદાવર, ઊંચા ને સુદૃઢ હતા. તેમનો બાંધો મજબુત હતો. તેમનું માથું સહજ મોટું, કપાળ વિશાળ, આંખો મોટી ને તેજસ્વિન્ હતી. તેમના ગાલ ભરેલા ને ચહેરો ભવ્ય હતો. તેમની છાતી પહોળી, ઉરૂ મંજબુત ને પગના નળા લાંબા હતા. ભૂજાઓ સ્થૂળ ને કઠણુ હતી. પેટ નહિ ચોંટી ગયેલું તેમજ નહિ ગાગરની પેઠે ઉપસી આવેલું. પણ શરીરના એકંદર દેખાવને શોભાવે તેવું હતું. તેમનાં હાડકાં કઠણુ ને મજબુત હતાં; શરીર ભરાવદાર, માંસાળ ને લોહીથી ભરપૂર હતું. તેમના શરીરનું દરેક અવયત્ર તેના બળને શકિત અનુરૂપ યોગ્ય કેળવણી મળી છે, એમ બતાવી આપતું હતું. તેમના ચહેરાપર પ્રતાપ અને બ્રહ્મતેજ ચળકી રહેતાં હતાં. તેમનો દેખાવ પ્રૌઢ, પરાક્રમી ને વીરતાનો સૂચક હતો. તેમની રીતભાત મર્દાની હતી. તેમના શરીરપરનું રાતું તાજું લોહી તેમના નિરોગીપણાની સાક્ષી પુરતું હતું. તેમની કાંતિ દિવ્ય ને તેજોમય હતી એકંદરે તેમના શરીરના અવયવોની પૂર્ણતા જોતાં કુદરતના સ્વાભાવિક ક્રમમાં માણસોએ માથું મારી કરેલી મૂર્ખાઇ જણાઇ આવતી નહોતી.

તેમનું આયુષ્ય સો વર્ષનું હતું ને તેથી પણ વધારે લંબાવવા તેઓ શકિતમાન હતા. તેમને દસ્તની ફરિયાદ કરવી પડતી નહોતી. અજીર્ણ ને અપચાનું તો તેમને નામસ્મરણુ પણ નહોતું. દવાના બાટલા ને ચાહાના પ્યાલાની તેમને જરૂર પડતી નહોતી, દસ્ત ઉતારવાને તમાકુના ફાકા કે ધુમ્રનું પાન કરવું પડતું નહોતું. તેમને બે ગાઉ ચાલવાને બાઇસીકલ, ટ્રામ, કે ગાડીની જરૂર નહોતી

તેમની કુદરતી બાઇસીકલ તેમને ઇપ્સિત સ્થળે સહેલથી પહોંચાડતી હતી. તેમને વૃદ્ધાવસ્થાએ પણ ચશ્માનો ઉપયોગ કરવો પડતો નહતો. તેમને વખતો વખત તબીયતને સંભાળવી પડતી નહોતી પણ તેમની તબીયત તેમના સ્વભાવિક ક્રમને અનુસરતી હતી. તેમને અનુકૂળજ રહેતી હતી. એકંદરે તેમના શરીરસંપત્તિ ઉત્તમોત્તમ હતી, ને તેમ હોવાનાં નીચે પ્રમાણે કારણો હતાં:—

## ૬૩ ઉત્તમ શરીર સંપત્તિ હોવાનાં કારણો.

(૧) તેમનાં સ્થાન ઝાડોથી ભરપુર ને ખુલ્લી જગ્યામાં હતાં એટલે ખુલ્લી હવા ને તાજા ઓક્સિજનનો લાભ તેમને અનાયાસેજ મળતો હતો.

(૨) તેઓ કુદરતના સ્વાભાવિક ક્રમને અનુસરી શરીર બંધારણનું કામ સંપૂર્ણ થયા સિવાય લગ્ન કરતા નહોતા. એટલે યોગ્ય ઉમરે થયેલાં લગ્નથી સંતતિ પ્રથમથીજ સુદૃઢ ને મજબુત થતી.

(૩) ઓછામાં ઓછાં વીશ ને વધુમાં વધુ અડતાલીશ વરસ સુધી તેઓ અસ્ખલિત બ્રહ્મચર્ય પાળતા હતા; ને સ્ત્રીઓ પણ બ્રહ્મચારિણી તરીકેજ રહેતી હતી.

(૪) ગૃહસ્થાશ્રમ સ્વીકારીને પણ કેવળ પશુવૃત્તિથી તેનું પાલન કરતા નહોતા પણ માત્ર પ્રજોત્પત્તિની ખાતરજ નિર્ણિત કરેલે દિવસે રાત્રિએજ સ્ત્રીસંયોગ કરતા હતા.

(૫) તેઓ મન, વાણી ને કર્મથી ઉત્તમ પ્રકારે મનોનિગ્રહ ને ઇંદ્રિય નિગ્રહ પાળતા હતા.

(૬) તેમનામાં ઉત્તમ પ્રકારનાં નીતિબળ ને સદાચરણ હતાં.

(૭) વ્યભિચારને માટે ઈંદ્રિયનાશ ને મોતની શિક્ષા હતી. તેથી તેનો તો તદ્દનજ અભાવ હતો.

(૮) તેમનાં નિત્ય નૈમેત્તિક કર્મ ને તેમાં થતી પ્રાણાયામ સમાધિ યોગ ને તેની ક્રિયા પ્રક્રિયાઓ.

(૯) શરીર સંવર્ધનને અનુકૂળ આવે તેવો તેમનો સાદો ને સરળ ખોરાક.

(૧૦) કુદરતી સાધનો—જેવાં કે, પ્રકાશ, ગરમી, તાપ, ટાઢ, વરસાદ, મનોહર જ્યોત્સ્ના ને જમીનના કુદરતી ક્રમનો ઉપયોગી થાય તેવો સારો ઉપયોગ.

(૧૧) કુદરતના સ્વાભાવિક ક્રમને અનુસરવાની ટેવ વગેરે વગેરે કારણોને લીધે તેમની શરીરસંપત્તિ ઉત્તમ ને વખાણવા લાયક હતી ને પરશુરામ, દ્રોણ, અશ્વસ્થામા, કૃપાચાર્ય વગેરે વગેરે તેનાં ઉત્તમોત્તમ દૃષ્ટાન્તો હતાં.

## ૬૪ માનસિક સ્થિતિ.

તેમનું માનસિક બંધારણ બહુ ઉંચા પ્રકારનું હતું. માનસિક વિકાસ માટે નાનપણથીજ શરૂઆત થતી હતી ને જીવનપર્યંત તે ચાલુ રહેતી હતી તેથી માનસિક શક્તિઓનું પ્રસ્ફોટનને સંવર્ધન થઈ તેઓ યોગ્ય પૂર્ણતાને પ્રાપ્ત કરતી હતી.

તેમનું મનોબળ, વિચારબળ, બુદ્ધિબળ ને આધ્યાત્મિકબળ અગાધ હતું; તેથી તેઓ ત્રિકાળજ્ઞાની કહેવાતા. તેમના આધ્યાત્મિક બળના ઉત્તમ પ્રકારના સંચયને લીધે તેઓ સર્વ સ્થળે સેહેલથી

સંચાર કરી શકતા હતા. દેવલોક ને મૃત્યુલોક તેમને મન એકજ સરખા હતા.

તેમની માનસિક શક્તિઓ સંપૂર્ણ કેળવાએલી હતી એટલુંજ નહિ પણ તેઓ તે શક્તિઓ ઉપર સારો કાબુ પણ ધરાવતા હતા; એટલે તે શક્તિઓને તેઓ અનુસરતા નહોતા પણ તે શક્તિઓજ સ્વાભાવિક રીતે તેમને અનુસરતી હતી. મતલબ કે તેમની ઇચ્છાનુસારજ વર્તતી હતી. તેથી તેઓ ક્રમે ક્રમે ઉચ્ચ ભૂમિકામાં પ્રવેશ કરી કેવળ બ્રહ્મમાંજ લીન થતા હતા.

આવો માનસિક વિકાસ કરવો એજ તેમના જીવનનો મુખ્ય હેતુ હતો—મુખ્ય નેમ હતી. હાલ આંતર્ મનના જે ચમત્કારો સાંભળી આપણે અજાયબ થઇએ છીએ. તેવા તો તે વખતે સાહજિકજ હતા. આંતર્ મનનો તેવો વિકાસ કરવો એ તો તેમને મન હસ્તામલકવત્ હતું. તેથીજ આર્યોનાં ઉત્તમોત્તમ શાસ્ત્રીય ગ્રંથો તે વખતે રચાયાં હતાં. ને તત્વજ્ઞાન ને વ્યાકરણ શાસ્ત્ર તો એટલી અવધિએ પહોંચ્યાં હતાં કે હાલની સુધારાના શિખરે ચઢેલી કોઇ પણ પ્રજામાં એટલી ઉત્કૃષ્ટતા પ્રાપ્ત થઇ નથી; ને યુરોપી ફિલોસોફરો પણ પ્રાચીન બ્રાહ્મણોની આવી સૂક્ષ્મતર બુદ્ધિ જોઇ ચકિત થઇ ગયા છે, અને તેમનું અડગ ને અનમન કરતું શિર, એવા પૂજ્યપાદ મહર્ષિઓના પવિત્ર પાદારવિંદમાં સ્વાભાવિક રીતે નમી જાય છે નમન કરી રહ્યું છે. તેમના આવા માનસિક પ્રભાવને લીધે—પ્રાચીન બ્રાહ્મણોએ ખરેખરા મહર્ષિઓજ હતા. દેવો હતા. આર્યાવર્તની હિંદની ઉન્નતિના કેતુઓ હતા. તેમનો વિજયધ્વજ ગગનભેદી દેવલોકમાં પ્રસર્યો હતો ને દેવો પણ માનવ દેહની આકાંક્ષા

રાખતા હતા. પુજ્ય ઋષિવરો–પવિત્ર આર્યાવર્તના દેવો તમને ધન્ય છે, અનેકાનેક વાર ધન્ય છે. દુનિયાને સુધારાના પાઠ તમેજ આપ્યા છે, આર્ય કીર્તીરૂપ કસ્તુરીથી દશે દિશાઓને તમેજ સુવાસિત કરી છે, માનવ જાતિને અમૂલો જ્ઞાન–ભંડાર તમેજ આપ્યો છે. આવી દાન કરવાની તમારી ઉત્તમ કૃતિને ધન્ય છે ! ધન્ય છે, તમારી એવી સૂક્ષ્મતર બુદ્ધિને ધન્ય છે ! તમારા જેવા ઉમદા રત્નોથી–અગાધ ઐશ્વર્યથી આ હિંદ પુનઃ અલંકૃત થાઓ એવી બ્રહ્મરૂપ પ્રાપ્ત કરેલા તમને–પરમાત્માને અમારી પ્રાર્થના છે.

તથાસ્તુ !

## ૬૫ આધ્યાત્મિક બળ ને તે વિષેની માન્યતા.

(૧) મનુષ્ય એ પરમ તત્વની પ્રતિમા રૂપ છે; તેથી ઈશ્વરનું સવ સામર્થ્ય તેનામાં યથાર્થ જ્ઞાન વડે પ્રગટ થવું જોઇએ.

(૨) જેમને સ્વસ્વરૂપનું યથાર્થ જ્ઞાન હોય છે, અથવા થાય છે, તે "**ब्रह्मविद् ब्रह्मैव भवति**" બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે. એ શ્રુતિ પ્રમાણે બ્રહ્મસ્વરૂપજ થાય છે.

(૩) દુઃખની અથવા સુખની સ્થિતિ પ્રાપ્ત કરવામાં મનુષ્યનું મન અર્થાત્ તેના વિચાર એજ કારણ છે. તેથી કરીને શુધ્ધ વિચાર, એજ સુખનો હેતુ છે ને અશુદ્ધ વિચાર એજ દુઃખનો હેતુ છે.

(૪) સ્વસ્વરૂપ એજ કેવળ સુખરૂપ હોવાથી નિરતિશય સુખ મેળવવાને પ્રત્યેક પ્રાણીને પ્રત્યેક મનુષ્યને પોતાના સ્વરૂપનું જ્ઞાન મેળવવું એજ આવશ્યક છે.

(૫) દુઃખ માત્ર સ્વસ્વરૂપના અજ્ઞાનથીજ આવે છે. તેથી જેમ જેમ મનુષ્ય સ્વસ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત કરતો જાય છે. તેમ તેમ તેનાં ત્રિવિધ દુઃખ જેવાં કે રોગ, દરિદ્રતા, અલ્પજ્ઞતા અલ્પ શક્તિત્વ માનસિક ચિંતા વગેરે નાશ પામતાં જાય છે. અને આરોગ્ય, ઐશ્વર્ય, સર્વજ્ઞત્વ, સર્વ શક્તિમત્વ અને અખંડાનંદ અનુભવવામાં આવતો જાય છે.

(૬) સર્વ પ્રકારનાં વ્યવહારિક કે પારમાર્થિક સુખો પરમ તત્વમાંથીજ પ્રાપ્ત થાય છે. તેથી તે સુખો મેળવવા પરમ તત્વનોજ આશ્રય ગ્રહણ કરવો જોઇએ.

(૭) પરમેશ્વર નિરંતર આપણું કલ્યાણજ કરે છે, એવો તેમને દૃઢ વિશ્વાસ હતો ને એવો અચળ વિશ્વાસજ સવ પ્રકારનાં હિતને સાધનાર છે, એવી માન્યતા હતી.

(૮) કોઇનું અહિત કરવાથી અથવા ઇચ્છવાથી પોતાનુંજ અહિત થાય છે. તેથી પ્રાણી માત્રને પોતાના આત્મારૂપ જાણવા; **आत्मवत् सर्व भूतेषू** ને તેમનાપર પોતાના આત્મા જેવોજ પ્રેમ રાખવો. **वसुधैव कुटुम्बकम्** એ તેમને સ્વાભાવિક હતું.

(૯) જેમ જેમ શુદ્ધ વિચારને મનુષ્ય સેવે છે, તેમ તેમ પોતાના આત્મ સ્વરૂપનું જ્ઞાન થવાને અધિક અધિક યોગ્યતા તેનામાં આવતી જાય છે; માટે શુદ્ધ વિચાર તથા સદાચરણને સેવવાં.

(૧૦) શુદ્ધ વિચારનું બળ, સર્વ બળોમાં સર્વોત્કૃષ્ટ છે, એમ તેઓ સ્વીકારતા. તેથી કેવળ વિચાર વડેજ તેઓ પોતાના તથા પરના વ્યાધિઓ ટાળી શકતા હતા.

(૧૧) આત્મ સ્વરૂપના અનુભવયુક્ત જ્ઞાનથી વિચારનું સર્વોત્કૃષ્ટ બળ પ્રાપ્ત થાય છે. માટે આત્મજ્ઞાનને અર્થે આત્મારૂપમાં સંયમ અથવા એકાગ્રતા કરવા પ્રયત્ન કરવા.

(૧૨) આત્મ સ્વરૂપના ખરા સેવનથી ધનની ઇચ્છવાળાને ધન વૈભવની ઇચ્છાવાળાને વૈભવ, વિદ્યાની ઇચ્છાવાળાને વિદ્યા; જ્ઞાનની ઇચ્છાવાળાને, અલૌકિક ઐશ્વર્યની ઇચ્છાવાળાને અલૌકિક ઐશ્વર્ય, વગેરે વગેરે સર્વને પોતાની ઇપ્સિત વસ્તુઓ સવં તેમનીજ ઉપાસનાથી મળે છે. કારણુ વિદ્યા, ધન, બળ, ઐશ્વર્ય વગેરે વગેરે જે જોઇએ તે ત્યાં છે. કારણુ આત્મ સ્વરૂપ એજ જ્યોતિર્મય પરમાત્મા છે; ને તે સર્ગ તેમાંથીજ ઉત્પન્ન થાય છે. તેનાં

## ૬૬ ઉત્તમોત્તમ દૃષ્ટાંતો.

એવા આત્મસ્વરૂપના ખરા સેવનથીજ જમદગ્નિએ સહસ્રાર્જુનના, વશિષ્ટે વિશ્વામિત્રના આતિથ્યપ્રસંગે તેમનો ગર્વ ઉતારવાને અલૌકિક માન્ય વૈભવો ને ઉત્તમોત્તમ સાધનો ઉત્પન્ન કર્યાં હતાં. એવા આત્મસ્વરૂપના અખંડ પ્રભાવવડેજ કર્દમ ઋષિએ અલૌકિક વૈમાન ઉત્પન્ન કરી અને સ્વર્ગીય સાધનોવડે પોતાની સ્ત્રી દેવહૂતિની વિલાસવૃત્તિની સાંસારિક વાસનાઓ તૃપ્ત કરી હતી. એવા આત્મ સ્વરૂપના ઉત્તમ પ્રતાપ વડેજ ધ્રુવે રાજ્યાદિ વૈભવો પ્રાપ્ત કર્યા હતા. એવા આત્મ સ્વરૂપના ઉમદા પ્રભાવ વડેજ સુદામાએ કૃષ્ણુ તુલ્ય લક્ષ્મી પ્રાપ્ત કરી હતી. એવા આત્મશક્તિના પ્રૌઢ પ્રતાપ વડેજ પાણિનીએ વ્યાકરણુશાસ્ત્રની સંપૂણુતા પ્રાપ્ત કરી હતી. એવા આત્મશક્તિના અલૌકિક પ્રભાવવડેજ શંકરાચાર્યે સમગ્ર વિદ્યાઓ પ્રાપ્ત

કરી હતી. એવા આત્મસ્વરૂપના ખરા સેવનને લીધેજ અગસ્ત્યના જેવા સમુદ્રને પાન કરનારા; દધીચિ જેવા પરાર્થે પ્રાણાર્પણ કરનારા, ફરશુરામ જેવા એકવીશવાર નક્ષત્રી પૃથ્વી કરનારા, સાક્ષાત્ ભગવદવતાર ગણાનારા, ભૃગુ જેવા પ્રભુની પણ પરવા ન રાખનારાંને લત્ત-પ્રહાર કરનારા, વશિષ્ટ જેવા પ્રાણાંતે પણ સત્યને તથ્ય વદનારા, શુક જેવા મનોનિગ્રહીને સિદ્ધ સ્વરૂપ ધારણ કરનારા, દ્રોણ, અશ્વસ્થામા ને કૃપાચાય જેવા અસ્ત્રશસ્ત્ર વિદ્યાપર સંપૂર્ણ કાબુ ધરાવનારા, બૃહસ્પતિ જેવા સૂર્યને પણ સુવર્ણ તેજોમય વસ્ત્ર ધારણ કરાવનારા કપિલ જેવા સાંખ્ય શાસ્ત્રના રચનારા, પાતંજલ જેવા યોગશાસ્ત્રને રચનારા ને યોગવડે પરમાત્મામાં નિયોગ કરાવનારા કણાદ, જૈમુનિ જેવા ષડ્દર્શનને રચનારા, પરાશર, મનુ આદિ સ્મૃતિઓને રચનારા, કુમારિલ જેવા વેદધર્મને ઉદ્ધારનારા, યાજ્ઞવલ્કય જેવા યોગપરાયણ રહેનારા; નારદ જેવા પરાર્થપરાયણ જીવન ગાળી પ્રભુપદ પ્રજાનું મન એવું પદ-ધારણ કરનારા, મંડનમિશ્ર જેવા કર્મમાર્ગને પ્રવર્તાવનારા; કાલીદાસ જેવા ઉત્તમોત્તમ નાટક લખનારા, ધન્વંતરી, ચરક, સુશ્રુત જેવા વૈદકશાસ્ત્રના જાણનારા, આર્યભટ્ટ જેવા ખગોળશાસ્ત્રને શોધનારા, વ્યાસ જેવા પુરાણના રચનારા વગેરે વગેરે ઉત્તમોત્તમ દૈવિબળસંપન્ન પુરૂષો ઉત્પન્ન થયા હતા.

## ૬૭ ઉપસંહાર.

એકંદરે પ્રાચીન બ્રાહ્મણોનો માનસિક ને આત્મિક વિકાસ એટલી સંપૂર્ણતાએ પહોંચ્યો હતો કે હાલ સુધારાના શિખરે ચઢેલી દુનિયાની કોઇ પણ પ્રજા એટલી પૂર્ણતા પ્રાપ્ત કરી શકી નથી.

ને તેમનાં કેટલાંક સત્યો સમજવાને માટે તો હજુ બાલકજ છે. આવી રીતે ઉંચી માનસભૂમિમાં સંચાર કરનારા તેમને સંસારને સંસારના વિષયો-વાસનાઓ કેવળ ક્ષુદ્રવત્ લાગતી હતી તેથીજ તેઓમાંના કેટલાક જીંદગીભર બ્રહ્મચર્યવ્રત પાળી ઉત્તમ માનસિક ને આધ્યાત્મિકબળ પ્રાપ્ત કરી આત્મસ્વરૂપના પૂર્ણ અનુભવથી નિજાનંદમાં મસ્ત રહેતા.

આથી તેમની કલ્પનાઓ-વિચાર ઉચ્ચ ને આદરણીય હતા. અને જો વેદને પ્રભુકૃત ન માનીએ તો તે તેમનીજ એક ચમત્કૃતિ હતી. એટલે કે તત્વજ્ઞાનનો ઉત્તમોત્તમ ખોરાક મેળવી સચ્ચિદાનંદ રૂપ બનેલા એ પ્રભુનીજ કૃતિ હતી.

## ૬૮. પ્રાચીન બ્રાહ્મણોમાં વિદ્યાનું મહાત્મ્ય.

પ્રાચીન બ્રાહ્મણોમાં વિદ્યાનું મહાત્મ્ય કેટલું હતું તે તે વખતના સાહિત્યમાં તેમનાજ હાથે રચાએલી અનેક પંક્તિઓ પરથી અવલોકીએઃ—

## ૬૯. પિતા કેવા પુત્રોને ચહાતા ?

कोऽर्थ पुत्रेण जातेन, यो न विद्वान्न धार्मिकः ।
काणेन चक्षुषा किंवा, चक्षुः पीडैव केवलम् ॥१॥

वरं गर्भस्रावो वरमपिच नैवाभिगमनं ।
वरं जातः प्रेतो वरमपिच कन्याच जनिता ॥

वरं वंध्या भार्या वरमपि च गर्भेषु वसाति ।
नेवा विद्वान् रूप द्रविणगुणयुक्तोपि तनयः ॥२॥
सजातो येन जातेन, याति वंशः समुन्नतिम् ।
परिवर्तिनी संसारे, मृतः को वा न जायते ॥ ३ ॥
बरमेको गुणीपुत्रो, न च मूर्ख शतान्यपि ।
एकश्चंद्रस्तमोहन्ति न च तारागणोऽपि ॥ ४ ॥
एकेनापि सुवृक्षेण, पुष्पितेन सुगंधिना ।
वासितं तद्वनं सर्वं सुपुत्रेण कुलं यथा ॥ ५ ॥

## ७०. विद्या मेळववा वखते शुं धारवुं ?

अजरामरव‌ प्राज्ञो, विद्यामर्थं च चिन्तयेत् ।
गृहित इव केशेषु, मृत्युना धर्ममाचरेत् ॥ ६ ॥

### વિદ્યા મહિમા.

सर्व द्रव्येषु विद्यैव, द्रव्यमाहुरनुत्तमं ।
अहार्यत्वा दनर्घ्यत्वा दक्षयत्वा च सर्वदा ॥ ७ ॥
संयोजयति विद्यैव, निचगापि नरं सरित् ।
समुद्रमिव दुर्दर्षं, नृप भाग्यमतःपरं ॥ ८ ॥
विद्यानाम नरस्य रूपमाधिकं प्रच्छन्न गुप्तं धनं ।
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ॥

विद्या बंधुजनो विदेशगमने विद्यापरं दैवतं ।
विद्या राजसुपूज्यते न च धनं विद्याविहीनः पशुः ॥९॥
विद्यानाम नरस्य कीर्तिरतुला भाग्यक्षये चाश्रये ।
धेनुकामदुधारातिश्च विरहे नेत्रं तृतीयं च सा ।
सत्कारायतनं कुलस्य महिमा रत्नैर्विना भूषणम् ।
तस्मादन्यमुपेक्ष सर्व विषयं विद्याधिकारं कुरु ॥१०॥

વિદ્યા શું કરે છે ?

मातेव रक्षति पितेव हिते नियुक्ते ।
कान्तेव चाभिरमयत्यपनीय खेदं ॥
लक्ष्मीं तनोति वितनोति च दिक्षु कीर्तिम् ।
किं किं न साधयाति कल्पलतेव विद्या ॥११॥

વિદ્યા કેવી છે ?

न चौरहार्यं नृपतेरसाध्यं, न भ्रातृभागं न करोति भारम् ।
व्ययेकृते वर्द्धत एवनित्यं, विद्याधनं सर्वधनं प्रधानम् ॥१२॥
विद्या रुप कुरुपाणां, क्षमारुपं तपस्वीनाम्
कोकीलानाम् स्वरोरुपं, स्त्रीणां रुपं पतिव्रता ॥ १३ ॥

વિદ્યા શું આપે છે ?

विद्या ददाति विनयं, विनयाद्याति पात्रताम् ।

पात्रत्वा नमाप्नोति, धनाद्धर्मः ततः सुखम् ॥ १४ ॥
विद्या विनयोपेतो, हरति न चेतांसि कस्य मनुजस्य ।
कांचनमपि संयोगो, नो जनयति कस्य लोचनानन्दम् ॥१५॥
कुत्र विधेयोयत्नो, विद्याभ्यासे सदौषधे दाने ।
अवधीरणा क्व कार्या, खलपरयोषित्परधनेषु च ॥१६॥

બ્રાહ્મણોનું બળ શું છે ?

बलं विद्याच विप्राणां, राज्ञां सैन्यं बलं तथा,
बलं वित्तं च वैश्याणां, शूद्राणां च कनिष्टिका ॥१७॥

વિદ્યા વિના નર શોભતો નથી.

रूपयौवनसंपन्ना, विशालकुलसंभवाः ।
विद्याविना न शोभन्ते निर्गंधा इव किंशुकाः ॥१८॥

વિદ્યાદાન શ્રેષ્ઠ છે.

अन्नदानात्परं दानं विद्यादानमतः परः
अन्नेन क्षणिका तृप्ति, यावज्जीवन्तु विद्यया ॥१९॥
सर्वेषामेव दानानान्ब्रह्मदानं विशिष्यते ।
वार्यन्न गोमहीवासस्तिलकांचन सर्प्पिलाम् ॥२०॥
विद्वत्वंच, नृपत्वंच, नैव तुल्यं कदाचन ।
स्वदेसे पूज्यते राजा, विद्वान् सर्वत्र पूज्यते ॥२१॥

कामधेनुगुणा विद्या, सदैव फलदायिनी ।
प्रवासे मातृसदृशो, विद्या गुप्तं धनं स्मृतम् ॥२२॥
किं कुलेन विशालेन, विद्याहीने न देहिनां ।
दुष्कुलीनोऽपि विबुधो देवैरपि सुपूज्यते ॥ २३ ॥

ઈત્યાદિ ઈત્યાદિ

પ્રાચીન બ્રાહ્મણોએ વિદ્યાનાં સ્વાદિષ્ટ ફળોનું આસ્વાદન કર્યું હતું. તેથી જે બાપ રસિક હોય, ધાર્મિક હોય, મનોહર પદલાલિત્ય વાળી પંક્તિઓ રચતો હોય, તેને અવિદ્વાન્–અભણુ–મૂર્ખ અધાર્મિક પુત્ર, અર્થ વગરનો, કાંણી આંખની માફક પીડાકારી લાગે; તેવા પુત્રનું મરણુ તેને ઇષ્ટ લાગે; તેવા પુત્ર કરતાં પુત્રી ઇચ્છે; તેવા પુત્રનો નર્કમાંજ વાસ ઇચ્છે; તેવા પુત્રનું ઉત્પતિકારણુ સ્રીસંગજ ન ઇચ્છે; તેવા પુત્ર કરતાં સ્રીને વાંઝણી ઇચ્છે, એ સ્વાભાવિકજ છે.

જે બાપ વિદ્યા મૂળનું પાન કરતો હોય, પ્રૌઢ પ્રતાપી હોય ને જેણે પોતાની કીર્તિરૂપી કસ્તુરી ચોગમ ફેલાવી હોય તેનો પુત્ર દીવામાંથી નીકળતા કાજળની પેઠે, અપરાક્રમી, અપ્રસિદ્ધ ને વિદ્યા-રહિત હોય તો તેવા પુત્ર કરતાં તે જન્મ્યો ન હોત અગર મરી ગયો હોત તો સારૂં એવા ઉદ્ગાર કેમ ન કાઢે? બુદ્ધિધને પ્રમાદધનને માટે શું ઇચ્છયું હતું?

તેવો સંસ્કારી બાપ સો મૂર્ખ છોકરા કરતાં એકજ વિદ્વાન્, ધાર્મિક, પરાક્રમી પુત્રની અભિલાષા કરે, એમાં શું આશ્ચર્ય? કારણુ કે હજારો મેઢાં કરતાં એક સિંહજ બસ છે. હજારો ઝાડીઆંમાં

દીપકો પ્રકટાવવા તેના કરતાં એકજ વિદ્યુતનો દીવો પ્રકટાવવો ઉત્તમ છે. હજારો તારાઓ કરતાં એકજ રજાનપાત આલ્હાદક લાગે છે. હજારો સુગંધરહિત વૃક્ષો કરતાં એકજ સુગંધીદાર વૃક્ષ આખા વનને પોતાના પરિમળે-પરાગે કરીને સુવાસિત કરે છે, એ કોનું અજાણ્યું છે? ત્યારે નિરર્થક બોજારૂપ-ભૂમિના ભારરૂપ હજારો વૃક્ષોની કોણ અપેક્ષા કરે ?

જેણે વિદ્યા ને ધર્મમાં પારંગતતા પ્રાપ્ત કરી છે, જેણે તેના અલભ્ય લાભ મેળવ્યા છે, જેણે તે વડે પોતાના જીવનને સુખરૂપ કર્યું છે ને જેણે તે વડે જીવનને સાર્થક કર્યું છે, તેવા માણસો વિદ્યાને પ્રાપ્ત કરતાં પોતે અજર ને અમરજ છીએ, ને 'ધર્માચરણ કરતાં ભલે મૃત્યુના મુખમાં પ્રવેશેલા હોઇએ' એવી સ્થિતિ સ્વીકારી પ્રયત્ન કરવાની ને પ્રાપ્ત કરવાની કેમ ન સલાહ આપે-ને સર્વ દ્રવ્ય કરતાં વિદ્યાદ્રવ્ય ને સર્વોતમ કહે, તેમાં શું નવાઇ ? જેણે સાકરનો સ્વાદ ચાખ્યો છે, તેજ તેના ગુણોનું રહસ્ય સમજાવે તેમાં શું આશ્ચર્ય—શી નવાઇ ?

ને બેશક છે પણ ખરૂં કે વિદ્યા એવું અમૂલ્ય દ્રવ્ય છતાં તે એવું ગુપ્ત ને સુરક્ષિત છે કે તેને ચોરો ચોરી શકતા નથી, ઠગારા ઠગી શકતા નથી, લૂંટારા લૂંટી શકતા નથી; ભાઇઓ તેમાં ભાગ પડાવી શકતા નથી, રાજા જૂલ્મ કરી ઝુંટવી શકતો નથી, સાથે રહેવાથી ભાર થતો નથી પણ ઉલટું જ્યાં જાય ત્યાં આદર અપાવે છે, જૂદા જૂદા વૈભવો ભોગવાવે છે, યશને પ્રસરાવે છે, અનેક સુખોને આપે છે ને સર્વોતમ ગુણની માફક શાણી સલાહ આપે છે. સાથે રહી માતાની પેઠે રક્ષણ કરે છે. પિતાની પેઠે હિત ચાહે છે,

સ્ત્રીની પેઠે ખેદ ટાળી આનંદ પમાડે છે, લક્ષ્મીને વધારે છે, કીર્તિને ફેલાવે છે ને કલ્પવૃક્ષની પેઠે–કામધેનુ પેઠે જે જે ઇચ્છાઓ કરીએ છીએ, તેને પૂર્ણ કરે છે. તે કદરૂપાને રૂપાળા બનાવે છે, પંગુને મેરૂ પર ચઢાવે છે; દરિદ્રીઓની દરિદ્રતા ટાળી લક્ષ્મીથી વૈભવશાળી કરે છે. તે અજ્ઞાનઅંધાને દિવ્યચક્ષુ આપી દેખતા કરે છે. તે રંકને રાજા બનાવે છે; ને તેના અભાવથી રાજા રંક બને છે. દુઃખીઆંનાં દુઃખ ટાળનારી, ને નબળાંને પુરૂષાર્થ આપનારી વિદ્યાજ એક દેવિ છે તો તેનું અનુષ્ઠાન કરવામાં, તેની પ્રસન્નતા મેળવવામાં, તેને પ્રાપ્ત કરવામાં કોણુ બેનસીબ રહે ?

જેણે તેની પ્રસન્નતા મેળવી હોય, જેને તેને સાધ્ય કરી અલભ્ય લાભ મેળવ્યા હોય, તે પોતાની પ્રજાને, પોતાના કુટુંબને તેવો લાભ અપાવવા કાં ન પ્રયત્ન કરે ? કારણુ વિદ્યાથી વિનય, વિનયથી લાયકાત, લાયકાતથી ધન, ધનથી ધર્મ ને ધર્મથી સુખ—આવા લાભો જેણે ઉત્તરોત્તર પ્રાપ્ત કર્યા હોય તે તેના મહિમાનું મહિમ્ન રચે, તેમાં શી નવાઇ ? તે પોતે તેના મહાત્મ્યને કેમ ન સ્વીકારે ? તે વિષમાંથી અમૃત, ખરાબ જગામાંથી સોનું, ને નીચ પાસેથી પણુ વિદ્યા પ્રાપ્ત કરવાની ભલામણુ કેમ ન કરે ? તે વિદ્યા વિનાના પુરૂષને, ભલે તે દ્રવ્યવાન હોય, ભલે તે રૂપવાન હોય, ભલે તે યુવાન હોય ને ભલે તે કુળવાન હોય તોપણુ પલાશ પુષ્પ–કેસુડાની પેઠે કેવળ શોભા રહિત છે, એમ કેમ ન કહે ? ને કેમ ન માને ?

એકંદરે પ્રાચીન બ્રાહ્મણોમાં વિદ્યાનું રહસ્ય યથાર્થ સમજાયું હતું કારણુ કે વિદ્યા એજ તેમનું ધન, વિદ્યા એજ તેમનું બળ, વિદ્યા એજ તેમનું સામર્થ્ય, વિદ્યા એજ તેમનું તેજ, વિદ્યા એજ

તેમનું ગૌરવ, વિદ્યા એજ તેમનું જીવન, વિદ્યા એજ તેમના પ્રાણ અને વિદ્યા એજ તેમનું સર્વસ્વ હતું; વિદ્યાને લીધેજ તેમની શ્રેષ્ટતા, મહત્તા, પવિત્રતા, ધાર્મિકતા, સુજનતા, અને સાક્ષરતા હતી. વિદ્યા એજ તેમની સત્તા હતી ને વિદ્યા એજ તેમની અખૂટ દોલત હતી. વિદ્યાને લીધેજ તેઓ રાજાના રાજા–મહારાજા ને પૃથ્વીના દેવભૂદેવ મનાતા હતા. વિદ્યાને લીધેજ તેમનો મહિમા હતો. વિદ્યાવડેજ તેમણે શ્રેષ્ટત્વ, અમરત્વ ને બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું હતું. એકંદરે આપણા પ્રાચીન પૂર્વજોને વિદ્યાનું મહાત્મ્ય સર્વોત્કૃષ્ટ રીતે સમજાયું હતું. તે વડેજ તેમણે ઉત્તમોત્તમ શાસ્ત્ર, સાહિત્ય ને કલાના ગ્રંથો રચ્યા હતા. તે વડેજ તેમણે દુનિયા ને જ્ઞાનના, દાનના, કલાના, નીતિના, સદ્ગુણના, સ્વાર્થત્યાગતાના ઉત્તમોત્તમ પાઠો આપ્યા છે. તે વડેજ તેમણે ભૂતકાળને ઉન્નત ઉજ્વલ ને સજીવન–અમર–ચિરંજીવ કર્યો છે. એજ વિદ્યારૂપી પ્રાણ ઉડી જતાં તેમનાં બ્રાહ્મણ દેહધારી મહત્ શરીરો આજે પૃથ્વીપર–એજ આર્યાવર્ત્તપર આમથી તેમ અથડાય છે.

## ૭૧. પ્રાચીન બ્રાહ્મણોની નૈતિક સ્થિતિ.

અત્યાર સુધીના સર્વ વિવેચનથી આપણે જોયું કે ખરેખર પ્રાચીન બ્રાહ્મણો ઉદારચરિત્ મહાનુભાવોજ હતા. તેમનું હૃદય કાચ કરતાં પણ વિશેષ ચોખ્ખું હતું. તેમનું મન સ્વચ્છ પાણી કરતાં પણ વધારે નિર્મળ હતું. તેમનું વાતાવરણ વિશુદ્ધ ધર્મ ને નીતિના વિચારોથી ભરપુર હતું. હાલના દુર્ગુણોનું તેમને ભાન પણ નહોતું. (હાલના જેવા) પ્રપંચોનો તો તેમને બિલકુલ વાયરો પણ વાયો નહોતો. તેમનાં નામ સુદ્ધાંએ તેઓ જાણતા નહોતા. શેના

જાણે ? તેમનાં હૃદયબળ-આધ્યાત્મિક બળ, મનોબળ-માનસિક બળ બહુજ ઉંચા પ્રકારનાં હતાં. તેઓ માનસભૂમિમાં સંચાર કરનારા દેવો હતા. તેમને સંસાર ને સંસારની વાસનાઓ કેવળ ક્ષુલ્લક-પામર ને ક્ષુદ્રવત્ લાગતી હતી. તેઓ હર્નિશ નિજાનંદમાં સચ્ચિદાનંદમાંજ મગ્ન રહેનારા હતા. વિદેશીય શબ્દોમાં બોલીએ તો તે સ્વર્ગમાંથી પૃથ્વીપર ઉતરી આવેલા ફિરસ્તાજ હતા. તેમનું કર્ત્તવ્ય જનકલ્યાણ કરવાનું ને દુનિયાને ઉન્નતિનો માર્ગ બતાવવાનું, તે માર્ગે દોરવાનું, ચઢાવવાનુંજ હતું. તે કર્તવ્ય તેમણે યથાર્થ બજાવ્યું પણ હતું. જો પૃથ્વીપર સ્વર્ગ આવ્યુ હોય ને આવે તેમ માનતા હોઇએ તો તેમના વખતમાંજ આવ્યું હતું. તેમણે આર્યાવર્ત્તને બલ્કે હિંદને ધનપતિની અલકાપુરી સમાન અને દેવોની ઇંદ્રની અમરાપુરીવત્ બનાવ્યું હતું. દેવો પણ તેમના ગુણો ને કર્મોથી આકર્ષાયા-અંજાયા હતા. ને માનસ-મૃત્યુ-લોકની શ્રેષ્ટતાને સ્વીકારતા હતા. તેઓને આવી વિશુદ્ધ, પવિત્ર આર્યભૂમિપર અવતાર લેવાને આકાંક્ષા રાખતા હતા. જો માનીએ તો કેટલેક પ્રસંગે તેમણે અવતાર લીધા પણ હતા.

હિંદના આર્યોની-બ્રાહ્મણોની આવી કસ્તુરીરૂપ કીર્તિ ત્રણે લોકમાં પ્રસરી રહી હતી ને તેના સુવાસ-પરિમળે ઘ્રાણેંદ્રિયને ભરી દેતી હતી-લોભાવતી હતી. ખરેખર પ્રાચીન ભારતભૂમિ એ સ્વર્ગીય અલંકારોથી અલંકૃત થયેલી દેવભૂમિ હતી ને પ્રાચીન બ્રાહ્મણો એ વિશ્વવંદ્ય મહાત્માઓ સમાન તેમાં વસતા દેવો-ભૂદેવા હતા.

તેઓ નીતિના પૂર્ણ નમુના, સત્યના સ્વરૂપ, ન્યાયની પ્રત્યક્ષ મૂર્તિ, ધર્મના અવતાર ને પરોપકારના પ્રાણરૂપ હતા. તેઓ દયાના

દરિયા, કરૂણાના સાગર, વિવેકના નિધિ, તે ક્ષમાના ભંડાર હતા. તત્વજ્ઞાન એ તેમનો વિશુદ્ધ ખોરાક હતો ને પ્રત્યેક બ્રાહ્મબાળને ઉપનયન સંસ્કારરૂપ જન્મ પ્રાપ્ત થતાં તેનીજ ગળથુથી અપાતી હતી તથા બ્રહ્મ પ્રાપ્તિરૂપ આશાનું અમૃત તેમનામાં રેડાતું હતું. ખરેખર તેજ ઉત્તમ હતું. કારણકે રાજા અને ફિલસુફ તરીકે પ્રખ્યાત થયેલા વિદેશીય ફિલોસોફર—તત્વજ્ઞાની—માર્કસ ઓરિલિયસના શબ્દોમાં બોલીએ તો, કોઇપણ જાતના આલંબન વગર ઉંચામાં ઉંચુ શ્રેષ્ટતર માનવ મન પણ ઉન્નતિના છેલ્લા શિખરપર ચઢવા શક્તિમાન થતું નથી. વિદેશીય તત્વજ્ઞાન આગળ આર્ય તત્વજ્ઞાન ત્યાંજ ઉત્કૃષ્ટતા પ્રાપ્ત કરે છે, ત્યાંજ વિદેશીય અનમીઓને નમાવે છે; ને પોતાની શ્રેષ્ટતર યોગ્યતા પ્રદર્શિત કરે છે અને બ્રહ્મ પ્રાપ્તિ-રૂપ આશાના અવલંબને તેની ગળથુથીથી તત્વજ્ઞાનના ખોરાકથી ઉછરેલા બ્રહ્મબાળને ઉન્નતિના છેલ્લામાં છેલ્લે શિખરે પોહાચાડે છે ને કેવળ બ્રહ્મમાંજ લીન કરે છે. શુક, નારદ એ તેનાં પ્રત્યક્ષ દ્રષ્ટાંત છે.

આ પ્રમાણે જ્યાં પ્રથમથીજ તનુજોને માનસ ભૂમિમાં સંચાર કરાવવામાં આવે જ્યાં **आत्मवत् सर्व भूतेषु, तत्वमासि, वसुधैव कुटुम्बकम्** વગેરે વગેરે જનવાત્સલ્યનાં વિશુદ્ધ સત્યો ઉચ્ચારવામાં આવે ને આચરણથી પ્રતિબિંબિત કરવામાં આવે, ત્યાં અધર્મનો અવકાશ, દુષ્ટાચરણનો છાંટો, કુકર્મ—કામ—નો કાંટો અને અનીતિનો અંધકાર ક્યાંથી ? ગ્રીષ્મના ઉગ્ર માર્તંડનાં પ્રખર કિરણોવત્, વેદનાં ઉચ્ચારણો જ્યાં ત્યાં વિચરતાં હોય—પ્રસરતાં હોય, ત્યાં અનીતિનો અંધકાર સંભવે પણ કેમ ? જ્યાં બ્રહ્મયજ્ઞ, દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, અતીથિ યજ્ઞ વગેરે વગેરે યજ્ઞોની ધુમ મચી રહી હોય,

જ્યાં ગાયત્રીરૂપ વિશુદ્ધ જાહ્નવીનાં અવગાહન થઈ રહ્યાં હોય, જ્યાં બ્રહ્મચર્યરૂપ ઉગ્ર તપ તપી રહ્યું હોય, જ્યાં પ્રાણાયામ, સમાધિ, યોગની ક્રિયાપ્રક્રિયાઓ થઇ રહી હોય ત્યાં અનીતિની તાકાત શી–મગદૂર શી કે એક ડગલું પણ તે તરફ ભરી શકે? તે વિશુદ્ધ હૃદયી મહાત્માઓના એક ફુત્કારજ તેને ભસ્મીભૂત કરી દે, દૃષ્ટિ પંથમાં આવતાં તેમની દૃષ્ટિજ તેને પ્રજ્વલિત કરી દે!

વળી બ્રાહ્મણ જીવનની શરૂઆતથીજ બલ્કે ગર્ભાધાનથીજ કેવળ વિશુદ્ધ અંતઃકરણવાળાં દંપતીનાં સંલગ્નરૂપ મજબુત પાયો નાખી, બ્રાહ્મણ દેહરૂપ કિલ્લાને–દુર્ગને સાંળ સંસ્કારરૂપ સીસાની ગારથી એવો તો મજબુત કરવામાં આવતો હતો કે–દુર્વૃત્તિરૂપ પિશાચિનીથી ઉત્પન્ન થયેલી દુરાચરણરૂપ જેની સેના છે, ને કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિ બળવાન જેના મહારથિઓ છે, એવા અધર્મ નરેશને અનીતિ રાણીના બળવાન હુમલાથી–સખત મારાથી પણ એ કિલ્લાની કાંકરી સુદ્ધાંએ ખેરવી શકાતી નહોતી. પણ ઉલટું કાંગરે કાંગરે ગોઠવાએલી—સદ્વૃત્તિરૂપ દેવિથી ઉત્પન્ન થએલી સદાચરણ રૂપ સેનાથી, તેમજ મનોનિગ્રહ–ઇંદ્રિયનિગ્રહ, સત્ય, સદાચારાદિ તેમના મહારથીઓથી ને વિશ્વ વિજયી ધર્મનરેશના જબરા મારાથી દુષ્ટ શત્રુઓ નારાજ થઇ જતા હતા–નાહિંમત થઇ જતા હતા–નાસતા હતા. તે વખતે તેમની પુંઠ પકડવાને ધર્મનરેશ પોતાના મહારથીઓની સેનાને, બ્રહ્મ પ્રાપ્તિ રૂપ આશાની મૃત સંજીવિનિ માત્રાનું, સદ્બોધ રૂપ અમૃત સાથે વારંવાર પાન કરાવતા હતા, જેથી મહારથી ને સેના નિત્ય સતેજ ને યુવાવસ્થાના પ્રાબલ્યથી લઢતી હતી. હરિફોને હંફાવતી હતી–

નારાજ કરતી હતી—નાઉમેદ કરતી હતી ને જીવન પર્યંત બ્રાહ્મણુ દેહરૂપી દુર્ગ અધર્મરૂપ શત્રુથી અજીતજ થતો હતો—રહેતો હતો.

આવી રીતે આપણા પ્રાચીન બ્રાહ્મણોએ બ્રહ્મત્વ ને અભય ને પરમાત્માના સ્થાન સુધી પહોચાડેલું હોવાથી તેના પ્રૌઢ પ્રતાપથી લોભાઇ વિશ્વામિત્ર જેવા કેવળ રાજ્યવૈભવમાંજ ઉછેરલા મહાન ક્ષત્રિય નરેશે, રાજ્યપાટ ને રાજ્યવૈભવોનો ત્યાગ કરી, ઉગ્રમાં ઉગ્ર તપ કરી બ્રહ્મત્વ પ્રાપ્ત કર્યું હતું. જ્યાં બ્રહ્મત્વની આવી સ્થિતિ હોય જ્યાં વશિષ્ટ જેવા, શતયજ્ઞમાં પોતાના વહાલા સો પુત્રોનું બલિદાન આપી છેવટે પ્રાણાર્પણથી પૂર્ણાહુતિ કરવા તત્પર થયા હોય, જ્યાં દધિચિ જેવાએ પરોપકાર યજ્ઞમાં વહાલા પ્રાણનું બળિદાન આપ્યું હોય, જ્યાં મહાન્ પિતૃયજ્ઞની પૂર્ણાહુતિમાં પરશુરામ જેવા હોતાઓ એ સ્વહસ્તે માતાના પ્રાણની આહુતિ આપી હોય, જ્યાં શ્રવણ જેવાએ માતૃપિતૃયજ્ઞમાં જીવનસમર્પણ કર્યું હોય ને જ્યાં વેદના સ્વાધ્યાયના જયઘોષથી દશ દિશાઓ વ્યાપ્ત હોય ત્યાં નીતિદેવિ વસે ને આશ્વિનની પૂર્ણિમાના ચંદ્રવત્ સંપૂર્ણ કળાથી પ્રકાશે એમાં શી નવાઇ ? એ પુનિત મહાત્માઓના આવા અપૂર્વ સામર્થ્યથીજ બ્રાહ્મણસત્તા સર્વોપરિ થઇ હતી ને હજારો રાજ્યવિપ્લવો થતાં ઘણી સત્તાઓ કાળાગ્નિમાં હોમાઇ ગઇ, સમયના જબરા પડ નીચે દબાઇ ગઈ, છતાં બ્રાહ્મણસત્તા હજુ જેવીને તેવીજ પ્રકાશે છે ! એજ પ્રાચીન બ્રાહ્મણોની વિશુદ્ધિનો પ્રત્યક્ષ દાખલો છે. માટે આપણે છાતી ઠોકીને નિઃશંક રીતે કહી શકશું કે સુનીતિએ જો દુનિયામાં કોઇપણ સ્થળે પ્રત્યક્ષ સ્વરૂપ ધારણ કર્યું હોય, તો તે આ આર્યાવર્તમાંજ ધારણ કર્યું હતું—ત્યાંજ તેનો પ્રથમાવતાર થયો હતો—ને ત્યાંથીજ સર્વ સ્થળે તે સંચાર પામી હતી.

પ્રાચીન આર્યોના-બ્રાહ્મણોના પ્રત્યેક બંધારણ વિષે વિચાર કરીએ છીએ તો તેમાં નીતિ ને ધર્મનાં મૂળ છેકજ ઉંડા ઉતરેલાં જણાય છે. નમુના તરીકે આપણાં પ્રાચીન લગ્નનોજ વિચાર કરીએ. તો તે કેવાં વિશુદ્ધ છે, તેમનાં શરીરોમાં વસતા આત્માનો કેવો સંયોગ છે, કેવો સ્વાર્થ ત્યાગ છે, કેવું સ્વાર્પણ છે? પતિ પ્રાણ જતાં-પતિયજ્ઞની પૂર્ણાહુતિમાં સ્ત્રી હોતા રૂપ બની, પોતાના પ્રાણનું બલિદાન આપે ને તેની સાથે સ્વર્ગની સંચારી થાય-આવાં વિશુદ્ધ જીવનો જ્યાં વસતાં હોય, ત્યાં ખરેખર સ્વર્ગજ છે, તેની કોણ ના પાડી શકશે? આપણો પ્રાચીન આર્યાવર્ત ખરેખર સ્વર્ગજ હતો ને તેમાં અનીતિનો-અનાચારનો છાંટો પણ નહોતો, એમ અનેક રીતે પ્રતીત થાય છે.

આવાં વિશુદ્ધ જીવનોના પુનિતપ્રવાહમાં અવગાહન કરતાં, નિમજ્જન કરતાં આપણા શરીરમાં પણ વિશુદ્ધિ સ્ફુરે છે; ને તેનો વિશુદ્ધપ્રવાહ શરૂ થઇ-પ્રસરી આપણને વિશુદ્ધ કરે છે. તો જેમની જીવનપ્રભામાં વિશુદ્ધિનો અખંડિત પ્રવાહ વહી રહ્યો છે, તેમની તો કલ્પનાજ શી?

પ્રાચીન મહાત્માઓ! પારસમણિ રૂપ મહાત્માઓ! તમારો ક્ષણભરનો સંબંધ-ઘડીભરનો સત્સંગ જ્યારે આવો અમૂલો લાભ આપે છે, તો નિત્યનો સંસર્ગ શું ન કરે? આપનો સમર્થ પ્રતાપ વિશુદ્ધિના પ્રવાહો ફેલાવી, વિશુદ્ધ વાતાવરણો રચી, પાપીઓને પવિત્ર કાં ન કરે?

એજ પ્રાચીનકાળની વિશુદ્ધિને પુરવાર કરે છે. એજ પ્રાચીન બ્રાહ્મણોની ઉત્તમ નીતિમત્તાની નશાની છે. અસ્તુ!

આમ આ વિષયને પૂર્ણ કરતાં આપણા પ્રાચીન બ્રાહ્મણોના આવી વિશુદ્ધિના કારણ રૂપ કેટલાક અનુકરણીય મુખ્ય મુખ્ય નિયમો આપવાની જરૂર છે.

## ૭૨. પ્રાચીન વિશુદ્ધિનાં કારણો.

(૧) ઉચ્ચ મનોનિગ્રહ ને ઇંદ્રિયનિગ્રહ, એ તેમના હમેશના સાથી હતા. બ્રહ્મચર્યના રક્ષિત આશ્રય નીચે તેમની જીવન પ્રભા વૃદ્ધિંગત થતી હતી.

(૨) સંધ્યા, પ્રાણાયામાદિ કેટલીક નિત્યની ક્રિયાઓ, તેમના ઉચ્ચ મનોનિગ્રહ ને ઈંદ્રિયનિગ્રહના કારણ રૂપ સેવવામાં આવતી હતી.

(૩) તેમની ઉત્તમોત્તમ માતૃભક્તિ, પિતૃભક્તિ, ગુરૂભક્તિ, એ કુટુંબ અને જનવાત્સલ્યનોજ પ્રભાવ હતો.

(૪) તેમનું વાતાવરણ વિશુદ્ધ ને પવિત્ર વિચારથી ભરપુર હતું. કારણ સમગ્ર દ્વિજ પ્રજાની નીતિ ઉત્તમ પ્રકારની હતી. ને તેમાં પણ હરિશ્ચંદ્ર જેવા સત્યને પાળનારા, રામ જેવા માતૃ પિતૃ આજ્ઞા પાળનારા, દશરથ જેવા પુત્રવાત્સલ્ય ધરાવનારા વગેરે વગેરે વસતા હતા.

(૫) તેમનાં સત્ય ને સદાચરણ તો એટલી સિદ્ધિને પામ્યાં હતાં કે તેમને વાક્સિદ્ધિ પ્રાપ્ત થઇ હતી.

(૬) બ્રહ્મચર્યનો પ્રભાવ અને તેનું રહસ્ય તેમને એટલું બધું સમજાયું હતું કે—શુક, નારદ, પરશુરામ, ભીષ્મ વગેરે વગેરેએ તેનું જીવનપર્યંત પાલન કર્યું હતું. સ્ત્રીઓ પણ બ્રહ્મચર્યનું પાલન

કરનારી ને કેટલીક તો જીવનપર્યંત પણ બ્રહ્મચારિણી રહેતી હતી—રહી હતી.

(૭) સ્ત્રીઓ પણ ભણેલીગણેલી, સદાચરણી, પતિપ્રાણા ને સતીત્વ ધારણ કરનારી હતી.

(૮) તેમનાં લગ્ન પણ સ્ત્રી પુરૂષ વચ્ચે સંપૂર્ણ પ્રીતિ વધારનારાં ને નીતિને સહાયક હતાં.

(૯) વેદના અભ્યાસરૂપ વડિલ હમેશાં તેમની સાથે રહેતો હતો.

(૧૦) એકંદરે નીતિરૂપ વૃક્ષ, સદ્‌ગુણ, સદાચાર ને સત્કર્મરૂપ ફળો-થી ફલિત થઇ ધર્મરૂપ રક્ષપાળથી હમેશાં સુરક્ષિત હતું.

(૧૧) પ્રત્યેક બ્રાહ્મણતનુધારીને તેના જીંદગીના ચારે આશ્રમમાં નીચેનાં લક્ષણો આવશ્યક ગણાતાં હતાઃ—

(૧) ધૃતિ—ધીરજ અથવા સંતોષ. (૨) ક્ષમા, નિંદા, સ્તુતિ, માન અપમાન, હાનિ લાભ કે દુઃખમાં પણ સહનશીલ રહેવું. (૩) દમ—મનને સદા ધર્મમાં પ્રવૃત્ત રાખીને અધર્મથી રોકવું. અર્થાત્ અધર્મ કરવાની ઇચ્છા પણ ન થવા દેવી. (૪) અસ્તેય —ચોરી ત્યાગ—અર્થાત્ વિના આજ્ઞા, વા છલ, કપટ, વિશ્વાસ-ધાત વા કોઇ વ્યવહાર, તથા વેદ વિરૂદ્ધ ઉપદેશથી પર પદા-ર્થનું ગ્રહણ કરવું. (૫) શૌચ—રાગદ્વેષ, પક્ષપાત—છોડીને અં-તર અને બાહ્યપવિત્રતા રાખવી. (૬) ઇન્દ્રિયનિગ્રહ—અધર્મા-ચરણથી રોકીને ઇન્દ્રિયોને સદા ધર્માચરણમાં રાખવી. (૭) ધી—માદક દ્રવ્ય, બુદ્ધિનાશક અન્ય પદાર્થ, દુષ્ટોનો સંગ, આલસ્ય પ્રમાદાદિ છોડીને શ્રેષ્ટ પદાર્થના સેવનથી, સત્પુરૂષો-

ના સંગથી અને યોગાભ્યાસથી બુદ્ધિને વધારવી. (૮) વિદ્યા. પૃથ્વી પરથી પરમેશ્વરપર્યંત યથાર્થ જ્ઞાન મેળવવું. ને એનાથી યથાર્થ ઉપકાર માનવો તથા કરવો. સત્ય-જેમ આત્મામાં તેમ મનમાં, ને મનમાં તેમ વાણીમાં, ને જેમ વાણીમાં તેમ કર્મમાં વર્તવું તે વિદ્યા છે. એથી વિપરિત અવિદ્યા છે. માટે સુવિદ્યા પ્રાપ્ત કરી તે પ્રમાણે વર્તન રાખવું. (૯) સત્ય જે પદાર્થ જેવો હોય તેને તેવોજ કહેવો, તેવોજ સમજવો ને તેવોજ કરવો. (૧૦) અક્રોધ-ક્રોધાદિ ષડ્રિપુ-દોષો છોડીને શાંત્યાદિ ગુણોને ગ્રહણ કરવા, એ ધર્મનાં ખાસ લક્ષણ ગણાતાં તેથી પ્રત્યેક બ્રાહ્મણ આ દશ લક્ષણયુક્ત થઇ પાપરહિત અપક્ષપાત રહિત-બની, ન્યાયાચરણ કરી વેદોક્ત ધર્મનું સેવન કરતો.

(૧૨) જન્મ આપનાર, ઉપવિત આપનાર, વિદ્યા ભણાવનાર, અન્ન આપનાર, ને ભયથી બચાવનાર એ પાંચ પિતા તુલ્ય ગણાતા.

(૧૩) પોતાની મા, વહુની મા, રાણી, ગુરૂની સ્ત્રી, મિત્રની સ્ત્રી, એ માતા તુલ્ય ગણાતી.

## ૭૩. માત પિતા ને ગુરૂ તરફનું વર્તન.

**आचार्यो ब्रह्मणो मूर्तिः पिता मूर्तिः प्रजापतेः ।**
**माता पृथिव्यां मूर्तिस्तु, भ्रातास्वो मूर्तिरात्मनः ॥**

॥ मनु ॥

આચાર્ય—ગુરૂને પરમાત્મા સ્વરૂપ, પિતાને જગત્ પિતા બ્રહ્મા સ્વરૂપ, માતાને પૃથ્વી સ્વરૂપ ને ભાઇઓને પોતાનીજ પ્રતિમા રૂપ માનતા. માટે—

**आचार्यश्च पिताचैव, माता भ्राताच पूर्वजः ।**
**नार्तेनाप्येव मन्तव्या ब्राह्मणेन विशेषतः ॥**

॥ मनु. अ. २ मंत्र २२५ ॥

આચાર્ય, પિતા, મા અને ભાઈઓ કદાપિ પોતાને દુઃખ કરનાર હોય તોપણુ તેમનું અપમાન કરતા નહિ. કારણુ કે તેઓ એવું માનતા કે—

**यं माता पितरौ क्लेशं सहेते संभवे नृणाम् ।**
**न तस्य निष्कृतिः शक्या कर्तुंवर्षशतैरपि ॥**

॥ मनु. अ. २ मंत्र २२६ ॥

સંતતિના સંભવ ગર્ભાધાન પછીથી બાળકને ઉછેરવામાં અને તેનુ લાલનપાલન કરવામાં માત-પિતાને ઘણું સંકટ સહન કરવું પડે છે. તેમના ઋણુમાંથી બાળક જીંદગી પર્યંત એટલે કે સો વર્ષ સુધી માતા-પિતાના ઉપર ઉપકાર કરે તો પણુ તેમાંથી તેનાથી મુક્ત થવાતું નથી અને તેટલાજ માટે માત-પિતાને દેવતારૂપ ગણીને તેમને કડુ વચન કહેતા નહિ—ને અપમાન કરતા નહિ—કારણુ કે—

**तयो नित्यं प्रियं कुर्यादाचार्यस्य च सर्वदा,**
**तेष्वेव त्रिषु तुष्टेषु तपः सर्वं समाप्यते ॥**

॥ मनु. अ. २ मंत्र २२७ ॥

જે પોતાના આચાર્ય તેમજ માત પિતાને પ્રિય થઇ પડે તે પ્રમાણે વર્ત્તન કરે છે, તેને સર્વ તપ કર્યા જેટલું પુણ્ય થાય છે.

અર્થાત્ સઘળાં પુણ્ય કર્મો કરતાં આ ત્રણુને સંતોષવા તે શ્રેષ્ટ પુણ્ય કર્મ છે. તેથી શ્રેષ્ટ ફળની પ્રાપ્તિ થાય છે. તેથીજ કહ્યું છે કે—

**तेषां त्रयाणां शुश्रुषा परमं तप उच्यते ।**

**न तैरभ्यनुज्ञातो, धर्ममन्यं समाचरेत् ॥**

॥ मनु. अ. २ मंत्र २२८ ॥

આચાર્ય અને માત પિતાની, તેમને પૂર્ણ સંતોષ થાય તેવી રીતે સેવા કરવી, તેને પરમ ઉત્કૃષ્ટ તપ કહેલું છે માટે તેમ કરવું. તેનેજ મુખ્ય ધર્મ જાણવો, અને તેમની આજ્ઞા વિના કોઇ પણ અન્ય કર્મ કરવું નહિં: કારણ કે—

**तएवहि त्रयो लोकास्तएव त्रय आश्रयाः**

**तएवहि त्रयो वेदास्तएवोक्तस्त्रयोऽग्नयः ॥**

॥ मनु. अ. २. मंत्र. २२९ ॥

આચાર્ય માતા, ને પિતા એ ત્રણ દેવતાની ત્રિપુટી છે. વળી તેઓ ત્રણ લોક છે, તેમજ ત્રણ આશ્રમોના જૂદાં જૂદાં સ્વરૂપ છે. તેમજ ત્રણ વેદનાં ફળરૂપ છે અને યજ્ઞ કર્મ કરવામાં પવિત્ર કહેવાયેલા અગ્નિનાં ત્રણરૂપ છે. એવી રીતે કે—

**पितावै गार्हपत्योऽग्निर्मातााग्निर्दक्षिणः स्मृतः ।**

**गुरुराहवनीयस्तु साग्नित्रेता गरीयसी ॥**

॥ मनुस्मृति अ. २ मंत्र. २३१ ॥

યજ્ઞના અગ્નિમાં ગાર્હપત્ય, દક્ષિણાગ્નિ, ને આવહનીયાગ્નિ એ

ત્રણુને શ્રેષ્ટ ગણેલા છે. તેમાં પિતાને ગાર્હપત્ય, માતાને દક્ષિણાગ્નિ બરાબર ને આચાર્ય—ગુરૂને આવહનીયાગ્નિ બરાબર ગણ્યા છે માટે જે બ્રહ્મચારી તેની સેવા કરે છે તે હમેશાં સુખમાં રહે છે. એટલુંજ નહિં પણ જે ગૃહસ્થી તે પ્રમાણે કરે છે, તે સંસારમાં યથેષ્ટ સુખ ભોગવી મરણાન્તે ત્રણે લોકમાં જય પામી, સૂર્યાદિ દેવતા જેવા અવિચળ પદને પામે છે.

सर्वे तस्यादृताधर्मा यस्यै ते त्रय आदृताः ।
अनादृतास्तु यस्यै ते सर्वास्तस्याऽफलाः क्रिया ॥
॥ मनुस्मृति अ. २. मंत्र. २३४ ॥

જેઓ આ ત્રણ સેવા કરે છે, તેઓ શ્રુતિ તથા સ્મૃતિનાં કર્મ કર્યા જેવાં ફલને પામે છે પણ જેઓ શ્રુતિ અને સ્મૃતિનાં કર્મ કરવા છતાં તેમનો અનાદર કરે છે, તેઓનાં સર્વ પુણ્ય કર્મોના ફળો નાશ પામે છે. એવી દૃઢતર માન્યતા હોવાથી તેઓ માબાપને ગુરૂની સારી રીતે સેવા કરતા; ભાઇઓ સાથે હળીમળીને રહેતા ને વડિલોને માન આપતા.

## ૭૪. પરચુરણ—વિદ્યા સંબંધે.

श्रद्दधानः शुभां विद्यामाददीता वरादपि ।
अन्त्यादपि परं धर्मं स्त्रीरत्नं दुष्कुलादपि ॥
॥ मनुस्मृति अ. २ मंत्र २३८ ॥

ગારૂડ વગેરે વિદ્યા શૂદ્ર પાસેથી પણ ગ્રહણ કરવી તેમજ ચંડાળ પાસેથી પણ જો તે વિદ્વાન હોય તો મોક્ષને મેળવનારી

વાતો સમજવી તેમજ આપણાથી ઉતરતા કુળની હોય પણ ગુણ-વાન સ્ત્રી હોય તો તેને પત્ની તરીકે સ્વીકારવી. કારણ—

विषदप्यमृतं ग्राह्यं, बालादपि सुभाषितम्
अमित्रादपि सद्वृतमसेध्यादपि काञ्चनम् ॥

મનુ અ. ૨ મં. ૨૩૯

વિષમાં જો અમૃત મેળવેલું હોય તો વિષનો ત્યાગ કરી અમૃ-તનું શોધન કરી, અમૃત ગ્રહણ કરવું; તેમજ વિદ્વાન હોય ને બાલ્યા-વસ્થામાં હોય તોપણ તે વિદ્યાને લીધે વૃદ્ધ જ છે, એમ ધારી તેની શીખામણ માનવી અને દુશ્મનમાં પણ સારાં લક્ષણ હોય તો ગ્રહણ કરવાં શીખવાં તેમજ સુવર્ણ જેવી ચીજ અપવિત્ર સ્થળમાં પડેલી હોય તોપણ લેવી, એવી માન્યતા હતી. કોઇપણ સ્થિતિનો માણસ હોય તોપણ તેની પાસેથી વિદ્યા, ધર્મ, શૌચ, સુંદર વચન, વિવિધ પ્રકારની શિલ્પ કારીગરી કરવાની વિદ્યા—દાન તરીકે લેવા અડચણ ગણાતી નહોતી.

## ૭૫. મોક્ષનાં સાધન.

वेदभ्यासस्तपोज्ञानामीन्द्रियाणांच संयमः
अहिंसा गुरुसेवाच निःश्रेयस्करं परम् ॥ ९३ ॥

મનું. અ. ૧૨ મંત્ર ૩૧

ઉપનિષદ વગેરે વેદના ગ્રંથો વાંચવા—સમજવા, કૃચ્છ્તપ વગેરે તપયજ્ઞ કરવાં, સત્યજ્ઞાન સંપાદન કરવું, જીતેંદ્રિય થવું; કોઇપણ પ્રા-ણીને વિના પ્રયોજને દુઃખ થાય તેમ ન કરવું; અહિંસા ધર્મ પાળવો

ને ગુરૂસેવા કરવી, એ ૭ સાધનો મોક્ષને આપનાર છે. તે સર્વમાં બ્રહ્મજ્ઞાન ઉત્તમ છે, એમ મનાતું.

वान्ताश्युल्कामुखः प्रेतो विप्रो धर्मात्स्वकाच्च्युतः ।

જે બ્રાહ્મણ પોતાના કાર્યથી ભ્રષ્ટ થાય છે, તે ઉલ્કામુખ નામના પ્રેતના અવતારને પામે છે ( તેને જ્વાળામુખ પણ કહે છે. કારણ કે તેના મોંના ભાગમાં અગ્નિ હોય છે ) અને તેનાં કર્મ વાંતાસુ હોય છે. અર્થાત્ તે ઓકી કાઢેલા પદાર્થ ખાય છે, એવી માન્યતા હતી.

બ્રાહ્મણે હમેશાં સત્વગુણી થવું જોઇએ. કારણ કે–

तत्रयत्प्रीति संयुक्तं किञ्चिदात्मानि लक्षयेत् ।
[illegible] शुद्धायं सत्त्वं तदुपधारयेत् ॥

મનુ. અ. ૧૨ મંત્ર ૨૭

જ્યારે માણસના શરીરમાં સત્વગુણ હોય છે, ત્યારે તેને પૂર્ણ સુખ જણાય છે. તેને સારાં કામ કરવા ઉપર ભાવ થાય છે; નામ માત્ર પણ કલેશનાં લક્ષણ જણાતાં નથી. ને અંતઃકરણમાં ઉજાસ માલુમ પડે છે.

## ૭૬. સત્વગુણનાં લક્ષણ.

वेदाभ्यासस्तपोज्ञानं शौचमिन्द्रियनिग्रहः
धर्मक्रियात्मचिन्ता च सात्विकं गुण लक्षणं ॥

मनू० अ. १२ मं० ३१.

વેદનો અભ્યાસ કરવો, તપ કરવું, જ્ઞાન મેળવવા પાછળ નિયમિત શ્રમ લેવો; દેહની તથા મનની શુદ્ધિ મેળવવા, જીતેંદ્રિય થવું, પુણ્યકર્મ કરવાં, ધર્મદાન તથા યજ્ઞાદિક કર્મ કરવાં અને બ્રહ્મનું ચિંત્વન કરવું એ સર્વ સત્વગુણનાં લક્ષણ છે. માટે તે દરેક બ્રાહ્મણમાં હોવાં જોઇએ. કારણ કે જે માણસમાં સત્વગુણ પ્રધાન હોય છે, તે માણસ મરણ પછી દેવત્વને પામે છે; રજોગુણી મનુષ્યત્વ પામે છે; ને તપોગુણી પશુત્વ ધારણ કરે છે.

## ૭૭. પુનર્જન્મની માન્યતા.

માણસની સારી, મધ્યમ અથવા અધમગતિ તેના કર્મને લીધેજ થાય છે; અને કર્મની ઉત્પત્તિ મન, વચન અથવા દેહથી થાય છે. કર્મ કરવામાં તે ત્રણ સાધનોનો સારો અથવા ખોટો ઉપયોગ કરવામાં આવે છે. તે પ્રમાણે તેનાં સારાંનરસાં પરિણામ, તે કરનાર જીવને પુનર્જન્મમાં ભોગવવાં પડે છે. દેહને કર્મ કરવા માટે ઉત્તેજનાર મન છે; અને તે કર્મની શ્રેષ્ટતા, મધ્યમતા, અથવા અધમતાનો આધાર મન વાણી ને દેહના ઉપર આધાર રાખે છે. તેનાં દશ લક્ષણ છે. પણ તેમનો સર્વનો મુખ્ય આધાર મન ઉપરજ છે કારણ કે માણસ મનથી જેને જાણે છે, તેને બોલવાથી જણાવે છે. તે કામથી કરી બતાવે છે. માટે પુનર્જન્મમાં દેવત્વ પ્રાપ્ત કરવા સારૂ મનોનિગ્રહ કરી સત્વગુણ પ્રાધાન્ય થવા દરેક પ્રાચીન બ્રાહ્મણ યત્ન કરતો. તે પ્રાપ્ત કરી સત્વગુણી થતો. પૂર્ણ નીતિમાન થવાના આ ઉત્તમ નિયમો હતા.

## ૭૮. ઇશ્વરાજ્ઞા.

**सद्दृहृदयं सांमनस्यमाविद्वेषं कृणोमि वः ।**
**अन्योऽन्यमपि हर्यत वत्सं जातामिवाघ्न्या ॥**

હે ગૃહસ્થો હું ઇશ્વર તમને જેવી આજ્ઞા આપું છું તેવુંજ તમારે વર્તન રાખવું. જેથી તમને અક્ષય સુખ થાય. હું કહું છું કે, “ તમે જેવી ઇચ્છા પોતાના સુખને માટે કરો છો અને દુઃખ ન થાય તેમ ઇચ્છો છો તેમજ માતા, પિતા, સંતાન, સ્ત્રી, ભ્રાતા, પુરૂષ, ભૃત્ય, મિત્ર ને પાડોશી બધાને માટે ઇચ્છો. પ્રાણી માત્ર સાથે સમાન હૃદયથી રહો.

“મનવડે હું તમારા માટે સારી રીતે પ્રસન્નતાવાળો ને વૈર વિરોધાદિથી રહિત વહેવાર નક્કી કરૂં છું માટે જેમ હનન ન કરવા યોગ્ય ગાય પોતાનાં ઉત્પન્ન થયેલાં વાછરડાં પર જેવા વાત્સલ્ય ભાવે વર્તે છે તેમ તમે પણ અરસપરસ તેવા પ્રેમ ને શુભેચ્છાથી વર્તો વગેરે વગેરે ઇશ્વરાજ્ઞા પર પૂર્ણ શ્રદ્ધા રાખી આપણા પ્રાચીન બ્રાહ્મણો સંપ, સદાચાર ને સર્વ પ્રાણીપર સમાન ભાવ રાખી, અ-હિંસા ધર્મ પાળી, વિવેક ને ન્યાયથી વર્ત્તો.”

પૂર્વજો સામા માણસને પ્રિય લાગે તેવું સાચું વચન બોલતા. અપ્રિય સત્ય વચન બોલતા નહિ તેમજ બીજાને મનગમતું જુઠું કદિ પણ બોલતા નહિ.

સ્ત્રીઓને રંજીત કરી તેમનું સારી રીતે પાલન કરતા તથા પુત્રોને વિદ્યાભ્યાસ કરાવી, સ્વજન બંધુઓનું રક્ષણ કરતા.

બ્રહ્મચર્યમાં ધૈર્ય ને તપ બન્ને રહેલાં છે માટે જે બ્રહ્મચર્યાશ્રમમાં રહેલા છે તે સ્વર્ગમાંજ રહેલા છે, એમ મનાતું. યોગ વિના સિદ્ધ નથી, સિદ્ધિ વિના યશ નથી ને યશ વિના પ્રતિષ્ઠા નથી માટે યોગની પણ તેટલીજ આવશ્યકતા ગણુતા હતા.

## ૭૯. પ્રાચીન બ્રાહ્મણોની ઔદ્યોગિક સ્થિતિ.

પાછળ કર્ત્તવ્યના મથાળા નીચે જણાવ્યા પ્રમાણે પ્રાચીન બ્રાહ્મણોનો ઉદ્યોગ–તેમનો ધંધો મુખ્યત્વે કરીને પોતાના નિત્ય નૈમિત્તિક કર્મ કરવાં.

(૧) ભણવું, ભણાવવું.

(૨) યજ્ઞ કરવા ને કરાવવા.

(૩) દાન લેવું ને આપવું. એટલે કે પોતાના કર્તવ્યાનુસાર પ્રાચીન બ્રાહ્મણો મનુષ્ય જીવનને ઉપયોગી ને તેનું સાફલ્ય કરનાર ઉત્તમોત્તમ જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. મહા પ્રયત્ને પ્રાપ્ત કરેલું તે જ્ઞાન બીજાઓને તેઓ ઉદારતાથી વિના મૂલ્યે આપતા હતા.

(૪) સંસારમાં પોતાને આમંત્રિત કરનાર યજમાન માતા, પિતા, તથા સંસ્કારથી મનુષ્ય જીવનનું સાફલ્ય કરાવનાર ગુરૂ તેમજ સહોદર ભ્રાત–બેન તથા પોતે આમંત્રિત કરેલાં અતિથિ સ્ત્રી, પુત્ર વગેરે વગેરે સંસારના દેવોને સંતુષ્ટ કરવાને તેઓ પોતાની તેમના તરફની ફરજો યથાર્થ બજાવવા રૂપ માતૃયજ્ઞ, પિતૃયજ્ઞ, ગુરૂયજ્ઞ, અતિથિયજ્ઞ, વગેરે વગેરે યજ્ઞ કરતા. ને તેમાં પોતાના તન, મન ને ધનનો વ્યય કરી પોતાના સ્વાર્થરૂપ સમિધનો હોમ કરતા ને જરૂર જેટલી પોતાના

સુખ, વૈભવ રૂપ આહુતિઓ આપતા. ને જનકલ્યાણના મહાન યજ્ઞમાં તો ઉપરની સમિધ ને આહુતિઓ ઉપરાંત સ્વ-જીવનનો હોમ કરી, ઐહિક સુખની આહુતિઓ આપી પ્રાણની પૂર્ણાહુતિ આપતા. ને પોતાના આવા ઉત્તમ દ્રષ્ટાંતવડે અનેક યજમાનો ઉત્પન્ન કરી તેમના અધ્વર્યુ બની તેમની પાસે ઉપરના યજ્ઞો કરાવતા. બીજું દષ્ટિએ અગ્નિ નારાયણ, ઇંદ્ર, સવિતા નારાયણ વગેરે દેવોની પ્રસન્નતા માટે મહાન વેદિકા રચી, અગ્નિ, ઇંદ્ર, સવિતાદિ દેવોનું આવાહન કરી યોગ્ય દ્રવ્ય, કવ્ય, દ્રવ્યવડે પોતે યજમાન બની યજ્ઞ કરતા હતા ને અનેક યજમાનો પાસે તેવા યજ્ઞો પોતે ઋત્વિજ, અધ્વર્યું, હોતા વગેરે બની કરાવતા હતા.

(૫) ઉપરની બન્ને ક્રિયાઓમાં તેઓ વિદ્યારૂપી અમૂલી વસ્તુનું, તેમજ સ્વાર્થ, સંસાર સુખ, દ્રવ્ય, વૈભવ, ઐહિક લાભ, સ્વજીવન ને પ્રાણનું દાન કરતા હતા. ને તેના વિનિમયમાં પોતાનું ઐહિક જીવન ટકાવવાને અનાયાસે જે કંઇ પ્રાપ્ત થતું તથા બીજાઓ પોતાના તરફ જે કંઈ ફરજો અદા કરતા હતા તેના સ્વીકાર કરવારૂપ દાનને ગ્રહણ કરતા હતા. હાલની પેઠે ભિક્ષા વૃતિ ને યાચક વૃતિને તેઓ સ્વીકારતા નહોતા. તે તો તે વખતે ઘણીજ નિંદ્ય ને અધમ ગણાતાં હતાં. ઉપરનાં કૃત્યો યથાર્થ કરવા માટે પ્રાચીન બ્રાહ્મણોને તે ઉપરાંત પણ કેટલાક કૃત્યો કરવાં પડતાં—જેવાં કે સમગ્ર પ્રજાના હિતને માટે કાયદા બાંધવા તથા તે બરાબર રીતે અમલમાં મૂકાવવા તેમજ કાયદાના ઉલ્લંઘન કરનારને યોગ્ય શાસન કરી જન-

મંડળની સુવ્યવસ્થા જળવાવાને ન્યાયનું કામ પણ તેમનેજ કરવું પડતું. તદુપરાંત ચાતુર્વર્ણીય પ્રજાની શારીરિક માનસિક, વ્યવહારિક, નૈતિક, ધાર્મિક, ને આધ્યાત્મિક ઉન્નતિ થાય તેવા ઉપાયો–નિયમો શોધવા, એકત્ર કરવા તે જાહેર ઉપદેશ, પુસ્તકો–શાસ્ત્રો દ્વારા બહાર પાડવાને પ્રસિદ્ધિમાં મૂકવા વગેરે કામ પણ તેમનેજ કરવાં પડતાં, પોતાના ઉદાહરણથી તેને આચારમાં પણ તેઓજ મૂકાવના હતા. સમગ્ર પ્રજાને ઉન્નતિને સીધે માર્ગે દોરી અંતરાય આવતી ઉપાધિઓને સૂક્ષ્મ દૃષ્ટિથી દૂર કરવાની–કરાવાની તજવીજ પણ તેમનેજ કરવી પડતી હતી. સંસારમાં મનુષ્ય તરીકેની તેમની સર્વ ફરજો સમજાવી તેમને કર્તવ્યનિષ્ટ બનાવી ક્રમેક્રમે આત્મોન્નતિને માર્ગે આગળ આગળ દોરી મોક્ષની પ્રાપ્તિ કરાવી સચ્ચિદાનંદમાં લીન કરાવાની અમૂલી ફરજ પણ તેમનેજ બજાવાની હતી. એ ફરજ સર્વોત્કૃષ્ટ નિઃસ્વાર્થપણે પૂર્ણ ઉત્સાહથી સ્વીકારતા, ને આવી ફરજો અદા કરવી એજ મનુષ્ય જીવનનું સાફલ્ય છે, એમ માની, તેઓ તન મનથી પ્રયત્ન કરી બતાવતા ને કેટલાક તો સમગ્ર જીવન તેને અર્થે સમર્પણ કરતા. આમ તેમનું કર્તવ્ય તેમનો ધંધો–ઉદ્યોગ, અતિ વિકટ પરાર્થપરાયણ ને શ્રેષ્ટ તર હતો. સ્થૂલ દૃષ્ટિએ પણ તેમનું કામ શારીરિક કરતાં માનસિક વિશેષ હતું. ને દુનિયામાં મોટામાં મોટાં ને અઘરામાં અઘરાં એ કાર્ય (૧) નાના બાળકોને કેળવણી આપવી ને (૨) ઘરડા ઢાંતોને વશ કરી તેમને ધાર્મિક જ્ઞાન આપી શ્રેયને માર્ગે ચઢાવવા, એ પણ તેમનેજ કરવાનાં હતાં. વિદેશીય

વિદ્વાન માટેજ લુથર એ એ કાર્યને મહત્તા આપી કહે છે કે— દુનિયામાં એ એ કામજ ઉચ્ચતર છે, એ એજ ઇશ્વરની પ્રસન્નતા મેળવવામાં ઉત્તમોત્તમ સાધન છે, એ એજ કામ પરાર્થપરાયણ ને જીવનસાફલ્ય કરનારાં છે. તેજ એ કામ તેટલાંજ કીમતી ધારી, આપણા પ્રાચીન પૂર્વજો આનંદથી સંપૂર્ણ રીતે અદા કરતા હતા. આવી રીતે તેમના પરજ જમાનાનો આધાર હતો, ને તેઓજ જમાનાને ઘડનાર ને દોરનાર હતા. તેને અધોગતિના ખાડામાં નાંખવો કે ઉન્નતિના ઉન્નતશિખરે ચઢાવવો, આ કાર્ય તેમનાજ હાથમાં હતું. તેમણે પોતાનું તે કાય યથાર્થ બજાવી આર્યાવર્તને હિંદને ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચાડયું હતું. તેજ ખરેખર વેદવચન પ્રમાણે ચાતુર્વર્ણીય પ્રજારૂપ દેહના મૂળરૂપ—મગજરૂપ હતા ને ક્ષત્રીઓ બાહુરૂપ ને વૈશ્યો પેટ—ઉદર ને શુદ્રો પગ રૂપ હતા.

શરીરમાં મગજ શરીર હિતાર્થે જે જે કાર્ય કરે છે તે શરીરને તંદુરસ્ત રાખી—રખાવી સુદૃઢ ને મજબૂત બનાવે છે તેમજ ચાતુર્વર્ણીય પ્રજાના મગજરૂપ તેમણે સમગ્ર પ્રજાને સુદૃઢ મજબૂત ને કર્તવ્યશીલ બનાવી પૂર્ણતાએ પહોચાડી હતી. તેથીજ મગજને તંદુરસ્ત, સશક્ત ને સુરક્ષિત રાખવાને જેમ દેહનાં બીજાં અવયવોને કાળજી રાખવી પડે છે, તેમ પ્રાચીનકાળમાં ત્રિવર્ણી પ્રજારૂપ અવયવો બ્રાહ્મણ મગજને તંદુરસ્ત, સશકત ને સુરક્ષિત રાખવાને કાળજી રાખતા હતા. તેટલા માટે બ્રાહ્મણોને જમાડવા તેમને ઉપયોગી વસ્તુઓ આપવી એ મોટામાં મોટું પુણ્ય મનાતું—મનાય છે એટલાજ માટે બ્રાહ્મણોની અવગણના કરવી, તેમને અપમાન આપવું, તેમને શિક્ષા

કરવી ને તેમની હત્યા કરવી, એ ઉત્તરોત્તર અધમમાં અધમ ને ઘોરમાં ઘોર પાપ ગણાતાં હતાં-ગણાય છે ને તેના પરિણામે જીવન પર્યંત-રૌવ રૌવ નર્કમાં પડવા જેટલી શિક્ષા કરવામાં આવતી હતી. ઉપર પ્રમાણે બ્રાહ્મણો ત્રિવર્ણી પ્રજાના હિતમાં જીવન વ્યય કરતા હોવાથી ત્રિવર્ણી પ્રજાને વિશેષે કરીને રાજાપરજ તેમના ભરણ પો· ષણનો ભાર મૂકવામાં આવ્યો હતો ને શૂદ્રોને વિશેષે કરીને તેમની સેવા કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. તેથી રાજાઓ નીચેની મનુની પંક્તિઓને અનુસરતા હતા. બ્રાહ્મણોના નિર્વાહ માટે

## ૮૦ રાજાની ફરજ.

**सर्व रत्नानि राजातु यथार्ह प्रतिपादयेत् ।**
**ब्राह्मणान्वेदविदुषो यज्ञार्थं चैव दक्षिणाम् ॥**

મનું. અ. ૧૧ મંત્ર ૧૪

જે બ્રાહ્મણ વેદજ્ઞ હોય તેમને પોતાની શકિત પ્રમાણે મણિ, મોતી, રત્ન વગેરે અમૂલ્ય વસ્તુઓ આપતા હતા. ને યજ્ઞ કાર્યમાં તો તેમની વિદ્યાના પ્રમાણમાં અવશ્ય દક્ષિણા આપતા હતા. વળી વેદ પ્રમાણે પોતાનો ધર્મ જાણનાર રાજાઓ

**तस्य मृत्यजनं ज्ञात्वा स्वकुटुम्बान्महीपतिः ।**
**श्रुतशीलेच विज्ञाय वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ॥**

મનું. અ. ૧૧ મંત્ર ૨૨

જે બ્રાહ્મણને પોતાના કુટુંબના નિર્વાહ માટે ઘણું દુઃખ પડતું ાય તેવા બ્રાહ્મણને પોતાની પાસે બોલાવી તેના કુટુંબ તથા વિદ્યા,

ગુણ, અવગુણની માહિતી મેળવીને તેનો ગુજારો થાય તેવો બંદોબસ્ત કરી આપતા હતા.

कल्पयित्वाऽस्य वृत्तिंच रक्षेदेनं समन्ततः ।
राजाहि धंर्म षड्भागं तस्मात्प्राप्नोति रक्षितात् ॥

મનુ. અ. ૧૧ શ્લોક ૨૩.

ને ઉપરના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે તેની આજીવિકાનો બંદોબસ્ત કરી શત્રુ, ચોર, વગેરેથી તેમનું સારી રીતે રક્ષણ કરતા હતા કારણ કે બ્રાહ્મણોની એવી રીતે રક્ષા કરવાથી તે બ્રાહ્મણો જે જે પુણ્યકર્મ કરે છે, તેનો છઠ્ઠો ભાગ રાજાને મળે છે, એમ મનાતું હતું.

जित्वा संपूजयेद्देवान्ब्राह्मणांश्चैव धार्मिकान् ।
प्रदद्यात्परिहारांश्च ख्यापयेदभयानि च ॥

મનું. અ. ૭ મંત્ર ૨૦૧

શત્રુનો પરાજય કરી તેનો મુલક જીત્યા પછી વિનયી રાજાએ દેશના પૂજન થતા દેવોની યોગ્ય પૂજા કરીને વંદન કર્યા પછી ગામમાં પ્રવેશ કરવો તથા ધર્મ પ્રધાન રૂપી બ્રાહ્મણોની પૂજા કરીને તેમને ભૂમિ, સુવર્ણ વગેરેના દાનથી પૂર્ણપણે સંતોષવા અને તેમનો યોગ્ય સત્કાર કરવો. જીતથી મેળવેલા દ્રવ્યનો એક ભાગ દાન કરવો કારણ કે એ ઘણું પુણ્ય છે, એમ યાજ્ઞવલ્ક્ય કહે છે.

नातःपरतरो धर्मो नृपाणां यद्रणार्जितम् ।
विप्रेभ्यो दीयते द्रव्यं प्रजाभ्यश्चा भयं सदा ॥

મનુ.

રણુમાંથી મળેલા દ્રવ્યથી બ્રાહ્મણોને સંતોષવા અને પોતાના સ્વામીના રક્ષણુ માટે જેણે પોતાનું અપમાન કર્યું હોય તેમને ક્ષમા આપવી તથા સમગ્ર પ્રજાને અભય આપવાના ધર્મ કરતાં બીજો કોઇપણુ ધર્મ વધારે શ્રેષ્ટ નથી.

म्रियमाणोऽप्याददीत न राजा श्रोत्रियात् करम् ।
न चक्षुधाऽस्य संसीदेच्छ्रोत्रियो विषयेव सन् ॥

મનું. અ. ૭ મંત્ર ૧૩૩.

પોતે દ્રવ્યરહિત થઇ ગયો હોય અને ઘણોજ પીડિત હોય છતાં રાજાએ પોતાના નિર્વાહને માટે ગમે તેવા કઠિન પ્રસગે પણુ વેદ ભણેલા બ્રાહ્મણુ પાસે કાંઇપણુ કર લેવો નહિ તેમજ પોતાના રાજ્યમાં કોઇપણુ વેદજ્ઞ બ્રાહ્મણુને ભૂખનું તેમજ અન્ય કોઇપણુ પ્રકારનું દુઃખ પડવા દેવું નહિ; કારણુ કે—

यस्य राज्ञस्तु विषये श्रोत्रियः सीदति क्षुधा ।
तस्यापि तत्क्षुधा राष्ट्रमचिरेणैव सीदति ॥

મનુ અ. ૭, મંત્ર ૧૩૪.

જે રાજાના રાજયમાં વેદજ્ઞ બ્રાહ્મણુનું કોઇ દુઃખ નિવારતું નથી ને તેને ભૂખના દુઃખથી રવડતો રહેવા દે છે, તે બ્રાહ્મણુના શાપથી ત્યાં થોડાજ સમયમાં દુષ્કાળ પડે છે.

श्रुतवृते विदित्वास्य वृत्तिं धर्म्यां प्रकल्पयेत् ।
संरक्षेत्सर्व तश्चैवं पितापुत्रमिवौ रसम् ॥

મનુ૦ અ૦ ૭. મંત્ર ૧૩૫.

કોઇ બ્રાહ્મણ વેદ ભણેલો છે કે નહિ તથા સારા આચરણવાળો છે કે નહિ તેની ખાત્રી કર્યા પછી રાજાએ તેને માટે રોજના સીધા પાણીની વ્યવસ્થા કરવી ને તે પછી પિતા જેવી રીતે પોતાના પુત્રનું ચોર વગેરે ભયથી રક્ષણ કરે છે, તેમ રાજાએ બ્રાહ્મણની સર્વ પ્રકારે રક્ષા કરવી જોઇએ; કારણ કે,

संरक्ष्यमाणो राज्ञायं कुरुते धर्ममन्वहम् ।
तेनायुर्वर्धते राज्ञो द्रविणं राष्ट्रमेवच ॥

મનુ૦અ૦ ૭. મંત્ર ૧૩૬.

એ પ્રમાણે પૂર્ણ સંતોષમાં રાજાને આશ્રયે રહેનારા વેદજ્ઞ બ્રાહ્મણ જે જે પૂણ્ય કર્મો વેદના નિયમ પ્રમાણે કરે છે, તેના ધર્મથી રાજાનાં આયુષ્ય ધન, દોલત તથા રાજ્યની વૃદ્ધિ થાય છે. માટે

आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ।
नृपाणामक्ष्यो ह्येषनिधिर्ब्राह्मोऽभिधीयते ॥

મનુ૦ અ૦ ૩. મંત્ર ૮૨.

બ્રહ્મચર્ય વ્રતનું પોતાના ગુરૂને ત્યાં પાલન કરીને વેદનો અભ્યાસ પૂર્ણ કરીને જે ગૃહસ્થી થવાની ઇચ્છાથી, ગુરૂના ઘેરથી પોતાને ઘેર પાછો આવ્યો હોય તેવા બ્રાહ્મણની રાજાએ સારી રીતે પૂજા કરવી. અને તેની સારી રીતે દક્ષિણા આપી સુખ, વિનોદનાં સાધનો પુરાં પાડવાં કારણ કે રાજાએ સમજવું જોઇએ કે આવા બ્રાહ્મણોને આપેલું દાન આ લોક ને પરલોકમાં સુખ આપનાર છે.

## ૮૧ બ્રાહ્મણને દાન આપવાનો મહિમા.

**नतं स्तेना न चा मित्रा हरन्ति न च नश्यति ।**
**तस्माद्राज्ञा निधातव्यो ब्राह्मणेष्वक्षयोनिधिः ॥**

મનુ૦ અ૦ ૭. મંત્ર ૮૩.

કારણ કે આવા બ્રાહ્મણોને જે દાન આપવામાં આવે છે, તેથી જે પુણ્ય થાય છે તેનો શત્રુ નાશ કરી શકતા નથી, ચોર લોકો ચોરી શકતા નથી. ભૂમિમાં સંતાડેલું દ્રવ્ય પણ કાળના ચક્રને વશ થઇને વખત આવે નાશ પામે છે. પરંતુ આ પ્રમાણે આપેલું દ્રવ્ય કોઈપણ કાળે નાશ પામતું નથી. અર્થાત્ બ્રાહ્મણોને આપેલું દ્રવ્ય દાન એ અક્ષય થાપણ છે. તે જ્યારે જોઇએ ત્યારે તેનો લાભ મળવાનો છે, એમ સમજીને રાજાઓએ તેવાં દાનો કરીને પોતાના દ્રવ્યને તે માર્ગે વાપરી સદુપયોગ કરવો કે જેથી આ લોકમાં પોતાના હોદ્દાથી સુખ ભોગવ્યા પછી પરલોકમાં પણ તેનાં સારાં ફળો મેળવાય.

માટે બ્રાહ્મણોને દાન આપવું, એજ શ્રેષ્ટ છે. જુઓ.

**न स्कन्दते न व्ययते न विनश्यति कर्हिचित् ।**
**वरिष्ठमग्निहोत्रेभ्यो, ब्राह्मणस्य मुखेहुतम् ॥**

મનુ૦ અ૦ ૭ મંત્ર ૮૪.

અગ્નિ હોય વગેરે યજ્ઞ કર્મમાં નાખવામાં આવતો હોય કોઇ વખત ખાડો અવળો પડી જાય છે અને કોઇ વખત વેદીમાં જ્યાં અગ્નિ ન હોય તેવે સ્થળે પડે છે ત્યારે તે સૂકાઈ જાય છે. અને દેવતામાંજ પડે તો બળી જાય છે તે નાશ પામે છે.

પણ જો બ્રાહ્મણને ધન, ધાન્ય વગેરે કોઇપણ પ્રકારનું દાન આપ- વામાં આવ્યું હોય તો તે નથી બળી જતું કે નથી નાશ પામતું. પણ વધારે ફળને આપે છે; કારણકે વેદમાં કહેલું છે કે બ્રાહ્મણના હાથમાંજ અગ્નિ રહેલો છે માટે અગ્નિહોમ કર્યા કરતાં બ્રાહ્મણનેજ દાન આપવું તે વધારે શ્રેષ્ટ છે. માટે,

**यजेत राजाक्रतुभिर्विविधैराप्त दक्षिणैः ।**
**धर्मार्थं चैव विप्रभ्यो दद्याद्भोगान्धनानिच ॥**

મનુ૦ અ ૭. મંત્ર ૭૯.

રાજાએ જે યજ્ઞોમાં બ્રાહ્મણોને સારી દક્ષિણા આપવામાં આવે એવા અશ્વમેધ જેવા મહાયજ્ઞો કરવા ને પોતાને સુખ મળે માટે પુષ્કળ ધન, દોલત ને સુખનાં અનેક પ્રકારનાં સાધનો બ્રાહ્મણોને આપી તેમને સંતોષવા ને તેમની આશિષ મેળવવી; કારણ કે,

**सममब्राह्मणे दानं द्विगुणं ब्राह्मणब्रुवे ।**
**प्राधीते शतसाहस्रमनन्तं वेदपारगे ॥**

મનુ૦ અ. ૭ મંત્ર ૮૫.

બ્રાહ્મણ વિના ક્ષત્રિય વગેરેને દાન આપવાથી તેનું પુણ્ય સાધા- રણ થાય છે અર્થાત્ દાનની વસ્તુ જેટલુંજ થાય છે. બ્રાહ્મણ ન હોય વા ક્રિયારહિત હોવા છતાં હું બ્રાહ્મણ છું એમ કહેનાર નામ ધારી બ્રાહ્મણને આપવાથી બમણું ફળ મળે છે; ને જે બ્રાહ્મણ ભણેલો ગણેલો હોય તેવાને દાન આપવાથી દાનની વસ્તુ કરતાં સહસ્ત્રગણું ફળ મળે છે. ને અનંત ફળ તો જે બ્રાહ્મણ વેદ ભણેલો

હોય ને તે પ્રમાણે આચરણ કરનારો હોય તેને દાન આપવાર્થી થાય છે.

ઉપર પ્રમાણે બ્રાહ્મણોને દાન આપવાનો મહિમા હોવાથી વેદજ્ઞ બ્રાહ્મણોને રાજાઓ તરફથી સારો આશ્રય આપવામાં આવતો ને રાજ્યતંત્રના ગુંચવણભરેલા પ્રસંગોમાં તેમનીજ સલાહ લેવામાં આવતી હતી. કારણ કે તેમ કરવાની શાસ્ત્રાજ્ઞા હતી. જુઓઃ—

**सर्वेषां तु विशिष्टेन, ब्राह्मणेन विपाश्चिता ।**
**मन्त्रयेत्परमं मत्रं राजा षाड्गुण्यसंयुतम् ॥**

મનુ. અ. ૭ મંત્ર ૫૮

રાજ કાર્યમાં ઘણાંજ મહત્વનાં કાર્યો સંબંધી વિચાર રાજાએ પોતાના સઘળા મંત્રીઓ પૈકી જે બ્રાહ્મણ હોય, વેદનો જાણનાર હોય, વયોવૃદ્ધ ને કુશળ હોય તેની સાથેજ કરવો—તેવા બ્રાહ્મણ મંત્રીના ઉપરજ સંપૂર્ણ ભરોંસો રાખી, રાજ્યનો સર્વ કાર્યભાર સોંપવો અને દરેક કાર્યમાં તેનીજ સલાહ લેવી ને તેની સાથે છેલ્લા નિર્ણયપર આવીનેજ કાર્યનો આરંભ કરવો.

**यदा स्वयं न कुर्यात्तु नृपतिः कार्यदर्शनम् ।**
**तदा नियुज्याद्विद्वांसं ब्राह्मणं कार्यदर्शने ॥**

મનુ. અ. ૮ મંત્ર ૯

બીજાં કાર્ય કરવાને લીધે અવકાશ ન હોય અથવા શારીરિક પ્રકૃતિ સારી નહીં હોવાથી પોતે કાર્યમાં ધ્યાન આપી શકવા અશક્ત હોય તો ગુન્હા તપાસીને ઉચિત ન્યાય આપવાના કામ પ્રવિણ બ્રાહ્મણનેજ સોંપવાં. ઉપર પ્રમાણે રાજકાર્યમાં પણ પ્રાચીન બ્રાહ્મણો અગત્યનો ભાગ લેતા હતા. ને તેમની વિશાળ બુદ્ધિ ને બહોળા અનુ-

ભવને લીધે રાજ્યમાં ઘણાં મહત્વનાં કામ તેમની સલાહ પ્રમાણેજ થતાં હતાં. ન્યાયના કામમાં તો બ્રાહ્મણો શ્રેષ્ટ મનાતા હતા. ઋગ્, યજુ ને સામવેદને જાણનાર ત્રણ બ્રાહ્મણો હોય ને તેમના અધિષ્ઠાતા તરીકે રાજાએ નીમેલો પ્રવીણ વેદજ્ઞ ન્યાયાધીશ હોય તો તેવી સભાને સાક્ષાત્ બ્રહ્માની સંજ્ઞા આપી ચતુર્મુખ સભા એમ કહેવામાં આવતું હતું. રાજકાર્યમાં પણ બ્રાહ્મણોનું સારૂં સન્માન થતું. કાર્ટમાં સાક્ષી તરીકે બ્રાહ્મણને આવવું પડે તો હાલ જેમ કેટલાક ખાનદાન અમીરી કુટુંબોને પ્રતિજ્ઞા લેવરાવવામાં આવતી નથી, તેમ તે વખતે બ્રાહ્મણસાક્ષીને માન આપવામાં આવી પ્રતિજ્ઞા લેવરાવવામાં આવતી નહીં. ને માત્ર " બોલો " એટલુંજ કહેવામાં આવતું હતું. કારણ કે બ્રાહ્મણોના વચન પર પૂર્ણ શ્રદ્ધા ને વિશ્વાસ હતાં ને " **ब्रह्म वाक्यं जनार्दनम्** " એમ મનાતું, કારણ કે તેઓ સત્ય વચની ને પ્રમાણિક હતા. હાલની પેઠે ચાર આઠ આનાના મગદળની લાલચે મગદળીઆ સાક્ષી રજુ થાય છે, તેમણે આ ઉપરથી સારો ધડો લેવાનો છે.

ઉપર પ્રમાણે વિશેષ કરીને બ્રાહ્મણોને રાજ્યાશ્રયજ મળતો હતો, પરંતુ જેઓને રાજ્યાશ્રય ન મળતો હોય અથવા જેઓને તે લેવાની ઇચ્છા ન હોય તેવા બ્રાહ્મણો પોતાનો નિર્વાહ શિલોંચવૃત્તિથી કરતા હતા. પણ કોઇની પાસેથી દાન લેતા ન હતા, કારણ કે તેમ કરવાની શાસ્ત્રથી મના હતી. જુઓ મનુ આજ્ઞા.

**शिलोञ्छमप्याददीत विप्रोऽजीवन्यतस्ततः ।**
**प्रतिग्रहाच्छिलः श्रेयास्ततोऽप्युञ्छः प्रशस्यते ॥**

મનુ. અ. ૧૦ મંત્ર ૧૧૨

બ્રાહ્મણ પોતાનો નિર્વાહ કોઇપણ કામથી ન કરી શકતો હોય તો તેણે શિલોંચવૃત્તિથી તેનો નિર્વાહ કરવો અર્થાત્ કોઇપણ માણસના ખેતરમાં જઇને ત્યાં આગળ ખરી પડયાં હોય તેવાં કણુસલાં લઇને એકઠાં કરવાં અને તેનાથી પણ વધારે યોગ્ય તો તે સ્થળે ખરી પડેલાં અથવા ઠેકાણે ઠેકાણે વેરાએલા દાણાનો સંગ્રહ કરવો અને તેનાથી પોતાનો નિર્વાહ કરવો, પણ બને ત્યાં સુધી કોઇની પાસેથી દક્ષિણા લેવી નહિંજ.

## ૮૨ બ્રાહ્મણો કેવા ધંધા ન કરતા ?

**ब्राह्मणः क्षत्रियोवापि वृद्धिनैव प्रयोजयेत् ।**
**कामं तु खलु धर्मार्थं दद्यात्पापीयसेऽल्पिकाम् ॥**

મનુ. અ. ૧૯ મંત્ર ૧૧૭

બ્રાહ્મણ અથવા ક્ષત્રીઓ પણ ઘણીજ આપત્તિમાં આવી પડયા વિના વ્યાજ વટંતરનો વ્યાપાર કરતા નહિ. તેમજ કોઇ પણ વખતે ધર્મના કોઇ કાર્ય માટે કોઇની પાસેથી પૈસા ઉછીના લેવા પડે ને તે વ્યાજ માગે તેવો નીચ હોય તો ના છુટકાજેજ થોડું વ્યાજ આપતા. તે સિવાય વ્યાજે નાણાં લેતા પણ નહિ. ખેતી, ને બીજા વૈશ્ય ધંધાઓ કરવાની પણ તેટલીજ મના હતી. ને તેવા ધંધાઓ કરવાની તેમને જરૂર પણ પડતી નહિ. કારણ કે ત્રિવર્ણીય પ્રજારૂપ અવયવો પોતાનું કર્તવ્ય યથાર્થ બજાવી બ્રાહ્મણરૂપ મગજને ખોરાક વગેરે જોઇતાં સાહિત્ય પૂરાં પાડતાં હતાં ને બ્રાહ્મણ મગજ પોતાના કર્ત્તવ્યમાંજ નિમગ્ન રહેતાં હતાં; આથી સમગ્ર પ્રજારૂપ દેહ તંદુરસ્ત ને સશક્ત રહી દિવસે દિવસે અધિક ને અધિક ઉન્નત સ્થિતિ પ્રાપ્ત

કરતો હતો; ને પૂર્ણતાને શિખરે પહોંચ્યો પણ હતો. પરંતુ સમય જતાં સર્વ અવયવો કર્તવ્યભ્રષ્ટ થતાં ઉદય અસ્તના ચક્રમાં કચડાતાં હાલની મૃતઃપ્રાયઃ અવસ્થા પ્રાપ્ત થઇ છે. માટે આ મૃત દેહને સતેજ ને સજીવન કરવા, હે ઇષ્ટ! તું સમગ્ર પ્રજારૂપ અવયવોને સંપ, સદ્‌ગુણ ને સુનીતિરૂપ અમૃતનું સિંચન કરી પુનઃ સતેજ ને સજીવન કર કે જેથી તેઓ કર્તવ્યશીલ થતાં પોતાની પૂર્વની ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરે. તથાસ્તુ !

## ૮૩ પ્રાચીન સ્ત્રીઓની હાલત.

તે વખતની સ્ત્રીઓની હાલત ઉત્તમ હતી કારણ બાળાઓને પણ બાળકોની પેઠે ગર્ભાધાનાદિ સંસ્કાર કરવામાં આવતા હતા. ને યોગ્ય વય થતાં-પાંચ વર્ષે-તેમને પણ વિદ્યાભ્યાસ-વેદાભ્યાસ-કરાવવામાં આવતો હતો. તેઓ પણ અસ્ખલિત બ્રહ્મચર્યનું પાલન કરતી હતી ને કેટલીક જીવનપર્યંત પણ બ્રહ્મચારિણી રહેતી હતી. તેમનો શારીરિક, માનસિક ને આધ્યાત્મિક વિકાસ કશા પણ અંતરાય વગર પૂર્ણતાને પ્રાપ્ત કરતો હતો. નૈતિક ને ધાર્મિક જ્ઞાન આપી તેમનાં હૃદય, અને મનને પવિત્ર, ઉન્નત ને સંસ્કારી કરવામાં આવતાં હતાં. નાનપણથીજ ઉત્તમ આચારોની ટેવ પાડવામાં આવતી હતી તેથી ઇંદ્રિયનિગ્રહ ને મનોનિગ્રહ તો તેઓ સ્વભાવતઃજ કરતી હતી. સત્ય સદાચારાદિ સદ્‌ગુણોનો વાસ તો તેમને વારસામાંજ મળેલો હતો ને તેઓ સદ્‌ગુણરૂપી અલંકારોથીજ અલંકૃત થતી હતી.

યોગ્ય વરસ સુધી બ્રહ્મચર્ય ને વિદ્યાભ્યાસ કર્યા પછીજ તેમની જાહેર કિંવા ગર્ભિત ઇચ્છાનુસાર યોગ્ય વય, રૂપ, ગુણ ને લક્ષણ

વાળા, વિદ્વાન, ધર્મિક ને સુનીતિવાન્ બ્રાહ્મણ સાથે તેમનાં સમજ પૂર્વક લગ્ન કરવામાં આવતાં હતાં ને દેવ, બ્રાહ્મણ ને અગ્નિ વગેરેની સમક્ષ ઉભય દંપતી સ્નેહલગ્નની પવિત્ર ગાંઠથી જોડાતાં ને કહેલી પ્રતિજ્ઞાઓ પ્રમાણે મરણાંત સુધી સ્નેહથી આચરણ કરતાં ને અરસ પરસ પ્રેમવિનિમય કરી ઉભય આત્માઓ એકરૂપ ધારણ કરતા.

સ્ત્રીઓ હમેશાં સત્યવાદિની, મધુરભાષિણી, સ્વધર્મચારિણી ને સદાચરણી હતી. પતિ એજ દેવ, પતિ એજ ગુરૂ, પતિ એજ ભૂષણ, પતિ એજ પોષક, પતિ એજ ધર્મ, પતિ એજ તીર્થ, પતિ એજ વ્રત, પતિ એજ પ્રાણ અને પતિ એજ તેમનું જીવન સર્વસ્વ હતું. તેઓ સદા મન, વાણી અને કર્મથી પવિત્ર હોઇ, પતિ આજ્ઞા પાળનારી, પતિના ક્રોધ ને અપમાનને સહન કરનારી ને તેને ક્ષમા કરી, પ્રેમનો પ્યાલો પાનારી, તેની છાયાને અનુસરનારી ને તેને જીગરથી ચાહનારી હતી.

તે પતિને સુખે સુખી ને દુઃખે દુઃખી થનારી, કાર્ય કરવામાં મંત્રીની પેઠે સલાહ આપનારી, કામ કરવામાં દાસીના જેવી, પ્રીતે-થી જમાડવામાં માતાના જેવી ચાહના રાખનારી, શયનને વિષે રંભાના જેવી પ્રીતિ ઉત્પન્ન કરાવનારી ને ધર્મ કાર્યમાં અનુકૂળ થઇ ભાગ લેનારી, ને પૃથ્વીના જેવી ક્ષમાવાળી હતી.

શરીરે સુંદરાંગી, ભરાવદાર, પ્રૌઢ ને મજબૂત બાંધાની, ગૌર-વર્ણની કદાવર ને ભવ્ય હતી.

તે સાસુ સસરાને માતા પિતા તુલ્ય ગણી, તેમની આજ્ઞા પાળી તેમની સારી રીતે સેવા કરતી હતી. જેષ્ટ, દીઅર, નણંદ ને શ્વસુર

કુટુંબનાં સર્વ જનોને પોતાના વિનયથી વહાલી થઇ પડતી. હાલના જેવા કુટુંબકલેશોનો કડવો અનુભવ તો તેમને સ્વપ્ને પણ કરવો પડતો નહોતો.

ગમે તેટલા ચાકરો હોય તોપણ સ્વામિ-સેવા જાતેજ કરતી હતી ને તેને ગૃહકાર્યમાં મદદગાર થઇ પડતી. ગૃહનો ઉપજ ખર્ચનો હિસાબ રાખી, કરકસરથી પણ સારો દેખાઇ આવે તેમ ખર્ચ કરતી હતી. ચાકરોનાં કામની દેખરેખ રાખતી ને તેમની સારી બરદાશ લેતી હતી. બચ્ચાંને સારી માવજતથી ઉછેરતી હતી ને બાલપણમાં ગૃહશિક્ષણ દ્વારા તેમનાં કુમળા મગજો પર સદ્‌ગુણ સદાચાર ઉચ્ચ સંસ્કાર ને ધર્મની સારી છાપો પાડતી હતી. એકંદરે ગૃહની ઉત્તમોત્તમ વ્યવસ્થા રાખી તેને શાંતિ ને સુખનું ઉત્તમ સ્થાન બનાવતી હતી. તેઓ સતીત્વને ધારણ કરનાર ને પતિવ્રતા હતી. તેમનું હૃદયબળ, મનોબળ ને આધ્યાત્મિક બળ ઊંચા પ્રકારનાં હતાં. તેમના સતીત્વને પતિવ્રત્યનો પ્રભાવ અલૌકિક હતો. તેમના તેવા પ્રભાવેજ સાક્ષાત્ પરમાત્મન્ સ્વરૂપ, બ્રહ્મા, વિષ્ણુ ને શંકર જેવાને અનસૂયાએ બાળક બનાવી પારણામાં ઝુલાવ્યા હતા, વિષ્ણુ ને પથ્થરવત્ બનાવ્યા હતા, સાવિત્રી જેવીએ યમનો અનાદર કરી પોતાના મૃત પતિને સજીવન કર્યો હતો ને તેનાં અંધ માબાપોને નેત્રો પ્રાપ્ત કરાવ્યાં હતાં. તેણે પોતાના અપુત્ર પિતાને પુત્ર સુખનો લ્હાવો અપાવ્યો હતો. તેમના સતીત્વને પ્રભાવે પતિતપાવની ગંગાને સાક્ષાત્કાર થવું પડયું હતું. ગાર્ગી, અરૂંધતી, મૈત્રેયી, સરસ્વતી, લીલાવતી જેવી પવિત્ર આર્યાઓએ આર્યાવર્તને-હિંદને વિશ્વમાં વિખ્યાત કરી, આર્ય મહિલાઓના ગુણનું યશોગાન વિશ્વ-

મુખે કરાવ્યું હતું. પતિઓ પણ તેમના તરફ તેટલાજ પ્રેમથી વર્તતા હતા ને તેમને ગૃહની અધિષ્ટાત્રી, ગૃહની દેવી, ગૃહની લક્ષ્મી, કુટુંબને વૃદ્ધિંગત કરનારી વેલી, અર્ધાંગના ને પ્રેમની દેવતારૂપ માનતા હતા. ને તેમની આશિષ એજ સ્વર્ગ ને તેમનો નિસાસો એજ નર્ક ધારતા હતા, ને કહેતા હતા કે—

संतुष्टो भार्यया भर्ता भत्रा भार्या तथैवच ।
यस्मिन्नेव कुले नित्यं कल्याणं तत्र वै ध्रुवम् ॥

મનુ. અ. ૩ મંત્ર ૫૬

જે કુળમાં પુરૂષથી સ્ત્રી ને સ્ત્રીથી પુરૂષ સંતુષ્ટ રહે છે તે કુળનું સદા કલ્યાણજ થાય છે; કારણ કે,—

शोचन्ति जामयो यत्र विनश्यत्याशु तत्कुलम् ।
न शोचन्ति तु यत्रैना वर्द्धते तद्धि सर्वदा ॥

મનુ. અ. ૩ મંત્ર ૫૭

જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થતી હોય તે કુળનો તત્કાળ નાશ થાય છે. ને જે કુળમાં સ્ત્રીઓ દુઃખ પામતી નથી તે કુળ સદા વૃદ્ધિ પામે છે; માટે,—

तस्मादेताः सदा पूज्या भूषणाच्छादनाशनैः ।
भूति कामैर्नरैर्नित्यं सत्कारेउत्सवेषु च ॥

મનુ.

સમૃદ્ધિ ઇચ્છનાર પુરૂષોએ સ્ત્રીઓને સદા ભૂષણ વસ્ત્ર અને ખાનપાને કરી સત્કાર કરવો તેમજ સપરમે દિવસે તથા વિવાહાદિ કાર્ય પ્રસંગે પણ નિરંતર તેમનો આદર કરવો. કારણ કે,

**यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवता ।**
**यत्रैतास्तु न पूज्यन्ते सर्वास्तत्राफला क्रियाः ॥**

મનુ૦ અ૦ ૩ મંત્ર ૫૬.

જ્યાં સ્ત્રીઓ યોગ્ય આદર પામે છે-પૂજાય છે ત્યાં દેવો પણ સંતુષ્ટ થાય છે-વાસ કરે છે. ને જ્યાં તેમ નથી થતું ત્યાં સર્વ ક્રિયાઓ અફલ થાય છે. કારણ કે તે કેવી છે?

**प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः ।**
**स्त्रियः श्रियश्च गेहेषु विशेषोऽस्ति किंचन ॥**

મનુ૦ અ૦ ૯ મંત્ર ૨૬.

એમ સમજી તેમને યોગ્ય આદર આપતા. વિધ વિધ વસ્ત્રા-લંકારોવડે તેને વિભુષિત કરતા ને તેમની ઉંડી આશિષ પ્રાપ્ત કરી આનંદ, સુખ ને વૈભવ પ્રાપ્ત કરતા.

તે વખતે સ્ત્રીઓ માત્ર પશુવૃત્તિને પોષવાને માટેજ છે એમ નહોતું પણ સ્ત્રી એ ધર્મકૃત્ય કરાવનાર સાથી છે ને તે વિના ગૃહસ્થાશ્રમ અપૂર્ણ છે એમ મનાતું.

તે માનતા કે સ્ત્રી એ ખરેખર પ્રેમની મૂર્તિ છે. તે માતારૂપે બાળપણમાં પ્રેમનું પાન કરાવે છે, તે મોટપણામાં કાન્તા રૂપે પ્રેમમાં પલાળી નાંખે છે. માટે પરમપ્રેમરૂપ સ્ત્રીને સંતુષ્ટ રાખી તેમાંજ રત રહી તેને સાથે રાખી તેની પાસેથી પ્રેમના આંક ભણતે ભણતે પ્રેમભાવમાં પારંગત થઇ સ્વપરાયણતા તજવી. એ પ્રમાણે સ્ત્રીત્વની ઉત્તમોત્તમ કલ્પના હતી. આવી રીતે જ્યાં સ્ત્રીત્વની ઉત્ત-

મોત્તમ કલ્પના હોય, તેને યોગ્ય આદર અપાતો હોય, ને એક બીજામાં રત રહી અરસપરસ પ્રેમપ્યાલી અપાતી હોય–પ્રેમસુધાનું પાન થતું હોય ને હૃદયની, મનની ને આત્માની એકરૂપતા સધાતી હોય–ત્યાં કજોડાંના કંકાસ ક્યાંથી? ને હાલના ધાંધલીઆ સુધારાનાં પુનર્લગ્નનો પ્રવેશ કયાંથી? ખરેખર આર્યનીતિરીતિએ નિંદ્ય કરેલા એ રિવાજો નિંદ્યજ ગણાતા, ને નિંદ્યજ ગણાવા જોઇએ. કારણ કે આર્યનાં લગ્ન એ ખરેખર હૃદયનાં–આત્માનાંજ લગ્ન હતાં, ને પવિત્ર આર્યાઓ–ખરેખર પતિપ્રાણાજ હતી. શશિ જતાં કુમુદિની કરમાય. તેમ પતિ પ્રાણ જતાં તેનો પ્રાણ તેનો સહચારીજ થતો. પતિલયમાં તેનો વિલયજ થતો. ખરેખર પ્રાચીન આર્યલલનાઓ વિશુદ્ધિની–નીતિની–પવિત્રતાની દેવિયોજ હતી, એમ અનેક સ્થિત્યંતરો થયા છતાં તેના દૈવિ અંશો કંઇ કંઇ પ્રત્યક્ષ થઇ હાલ પણ આપણને સિદ્ધ કરી આપે છે. પુના ડેકન કોલેજના સંસ્કૃત શિક્ષકની પતિપ્રાણા પુત્રીના તાજા દૃષ્ટાંતથી કોણ અજ્ઞાન છે? એજ હિંદની–આર્યાવર્તનની પ્રાચીન વિશુદ્ધિનો પ્રત્યક્ષ પુરાવો છે. એવી અનેક વિશુદ્ધ લલનાઓથી આ હિંદ પુનઃ વિભૂષિત થાય એમ જીગરની પ્રાર્થના છે. તથાસ્તુ !

## ૮૪ ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન.

ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકન કરતાં પ્રાચીન સ્થિતિના નીચે પ્રમાણે વિભાગ થઇ શકેઃ–(૧) વૈદિકકાળની સ્થિતિ (૨) બ્રાહ્મણકાળની સ્થિતિ (૩) સૂત્રકાળની સ્થિતિ (૪) બૌદ્ધકાળની સ્થિતિ (૫) પૌરાણિક કાળની સ્થિતિ.

## (૧) વૈદિક કાળની સ્થિતિ.

ઇતિહાસકારો ઇ. સ. પૂ. ૨૦૦૦ થી ઇ. સ. પૂ. ૧૪૦૦ સુ-ધીના કાળને વૈદિકકાળ કહે છે, ને તે વખતની સ્થિતિ માટે નીચે પ્રમાણે કહે છે ને તેમ કહેવાનો આધાર ઋગ્વેદ પરથી બતાવે છે.

"આર્યો તે વખતે પંજાબમાં નવાજ આવેલા હતા. તેમનામાં જાતિભેદ નહોતો. સઘળા આર્યો દેવોની સ્તુતિ કરી શકતા. અને બધાને હવિ અર્પવાનો અધિકાર હતો, ઘરનો વૃદ્ધ પુરૂષ ઘરનો વડિલ ગણાતો, ને બધા તેમની આમન્યા પાળતા; તે વડિલજ પુરોહિત, ગોર કે શિક્ષાગુરૂનું કામ કરતો. ધર્મક્રિયા સઘળા પોતાની મેળેજ કરતા, સઘળા આર્યો, બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્યનું કામ કરતા ને વેદમંત્રો ભણી ધર્મક્રિયા કરતા ને કરાવતા, જરૂર પડે યુદ્ધમાં પણ જતા, ને ખેતીએ કરતા તથા ઢોર પાળતા. બાપનો વારસ છોકરો થતો ને છોકરો ન હોય તો છોકરીનો છોકરો થતો. **गृहपाद, विश्वामित्र, वामदेव, अत्रि, भारद्वाज, वसिष्ट, कण्व, अंगिरा,** વગેરે ઋષિઓ તે કાળમાં થયેલા ને તેમણે ઋગ્વેદના પહેલા ને છેલ્લા મંડળ સિવાયનાં આઠ મંડળો રચેલાં. એ કુટુંબના વૃધ્ધો બાળકને ગ્રહણ-ધારણશકિત જણાય ત્યારથીજ એ પવિત્ર મંત્રોનો અભ્યાસ શરૂ કરાવતા. લેખનકળા તે વખતે શોધાએલી નહોતી. એ વખતમાં દસ્યુઓની સાથે લઢાઇઓમાં, નવા પ્રદેશો જીતવામાં, અને ધાન્ય ઉત્પન્ન કરવામાંજ લોકોની મુખ્ય પ્રવૃતિ હતી. છતાં પ્રકૃતિનાં ભવ્ય અને ગંભીર સ્વરૂપોનાં દર્શનથી વિશુદ્ધ હૃદયના ઋષિઓમાં ઉત્તમ કલ્પનાશકિત અને કવિત્વની પ્રેરણા થઇ આવતી અને સરલ અને આકર્ષક વાણીમાં મંત્રો રચતા. તે વખ-

તની સ્ત્રીઓ પણ જ્ઞાનની અધિકારી હતી. કેટલીક પવિત્ર આર્યાઓ મંત્રો રચતી, યજ્ઞો કરતી, અને વિવાહિત દંપતીનો યોગ્ય સંબંધ રહે તેટલા સારૂ અગ્નિદેવની પ્રાર્થના કરતી. ઋગ્વેદમાં ઋષિઓની સાથે બીજી ઘણી આર્યાઓનાં નામ સુપ્રસિદ્ધ છે; જે ઋષિઓએ પ્રથમ મંત્રો રચેલા તેમના કુટુંબોમાં એ મંત્રોનો ઘોષ સેંકડો વર્ષ સુધી રહેલો. તે વખતે બાળલગ્ન નહોતાં. દીકરીને સ્ત્રી ધર્મમાં આવવાની શરૂઆત થાય એટલી ઉમરે પરણાવતા. તે વખતે દીકરીઓને ઉત્તમ પ્રકારની કેળવણી અપાતી તેથી ઘરમાં તેઓ સાસુ સસરાની આમન્યા પાળતી. નણંદ, દેરાણી, જેઠાણી સાથે હળીમળીને રહેતી. પતિવ્રત ધર્મ પાળી, પતિ સેવા કરી તેને પ્રસન્ન રાખતી. ઘરનો સરસામાન નોકર ચાકર ને બાળકની સંભાળ રાખતી. તે બાળકોને ઉત્તમ પ્રકારે કેળવતી એકંદરે તે વખતનો આર્ય ઘરસંસાર સુખી ને શાંત હતો.

## શૂદ્રોની ઉત્પત્તિ.

આર્યો ને અનાર્યો કે જેમને તે અસુર, રાક્ષસ, દસ્યુ, એ નામથી બોલાવતા તેમની સાથે વારંવાર યુદ્ધ થતાં. તેમાં છેવટે આર્યો વિજયવંત થતા. ને છેવટે અનાર્યોમાંના કેટલાક આર્યોના દાસ થઇ રહ્યા, જે શૂદ્ર નામે ઓળખાયા.

## વેદોની ઉત્પત્તિ.

આર્યોએ રચેલા સૂર્ય, આકાશ, વરૂણ, વરસાદ, ઇંદ્ર, અગ્નિ, વગેરેની પ્રાર્થનાના મંત્રોનો પછી સંગ્રહ કરવામાં આવ્યો! તેને રૂગ્વેદ સંહિતા કહે છે—એ સિવાય સામ, યજુર્ ને અથર્વ એ ત્રણ વેદ પણ આજ સમયમાં થયા.

જોકે ઇતિહાસ ગમે તે કહે પણ એટલું તો ખરૂં કે તે કાળે જાતિભેદ નહોતો ને દુનિયાની સર્વ પ્રજામાં આર્ય પ્રજાજ સુધારામાં અગ્રેસર હતી; તેમણે રચેલા યા બ્રહ્માના મુખે થયેલા વેદોમાં કર્ત્તાની એવી અપૂર્વ શક્તિ જણાઇ આવતી હતી ને છે—કે સર્વ તેને ઇશ્વરપ્રણિત માને એ સ્વભાવિક હતું. કારણ કે હાલ સુધારાના શિખરે ચઢેલી પ્રજા પણ તેનું ખરૂં રહસ્ય સમજવા હજુ શક્તિમાન થઇ નથી.

વળી તે વખતના આર્યો પણ એવા નીતિમાન ને સદ્‌ગુણી હતા, કે તેમને ઋષિ યા બ્રાહ્મણ સંજ્ઞા આપવી એ કોઇપણ રીતે ગેરવાજબી નહોતું.

## (૨) બ્રાહ્મણ કાળની સ્થિતિ.

ઇ. સ. પૂ. ૧૪૦૦ થી ઇ. સ. પૂ. ૧૦૦૦ સુધીના કાળને ઇતિહાસકારો બ્રાહ્મણ કાળ કહે છે, ને તે કાળનું નીચે પ્રમાણે વર્ણન આપે છે.

એ કાળમાં આર્યો સતલજ ઉતરી ગંગા ને યમુનાના પ્રદેશમાં ગયેલા ને ત્યાંથી આગળ વધી કાશી, અયોધ્યા ને બહારના પ્રદેશમાં વસેલા.

એ સમયમાં બ્રાહ્મણો, આરણ્યકો, અને ઉપનિષદો લખાયેલાં. બ્રાહ્મણોમાં યજ્ઞનું વિવેચન હતું ને ઉપનિષદમાં બ્રહ્મ સ્વરૂપ સંબંધી વિચાર હતો. એ વખતમાં વિદ્યાવૃદ્ધિ સારી થઇ હતી ને તેને કુરૂ, પાંચાલ, વિદેહ, અને કાશીના રાજ્યકુટુંબોએ ઘણુંજ ઉત્તેજન આપ્યું હતું. જનક, અજાતશત્રુ, જન્મેજય, પારિક્ષિતના શાસન નીચે ગામડાં ને શહેરોમાં શાળાઓ ને પરિષદો સ્થપાઇ હતી.

તે વખતના શિષ્યોમાં ગુરૂભક્તિ વિશેષ હતી. તે ધૌમ્યના ત્રણુ શિષ્યોની કથાથી તથા એકલવ્યના આખ્યાનથી પ્રદર્શિત થાય છે.

કચ, શુક્રાચાર્યને ત્યાં ભણુવા રહ્યો હતો. તે પરથી જણાય છે કે તે વખતે પ્રતિસ્પર્ધી પણુ શિષ્ય તરીકે ભણુવા આવે તો તેને ભણાવવાનો ધર્મ મનાતો હતો.

મહાભારત ને રામાયણુનાં યુધ્ધો પણુ આ સમયમાં થયેલાં. આ કાળમાં જાતિબંધન થવા લાગ્યું હતું પણુ હજુ સુધી શૂદ્ર પણુ યોગ્ય હોય તો બ્રાહ્મણુ થઇ શકે, એ તે વખતમાં થયલા જાબાલના દાખલાથી સિદ્ધ થતું હતું.

પરિષદો યૂરપની યુનિવર્સિટીઓ જેવી હતી, અને પ્રસિદ્ધ પરિષદોમાં દૂર દેશોથી વિદ્યાર્થીઓ અધ્યયનાર્થે આવતા. તે સિવાય કેટલીક સ્વતંત્ર શાળાઓ પણુ હતી ને દેશના જૂદા જૂદા ભાગના વિદ્યાર્થીઓ ત્યાં આવતા ને તેઓ ગુરૂને ત્યાંજ વસતા. તેમની પરિચર્યામાં રહેતા અને બાર કે વધારે વર્ષ રહી, યોગ્ય ગુરૂદક્ષિણા આપીને પાછા ઘર તરફ પ્રયાણુ કરતા.

પ્રસિદ્ધ વાનપ્રસ્થોના આશ્રમમાં આવા ઘણા વિદ્યાર્થીઓ એકઠા થતા અને આ કાળની ઘણી ઉત્કૃષ્ટ ફિલસુફી એ એકાંત આશ્રમોમાંજ ઉદ્ભવેલી છે.

જ્ઞાનની ઉત્કૃષ્ટતા એટલી બધી સમજાએલી ને વિદ્યારક્ષિત તથા વિસ્તૃત એટલી બધી થયેલી કે દુનિયાની બીજી કોઇ પણુ પ્રજામાં એટલી થઇ નથી.

હિંદુ ધર્મનાં પુસ્તકોમાં એવું લખેલું છે કે, " સુકૃત્યો અને ધર્મ ક્રિયાઓનું યોગ્ય ફળ મળે પણ મોક્ષ તો સર્વથા જ્ઞાનથીજ પ્રાપ્ત થઇ શકે. "

પ્રસંગોપાત્ સુશિક્ષિત સ્ત્રીઓનાં નામ પણ આવા અપૂર્ણ ઇતિહાસમાંથીયે બહાર નીકળી આવે છે ખરાં. યાજ્ઞવલ્કયની પત્ની મૈત્રેયીને એ ઋષિએ બ્રહ્મજ્ઞાન સમજાવેલું. ગાર્ગીએ યાજ્ઞવલ્કયને સભામાં પ્રશ્નો પૂછેલા.

## તે વખતના અધ્યયનના વિષયો.

તે વખતે અધ્યયનના વિષયોમાં પ્રથમ પદવી તો અલબત વેદની હતી. પણ યજ્ઞ સમય વગેરે નિર્ણયને માટે હિંદી આર્યોમાં ખગોળશાસ્ત્ર જલદી શોધાએલું માલુમ પડે છે—છાન્દોગ્ય ઉપનિષદમાં નારદ, સનત્ કુમારને કહે છે–" હું ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વણ, ઇતિહાસ, પુરાણ, વેદનો વેદ ( વ્યાકરણ ), પિત્ર્ય ( પૂર્વજો ને માટે યજ્ઞના નિયમો ) રાશિ ( અંકગણિત ), દૈવ, નિધિ, ( કામ શાસ્ત્ર ), વાકોવાકય ( ન્યાય શાસ્ત્ર ), એકાયન ( નીતિશાસ્ત્ર ), દેવ- ( વ્યુત્પત્તિ ), બ્રહ્મવિદ્યા, ( ઉચ્ચારણ ), પિંગલ ઇત્યાદિ ભૂતવિદ્યા, ક્ષત્રવિદ્યા, સર્પવિદ્યા, દેવવિદ્યા, અને જનવિદ્યા એટલું જાણું છું.

## (૩) સૂત્રકાળની સ્થિતિ.

ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. પુ. ૫૦૦ સુધીના કાળને ઇતિહાસકારો સૂત્રકાળ કરે છે, ને તે વખતની સ્થિતિનો નીચે પ્રમાણે હેવાલ આપે છે—

તેઓ લખે છે કે—ઇ. સ. પૂ. ૧૦૦૦ સુધી હિંદી આર્યોએ

વિંધ્યાચળનો દક્ષિણનો મુલક જોયો ન હતો; હવે તેઓ તે સીમાનું ઉલ્લંઘન કરીને દક્ષિણમાં ઉતર્યા, ગોદાવરી અને કૃષ્ણાના પ્રદેશોમાં પ્રબળ રાજ્યો સ્થાપ્યાં તથા પૂર્વમાં મગધનું અને પશ્ચિમે સૌરાષ્ટ્રનું રાજ્ય વિસ્તાર પામ્યું. આ વિજયપ્રવૃત્તિની બુદ્ધિ ઉપર પણ અસર થઇ. પ્રાચીન જ્ઞાનને સંક્ષિપ્તરૂપ આપવામાં આવ્યું અને પુષ્કળ નવા વિચારોનો પ્રાદુર્ભાવ થયો. સંક્ષેપની તો એટલી બધી પરાકાષ્ઠા થઇ કે, "**अर्धमात्रा लाघवेन पुत्रोत्सवं मन्यते**" એવી કહેવત તે વખતથી નીકળી. આ અતિ સંક્ષેપનું એક કારણ તો એ હતું કે વિદ્યાર્થીઓને બાલ્યાવસ્થામાં બધાં સૂત્રો મ્હોંએ કરવાં પડતાં. એમની સુગમતા માટે વિસ્તારવાળાં બ્રાહ્મણોમાંથી સારભૂત સૂત્રો રચાયેલાં એમ માલુમ પડે છે.

શ્રૌત સૂત્રોમાં યજ્ઞો સંબંધી ક્રિયાઓના નિયમો અને ધર્મ સૂત્રોમાં ધર્મો એટલે કાયદા આપેલા હતા. ગૃહ્યક્રિયાઓ માટે ગૃહ્ય સૂત્રો હતાં અને આ ત્રણ પ્રકારનાં સૂત્રોને કલ્પસૂત્રના સામાન્ય નામથી ઓળખવામાં આવતાં. કલ્પસૂત્ર સિવાય બીજાં પણ વેદાંગો હતાં અને તેમાં શિક્ષા, છંદ, વ્યાકરણ, નિરુક્ત અને જ્યોતિષનો સમાવેશ થતો હતો.

પણ આ ફલપ્રદ કાળનું મુખ્ય ફળ તો સાંખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક,પૂર્વ–ઉતરમિમાંસા, એ ષડ્દર્શનમાં રહ્યું છે. ઉપનિષદોમાં જે ગંભીર વિચારની શરૂઆત થયેલી તેની દર્શનોમાં પરિણતિ થાય છે, વ્યાકરણ ને ફિલસુફીમાંજ આર્યબુદ્ધિએ ઉચ્ચપદ પ્રાપ્ત કર્યું છે. પણ એ ફિલસુફીથી પરિણામ એ આવ્યું કે શ્રદ્ધા ઓછી થઇ, વેદનું માન થોડા કાળ સુધી રહ્યું ખરૂં. પણ નામનુંજ. પણ વખત

જતાં કપિલના સાંખ્ય દર્શનમાંથીજ ઘણે અંશે પ્રાદુર્ભવેલા બૌદ્ધ ધર્મમાં ઘણા માણસો ભળી ગયા.

આર્યોએ ભૂમિતિશાસ્ત્રની પહેલવહેલી શોધ આ કાળમાં કરી હતી, ને અહિંથીજ પરદેશમાં ગયેલી.

ગ્રીસના પ્રખ્યાત ફિલસુફ પાઇથેગોરસને ભૂમિતિ ને ગણિતના પ્રથમ સિદ્ધાંતો આર્યાવર્ત્તમાંથી હિંદુસ્તાનમાંથીજ જડ્યા હતા. ને સાહેબો દશના પાયાનું ગણિત હિંદુઓ પાસેથી શીખેલા. યુરોપ ને ગ્રીસે ફિલસુફીના ઘણા અંશો ઉપનિષદ અને દર્શનોમાંથીજ લીધેલા છે.

આ કાળમાં પાણિની, કાત્યાયન, પતંજલિના પ્રયત્નો વડે વ્યાકરણશાસ્ત્ર તો એટલી ઉત્કૃષ્ટતાએ પહોંચ્યું કે દુનિયાની બીજી કોઇ પણ પ્રજામાં એવું થયેલુંજ નથી. હજારો શબ્દો થોડા ઘણા ધાતુઓમાંથી ઉપજાવી શકાય-એ વિલક્ષણ શોધ યુરોપમાં ચાલતી સદીમાં થઇ છે-થાય છે પણ હિંદુસ્તાનમાં તો એ બાબતની ૩૦૦૦ વર્ષ પહેલાં ખબર પડી હતી, એજ હિંદનું પ્રાચીન ગૌરવ ને આપણા પવિત્ર મહર્ષિઓની કીર્તિ ને મહિમા મહત્તા બતાવી આપે છે.

બ્રાહ્મણકાળમાં થયેલું જાતિ-બંધન હવે મજબુત-સખત થવા લાગ્યું હતું કારણ કે તે વખતે તો જે ધર્મજ્ઞાન મેળવે તે બ્રાહ્મણ, ક્ષત્રીકર્મ કરે તે ક્ષત્રી, ને ખેતી કરે તે વૈસ્ય થતો પરંતુ હવે આ કાળમાં તો જે બ્રાહ્મણનો વંશજ હોય તેજ બ્રાહ્મણ એવું બંધન થયું. વેદ ભણવા, હોમ કરવા, દાન આપવું, એ ત્રણે વર્ગના સાધારણ ધર્મ હતા. પરંતુ વેદ ભણાવવા ને હોમ કરાવવાનું કામ બ્રાહ્મણનુંજ થયું, રાજ્યનો બંદોબસ્ત રાખવો, યુદ્ધ કરી

મુલકો જીતવા, ને તેનું રક્ષણ કરવું, એ કામ ક્ષત્રીનું થયું, અને વેપાર, ખેતી, પશુપાલન, ધીરધાર ઇત્યાદિ કામ વૈશ્યનું થયું. એ છતાં સુથાર, લુહાર, સોની વણકર વગેરેનું કામ જુદુ પડયું ન હોતું. તેઓ વૈશ્યજ ગણાતા, શૂદ્રોને ધર્મજ્ઞાન આપવાની મના હતી. તેઓ માત્ર ત્રિવર્ણીય પ્રજાની ચાકરીજ કરતા વગેરે વગેરે.

## (૪) બૌધકાળની સ્થિતિ.

ઇ૦ સ૦ પૂ. ૫૦૦ થી ઇ૦ સ૦ ૫૦૦ સુધીના કાળને ઐતિહાસકાર બાધકાળ કહે છે. એ કાળમાં પાછળ જણાવ્યા પ્રમાણે ઉદ્ભવેલાં દર્શનનો, ને મુખ્યત્વે કરીને કપિલના સાંખ્યદર્શનથી દિવસે દિવસે વેદ પરની અનન્ય શ્રદ્ધા ઓછી થતી ચાલી હતી. ને તેના પરિણામરૂપે વેદના નિયમોનું યથાર્થ પાલન કરવામાં શિથિલતા પ્રાપ્ત થતી જતી હતી. ને વખત જતાં ગૌતમબુદ્ધે ચલાવેલા બૌધધર્મમાં ઘણા બ્રાહ્મણો ભળી ગયા હતા. આ કાળમાં આમ સનાતન બ્રાહ્મણ કુળોને બૌદ્ધ ધર્મરૂપી ભમર લાગેલો હતો. તે તેમના ખરા બ્રહ્મત્વ–બ્રાહ્મણત્વને ચૂસી–અદલી નષ્ટ કરતો હતો. આથી ધર્મશાસ્ત્રના પઠનનો ક્રમ પાછળ પડતો હતો. ને દર્શનાદિ શાસ્ત્ર તરફ, બ્રાહ્મણોની અભિરૂચિ દિન પ્રતિદિન વધતી જતી હતી. આને લીધે એક તરફ ન્યાયશાસ્ત્રની પદ્ધતિથી વિચાર કરવાનું શિક્ષણ, અને બીજી તરફ સાંખ્ય દ્વારા નિરીશ્વરવાદનો પ્રચાર એ બન્નેની વચ્ચે આ સમયનો બ્રાહ્મણસમાજ સપડાયો હતો; એક તરફ થતાં જલકૃત યોગશાસ્ત્રમાં જણાવેલા અનેક અનૈસર્ગિક વેપાર ચાલે, તો બીજી તરફ તેને ધિઃક્કારીને મનની શાન્તિ, ક્ષમા, દયા ઇત્યાદિ ગુણોની

મહત્તા વર્ણવનારો બૌધ ધર્મનો ઉપદેશ ચાલે. આ પ્રમાણે આ બે પરસ્પરસ વિરોધી શક્તિના સપાટામાં સપડાયાથી આ સમયે બ્રાહ્મણોની સ્થિતિ અત્યંત શોચનીય થઇ પડી હતી. વળી એલેકઝાંડર વગેરે ગ્રીક રાજાઓએ ભરતખંડ ઉપર સ્વારીઓ કરીને ઉથલપાથલ કરવા માંડી હતી, અને એ સ્વારીઓનું અકલ્પ્ય પરિણામ જનસમાજ ઉપર—બ્રાહ્મણો ઉપર થવા લાગ્યું હતું. આ વિદેશીય લોકો સાથે રાજ્યપ્રકરણીય બાબતોને લીધે ભરતખંડના હિંદુ રાજાઓનું સંઘટ્ટન થયું હતું, અને તે દિન પ્રતિદિન એટલું તો વધતું ગયું કે પરસ્પરમાં કન્યાવ્યહવારનો પ્રચાર પણ પ્રચલિત થયો હતો. ને મગધ દેશના રાજા ચંદ્રગુપ્તે ગ્રીક રાજાની પુત્રી સાથે લગ્ન કર્યું હતું, એ હકીકત સામાન્ય ઇતિહાસ જાણનારાની જાણ બહાર નથી. આવાં અનેક દૃષ્ટાંતો ઉદ્‌ભવ્યાં હતાં. આમ ગ્રીક ને હિંદુ જેવાં પરસ્પદ વિરૂદ્ધ આચાર વિચારવાળાં રૂધિરોનું સંમિશ્રણ થવાની થોડે ઘણે અંશે શરૂઆત થઇ હતી, અને શુધ્ધ માર્ગે આચાર વિચારો પર તેની નિર્લેપ છાપ જાણે અજાણ્યે પણ પડતી હતી. તેના પરિણામ રૂપે અશોકના સમયમાં પ્રચંડ ધર્મક્રાન્તિ અકલ્પિત રીતે થઈ હતી, ને સાઠ હજાર બ્રાહ્મણોએ માત્ર ઉદર પોષણાર્થે બૌધ્ધ ભિક્ષુઓનો સ્વાંગ—વેશ ધારણ કર્યો હતો. માત્ર આ કામમાં સનાતન વેદમાર્ગ ક્ષીણતાને પામ્યો હતો અને અનેક પાખંડમતો પ્રવર્ત્તિ બ્રાહ્મણો તેમાં ફસાયા હતા, ને દિન પ્રતિદિન શુધ્ધ બ્રાહ્મણકુળો નષ્ટપ્રાયઃ થતાં હતાં ને વિવેક વૈરાગ્યાદિ દૈવિ સંપત્તિથો વિમુખ થઇ નિગમાચારનો ત્યાગ કરી યથેષ્ઠાચારમાં આનંદ માની, મન માનતા ધર્મ સ્વીકારી મનુઆજ્ઞાને પણ તેઓએ તિલાંજલિ આપી હતી.

## (૫) પૌરાણિક કાળની સ્થિતિ.

ઈ૦ સ૦ ૫૦૦ થી ઈ૦ સ૦ ૧૦૦૦ સુધીના કાળને ઐતિહાસિકારો પૌરાણિક કાળ કહે છે.

### આરંભની સ્થિતિ.

કેટલાક શંકરને ભજવા લાગ્યા, કેટલાક હરિને, કેટલાક સરસ્વતિને, કેટલાક અગ્નિને, કેટલાક સૂર્યને, કેટલાક ગણપતિને, કેટલાક દેવિને, કેટલાક ભૈરવને, કેટલાક મહ્લારિને, કેટલાક જનાર્દનને, કેટલાક મદનને, અને કેટલાક દ્રવ્ય આપનાર દેવને ભજવા લાગ્યા. આ પ્રમાણે અનેક ભેદવાળા મનુષ્યોની વૃત્તિ પોતાની મરજી પ્રમાણે કામ કરવા લાગી—કોઇ વેદથી અને કોઇ તેના અર્થથી જીવન ચલાવવા લાગ્યા. કેટલાક અમુક ધર્મથીજ મુકિત છે, એમ કહી અન્યોન્ય મત્સરગ્રસ્ત થઇ પરસ્પર જીતવાની ઇચ્છાથી અનેક પ્રકારે બડબડ કરવા લાગ્યા. કેટલાક અનેક લિંગને જેવાં કે ત્રિશુળ, ડમરૂ, મુંડાદિને ધારણ કરી સ્વેચ્છાનુકૂળ વર્તન કરી "अहरहः संध्यामुपासीत" ઈત્યાદિ અનેકવિધ વચનોને તિલાંજલિ આપવા લાગ્યા હતા. અને બ્રાહ્મણોનું ખરચ દૈવત સદાદિશબ્દલસિત, ગુણાતીત, લીંગોથી અગમ્ય મુમુક્ષુને ઉપાસ્ય, નિરૂપાધિક બ્રહ્મ સ્વરૂપને વિસારી અનેક અનર્થ પરંપરાને સ્વાધિન થઇ નીચે દર્શાવેલા નિષિદ્ધ કર્મનું અનુષ્ઠાન કરવા લાગ્યા.

लिंगीनोवयामित्युच्चेर्जल्पान्ति च नराधमाः ।
न दत्तंपर्वाणि प्रोक्तं कव्यं पित्रादि तृप्तये ॥
नाध्यापितं ब्रह्मयज्ञं सत्यलोकस्य सिद्धये ।

नाग्निष्टोमो नाग्रयणं नसन्यासं कदाचन ॥
करोति मनुजः कश्चित्सर्वे पाखंडमाणुयुः ।
विष्णुदासा वयंचेति वयमीशान लिंगिनः ॥
भैरवार्क गणेशानां देव्या भक्ताश्च केचन ।
केचित्तु कापालिकाचारा मद्यमांसाशिनः सदा ॥

આ પ્રમાણે ઘણાક પાખંડીઓએ ચાર્વાક મતના સિદ્ધાંતને સ્વીકાર્યો હતો. ને ચાર્વાક મત સ્વરૂપજ શ્રેષ્ટ છે એમ માની તેના આચાર વિચારનેજ પ્રમાણભૂત ગણી તે પ્રમાણે આચરણ કરતા હતા ને સત્ય, યોગાદિ ધર્મકર્મ જ્ઞાનરહિત પશુની પેઠે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ, પુરાણ, ઉપપુરાણાદિ ફલિત કર્મ, જ્ઞાન રૂપ ઉભય માર્ગને છોડી મૂખ કલ્પિત તૃતીય પંથનો આશ્રય કર્યો હતો ને વિહિતાવિહિતનો વિચાર ન કરતાં શુદ્ધાદ્વૈતના વિરોધી થયા હતા. ને શ્રુત્યર્થ વિરૂદ્ધ તાત્પર્ય સ્વીકારી, કુત્સિત માર્ગે અનુસર્યા હતા.—અનુસરવા લાગ્યા હતા.

આવી વસ્તુસ્થિતિમાં સનાતન વેદ ધર્મના ઉદ્ધારાર્થે વેદ વિહિત કર્મમાર્ગને સ્થાપિત કરવા શંકર પરમાત્માની આજ્ઞાનુસાર શ્રીમદ્ ભગવદ્ગીતામાં જણાવ્યા પ્રમાણે ધર્મની અવનતિ વખતે તેને ઉદ્ધારવા ઇશ્વરી અંશરૂપે-કાર્તિક સ્વામીના અંશાવતારરૂપ કુમારિલ ભટ્ટ થયા. તેમણે અથાગ યત્ન કરી બૌદ્ધ ધર્મ તથા કંટકરૂપ અનેક પાખંડી મંતોનું ખંડન કરી—નાશ કરી—વેદવિહિત કર્મ માર્ગની સ્થાપના કરી ને મંડનમિશ્ર જેવા ચુસ્ત કર્મમાર્ગીઓને ઉત્પન્ન

કર્યા. આમ વેદવિહિત કર્મમાર્ગનો પુનરૂદ્ધાર થતાં જ્ઞાન માર્તંડનાં પ્રખર કિરણો પ્રસરતાં અંધકારમય અનેક પાખંડ મતોનો સમુળગો નાશ કરવા અને ભારતનો ધર્મોદ્ધાર કરવા—ભૂમંડળની અધમ સ્થિતિ સુધારવા, ઉચાર્ધદેહી સાક્ષાત્ શંકર શંકરાચાર્યરૂપે પ્રાદુર્ભૂત થયા ને શૈશવે સમગ્ર વિદ્યા પ્રાપ્તિ કરી વ્યાસ ચરિત સૂત્રો જેવાં કે **अथातो ब्रह्म जिज्ञासा, जन्माद्यस्ययतः । शास्त्रयोनित्वात् । तन्तुसमन्वयात् ।** ઇત્યાદિ સૂત્રોપર, ઇશાદિ દશ ઉપનિષદ્ ઉપર, અને ભગવદ્ગીતા ઉપર ઉત્તમ ભાષ્યો રચી, શિષ્યોને ભણાવ્યાં ને હિમાલયથી કન્યાકુમારી સુધી સમગ્ર ભારત વર્ષમાં પરિક્રમણ કરી અદ્વૈત માર્ગને કંટક સ્થિતીયવાદિયોને વાદમાં પરાસ્ત કર્યા. ને કેટલાકને સુબોધ આપી, શિષ્ય બનાવ્યા ને ભગીરથ પ્રયત્ન કરી સમગ્ર આર્યાવર્ત પર તેમજ ભારતવર્ષપર શુદ્ધાદ્વૈતનું સામ્રાજ્ય સ્થાપ્યું ને તે નિરંતર ટકી રહેવા ભારતભૂમિની ચારે દિશાએ ચાર શારદાપીઠ સ્થાપી પોતાના ચાર પટ્ટશિષ્યને નીચે પ્રમાણે તેના અધિષ્ટાતા બનાવ્યા:—

જ્યોતિર્મઠમાં શ્રી તોટકાચાર્ય, શ્રૃંગરીમઠમાં કરતામલક ગોવર્ધનમઠમાં પદ્મપાદ અને શારદામઠમાં સુરેશ્વર—આ પ્રમાણે સુશિષ્યો દ્વારા અવિચ્છિન્ન પરંપરા ચાલુ રહે એવી યોજના કરી. અવશેષ અદ્યાપિપર્યંત ટકી રહ્યું છે.

આમ અમાનુષ ઇશ્વરીબળ, અલૌકિક જ્ઞાન, અખંડનીય યુક્તિરચના, સારમય ઉપદેશ અને અદ્ભૂત કાર્યકલાઓથી શ્રીમાન શંકરાચાર્યે હિમાલયથી કન્યાકુમારી પર્યંત સકળ ભારતવર્ષમાં બલ્કે અખિલ વિશ્વમાં અદ્વૈત સામ્રાજ્ય સ્થાપી, તેની વિજયપતાકા ફર-

કાવી આ કાળને તેજોમય બનાવ્યો ને પોતાના અપાર બુદ્ધિ કૌશલ્યથી સેંકડો ધર્મગ્રંથ રચી, બ્રાહ્મણોનું અને માનનીય વૈદિક ધર્મનું તથા ખરા બ્રહ્મત્વનું રક્ષણ કર્યું. જેમના વિશ્વવંદ્ય સિદ્ધાંતો અનેક રૂપાંતરે જૂદા જૂદા ધર્મોના રહસ્યરૂપ થયા ને સેંકડો વરસો વહી ગયા છતાં તે અનેક રીતે મંથન થવા છતાં--કરવા છતાં અનેક દેશીય ધર્મજિજ્ઞાસુઓને એને એજ નવનીતરૂપે તરી આવતા જણાયા. તે ભવિષ્યમાં તેજ સર્વોપરિપદ પ્રાપ્ત કરી ભૂમંડળના ખરા ધર્મમાર્ગદર્શક થશે, એમ હાલના દેશી, વિદેશીય વિદ્વાનો કબુલ કરે છે ને કરશે—આવા પુનિત મહાત્માના પુનિત આવાગમનથી પૌરાણિક કાળ પુનિત થયો હતો.

ખરે! આ કાળ કલિયુગમાં બ્રાહ્મણોની પૂર્ણ ઉન્નતિનો કાળ હતો..ને તેમાં અનેક વિશ્વમાં વંદ્ય પુનિત બ્રાહ્મણો થયા હતા. ને તેમણે વિશ્વવિખ્યાત અનેક ગ્રંથો જેવા કે—ભામતિ, પંચપાદિકા, વાર્તિક, સંક્ષેપ શારીરિક, તત્વ પ્રદીપિકા, અદ્વૈતસિદ્ધિ, પરિમળ, શાસ્ત્ર સિદ્ધાંત લેશ, વિવરણ, બ્રહ્મવિદ્યાભરણ, સ્વારાજ્યાસિદ્ધિ, નૈષ્કર્મ્ય સિદ્ધિ, વગેરે વગેરે રચ્યા હતા. સંસ્કૃત ભાષા—એટલી પૂર્ણતાએ પહોંચી હતી કે તે સામાન્ય ભાષા તરીકે વપરાતી. સ્ત્રીઓ પણ તે છૂટથી બોલી શકતી હતી.

પરંતુ જે અસૂયા કે જેણે ભારતવર્ષને અધોગતિના ગર્દમાં નાંખ્યો તે તે વખતે જન્મી હતી ને તેણે પોતાનાં બાલ અંગો ધીમે ધીમે વિકસિત કરવા માંડયાં હતાં તેને લીધે કહો કે બ્રાહ્મણોના અદૃષ્ટ ભાવિબળના પ્રભાવે માનો, કે ઉદય અસ્તના ચક્રને થતા ભારતના અસ્તાચળ તરફ નમતા ભાનુને લીધે કહો, કે પશ્ચિમ

તરફથી ધસી આવતાં કાળાં વાદળાં–મુસલમાનોની ચઢાઇથી ધારો; ગમે તે ધારો ને, ગમે તે માનો પણ આ સ્થિતિ આ કાળના પાછલા વખતમાં બદલાવા લાગી ને અવનતિના અંકુરોવત્ આ કાળના પાછલા વખતમાં બ્રાહ્મણની એક જાતિ મટી અનેક જ્ઞાતિઓ ઉદ્ભવી નેં અનેક ધર્મપંથોના રહેલા અવશેષ ધીમે ધીમે કાળ જતાં વૃદ્ધિંગત થયા ને કેટલાક પ્રાચીન રૂપાંતર પણ ઉદ્ભવ્યા.

ઉપર પ્રમાણે પુરા થતા પુરાણા કાળ સાથે પુરી થતી બ્રાહ્મણોની સુખદ, ઉન્નત પ્રાચીન સ્થિતિનું દિગદર્શન કરી આપણે તેમની આધુનિક સ્થિતિમાં પ્રવેશીએ.

## ૮૫. આપણી અર્વાચીન સ્થિતિ.

પાછળ જણાવ્યા પ્રમાણે શ્રેષ્ટ ઉન્નતજીવન ભોગવતા પુનિત બ્રાહ્મણોના ભાગ્ય પરિવર્તનને લીધે એક મટી અનેક ન્યાતો ઉદ્ભવી.

### બ્રાહ્મણોની ૮૪ ન્યાતો.

**च्यांत त्रयं, चाष्टदशैवहांता, डांताष्टकं, सत्पददशैवबालाः ।**
**यांताश्च लांताश्चनवैव ढांताकांतद्वयं, गांतयुगं, चवांतौ ।**
**णांत त्रयं, तांतयुगं रु,पा,शा,बु,ठा,चाटांताश्चतुरंशतित्रिमाः॥**

જેના અંતમાં ચ્ય છે. તેવી ત્રણ, જેને અંતે રા છે એવી અઢાડ જેને છેડે ડા છે તેવી આઠ, જેને અંતે વાલ છે એવી સતર, જેના અંતે યા છે તેવી નવ, જેના અંતમાં લા છે તેવી નવ, ઢ અંતવાળી બે, ક અંતવાળી બે, કા અંતવાળી બે, વ અંતવાળી બે, ણુ અંતવાળી ત્રણ, ત અંતવાળી બે, રૂ અંતવાળી એક, પા અંત વાળી એક, શા અંતવાળી એક, ટા અંતવાળી એક, એ રીતે

પ્રથમના સમગ્ર બ્રાહ્મણુની કુલ ચોરાસી જ્ઞાતિ થઇ—

**તેમનાં નામ.**

| | | | |
|---|---|---|---|
| ઉદિચ્ય. | ૧ સિદ્ધપુરા<br>૧ સિહોરા<br>૩ ટોળકીઆ | નાગર | (૪) વડનગરા (૫) વિશનગરા<br>(૬) સાઠોદરા (૭) પ્રશ્નોરા<br>(૮) કૃશ્નોરા (૯) ચિત્રોડા |

(૧૦) સાચોરા (૧૧) ઉંદબરા (૧૨) નરસાપરા (૧૩) વલાદરા (૧૪) પાંગોરા (૧૫) નાંદોરા (૧૬) ગિરનારા (૧૭) સોનપરા (૧૮) હરસોરા (૧૯) જોસધરા (૨૦) ગંગાપૂત્રા (૨૧) મોઢ મૈત્રા (૨૨) ગોમિત્રા (૨૩) શ્રીગોડ (૨૪) ગુર્જર ગોડા (૨૫) કરેડા (૨૬) વાયડા (૨૭) ભટ્ટ મેવાડા (૨૮) ત્રવાડી મેવાડા (૨૯) દ્રાવીડા (૩૦) દેશાવાલ (૩૧) રાયકવાલ (૩૨) રોઢવાલ (૩૩) ખેડાવાલ (૩૪) સિંધુવાલ (૩૫) ગોમતીવાલ (૩૬) પલ્લીવાલ (૩૭) ઇંટાવાલ (૩૮) મેડતાવાલ (૩૯) ગયાવાલ (૪૦) અગસ્ત્યવાલ (૪૧) પ્રેતવાલ (૪૨) યાજ્ઞિકવાલ (૪૩) ધોડવાલ (૪૪) પુદવાલ (૪૫) ઉનેવાલ (૪૬) રજવાલ (૪૭) કણોજીઆ (૪૮) સરવરીઆ (૪૯) કંડોલીઆ (૫૦) કરખેલીઆ (૫૧) પરવાલીઆ (૫૨) સોરઠીઆ (૫૩) તેગમોડીઆ (૫૪) સણોઠીઆ (૫૫) વંશવદ્યા (૫૬) મોતાળા (૫૭) ઝારોળા (૫૮) રાયપુળા (૫૯) કપિલા (૬૦) અક્ષયચંગલા (૬૧) ગુંગળી (૬૨) નાપલ (૬૩) અનાવલા (૬૪) શ્રીમાળી (૬૫) ત્રિવેદી મોઢ (૬૬) ચાતુર્વેદી મોઢ (૬૭) વાલ્મિક (૬૮) નારદિક (૬૯) કલિંગા (૭૦) તિલિંગા (૭૧) ભાર્ગવ (૭૨) માલવી (૭૩) નંદુઆણા (૭૪) ભરથાણા (૭૫) પુલુરણા (૭૬) સારસ્વત (૭૭) ખડાયતા (૭૮) રારૂ (૭૯) દાકિયા (૮૦) ચોવિસા (૮૧) જાંબુ (૮૨) મહારાણી (૮૩) દધીચા (૮૪) લલાટ.

## ૮૬. ઉદીચ્યોત્પત્તિ.

इत्यं हि मूलं राजेन मुनिपुत्राः सुवर्चसः ।
पदादि ग्रामदानैश्च सहस्र पतिता द्विजाः ॥
ततो जाता द्विजेंद्रास्ते सहस्राख्या महर्षयः ।
उदीच्यास्त्वत्र चान्येथे मुनिपुत्राः सुबुद्धयः ॥
एकीभूत्वा स्थिताः पूर्वे तस्याते रोलका स्मृताः ।

उदीच्यप्रकाश.

પ્રખ્યાત ગુર્જરેશ્વર પ્રતાપી મહારાજા યુવરાજ સોલંકીએ પોતાનાં પાતકોમાંથી મુક્ત થવા રૂદ્રમહાલય બંધાવી યજ્ઞ કર્યો તે વખતે વધારે વિદ્વાન, ધર્મનિષ્ઠ, પવિત્ર બ્રાહ્મણોની જરૂર પડવાથી આપણા પૂર્વજોને ઉત્તરે ગંગા જમના વચ્ચેના પ્રદેશમાંથી બોલાવ્યા ને તેમની પાસે યજ્ઞ કરાવી તેમને નાના પ્રકારની દાન દક્ષિણા આપી પ્રસન્ન કર્યા. આ રીતે દાન ગ્રહણ કરનાર બ્રાહ્મણની સંખ્યા એક હજાર (સહસ્ર) હતી. તેથી ઉદીચ્ય સહસ્ર એ નામે પ્રખ્યાત થયા. તે સમયે જે ઋષિપુત્રોએ મૂળરાજના દાનને પ્રતિગ્રહણ કરવાની ના પાડી ટોળી બાંધી જૂદા બેઠા-રહ્યા-તેઓ ઉદીચ્ય ટોળકિયાને નામે પ્રખ્યાત થયા. હવે જે બ્રાહ્મણોએ દાન ગ્રહણ કર્યું હતું, તેમાંથી લગભગ પાંચસેં બ્રાહ્મણોને મૂળરાજે સિહોર પરગણું કૃષ્ણાર્પણ કરી ત્યાં રાખ્યા જેથી તેઓ સિહોરા ઉદીચ્ય કહેવાયા. બાકીના પાંચસેં બ્રાહ્મણોને મૂળરાજે સિદ્ધપુર કૃષ્ણાર્પણ કર્યું જેથી તેઓ સિદ્ધપુરા ઉદીચ્ય કહેવાયા. આ રીતે, જેને અંતે ચ્ય છે તેવી ઉદીચ્ય સિહોરા, ઉદીચ્ય ટોળકિયા ને ઉદીચ્ય સિદ્ધપુરા એ નામની પણ જ્ઞાતિઓ સ્થપાઇ ને કાળ જતાં

ધંધા પ્રમાણે આ ત્રણમાંથી પણ બીજી અનેક ઉદ્દભવી. જેવા કે, સઇગોર, છીંપાગોર, ભોઇગોર, મોચીગોર, વગેરે વગેરે, આ પ્રમાણે, આપણી જ્ઞાતિની ઉત્પત્તિ દશમા સૈકાના અંતમાં એટલે આજથી ૮૫૦ વરસ પર થઇ.

## ગુજરાતમાં આવ્યા તે વખતની સ્થિતિ.

આપણા આવેલા પૂર્વજોમાં દંતકથા પ્રમાણે ઉદ્ધડ જોશી મુખ્ય હતા. તેમણે મૂળરાજને રૂદ્રમહાલયનું ઉત્તમ મુહુર્ત આપી કહ્યું કે,–"હે રાજા જો તું અમુક વખતે ખાતમુહુર્ત કરી ખીલી ઠોકીશ તો તે ખીલી શેષનાગને માથે ચોંટશે, તેથી તારો બંધાવેલો રૂદ્રમહાલય કોઇ વખતે પડશે–નાશ પામશે નહિ." રાજાએ તે પ્રમાણે કર્યું પરન્તુ વિશ્વાસ નહિ આવવાથી ખીલી કાઢી જોઇ તો ખરેખર તે લોહી વાળી નીકળી. રાજાએ તુરતજ પાછી બેસાડી દેવડાવી ને પોતાની ભુલ જોશી પાસે કબુલ કરી. જોશીએ કહ્યું કે, "રાજા ભાવિ અન્યથા થતું નથી. જો પ્રથમ મારેલી ખીલી પાછી કાઢી તપાસી ન હોત તો તે શેષનાગના માથાપર બેઠેલી હોવાથી તારા રૂદ્રમહાલયનો નાશ થાત નહિં પણ હવે તે પાછી ઠોકી બેસાડેલી ખીલી શેષનાગના પૂંછડા પર બેઠેલી છે તેથી આગળ જતાં યવનરાજા સાડાત્રણ કોરડામાં તેનો નાશ કરશે તે વખતે મહાઉત્પાત થશે. સવામણ જનોઇ ઉતરશે"........ઇત્યાદિ.

જોકે આ લોકોક્તિ ઘણાને અતિશયોક્તિ ભરેલી જણાશે, તો પણ તેનાથી એટલું તો સ્પષ્ટ જણાઇ આવે છે કે–તે વખતના આપણા પુર્વજો વિદ્યાકળાનિપૂણ ને શાસ્ત્રજ્ઞ હોઇ સત્યવચની હતા. ગુજરાતમાં વસ્યા પછી કેટલાક વખત સુધી આપણી આ ઉન્નત સ્થિતિ

ટકી. પણ પછી મૂળરાજને પાપમુક્ત કરાવનાર દાન ગ્રહણથી કહો, કે વિષ્ણુને લાત પ્રહાર કરનાર ભૃગુને આપેલા ભગવાનના શાપથી કહો, કે ભાગ્યના પરિવર્તનથી કહો, કે મુસલમાનોના આગમનથી કહો, ગમે તે કહો—પણ પછી આપણી સ્થિતિ દિનપ્રતિદિન બગડતી ચાલી. આપણે દિવસે દિવસે વિદ્યાહીન, કર્મહીન, આચારહીન, ને નીતિભ્રષ્ટ થતા ગયા ને "औदिच्यं आचारोनास्ति" એ અપવાદ આપણને ચોંટયો. "आचारो वसन्तो लक्ष्मी" એ કહેવત પ્રમાણે લક્ષ્મીદેવિ પણ આચાર અને વિદ્યાદેવી પાછળ લુપ્ત થતાં ગયાં ને અજ્ઞાન રૂપી નીશામાં આપણે મસ્ત થતા ગયા. આર્યાવર્ત—હિંદુસ્તાન પણ, અસ્તનાચક્ર નીચે ચગદાયું—કચડાયું—પાયમાલ થયું !

હિંદુ રાજાઓ માંહોમાંહે કલેશ કરી કુસુંપથી નબળા પડયા ને વેરની ઇર્ષ્યાથી પોતાનાથી ન બન્યું તે બીજાથી લેવડાવવા ઇચ્છયું. "દીવો કરી ઘર દેખાડયું" "જાતે પગપર કુહાડો માર્યો." હાથે કરી માતાની—જન્મભૂમિની—હિંદની—લાજ લેવડાવી, લુંટાવી, કપુત પુત્ર પાકયા, દેશદ્રોહી થયા, ને ક્રોધાગ્નિના—દ્વેષાગ્નિના મહાન યજ્ઞમાં બીજાને આહૂતિરૂપ હોમતા પોતે પણ હોમાયા—પોતે પણ બળિદાનરૂપ થયા ! ધર્મ, આચાર, રાજલક્ષ્મી ને ગૃહલક્ષ્મી પણ પુર્ણાહૂતિમાં હોમાયા. સંધ્યા, તર્પણ, વૈશ્વદેવાદિ સત્કર્મો લુપ્ત થયાં. 'હરહર મહાદેવ'ના સ્થાને 'દિનદિન'ના પોકાર થવા લાગ્યા લોકોને—બ્રાહ્મણોને—ધર્મ, જીવ ને લાજ સાચવવામાં સર્વ કર્મોનો ભોગ આપવો પડયો. શાળા, પાઠશાળાઓ જતી રહી. મદ્રેસાઓ થઇ, શાસ્ત્રીની—આચાર્યની જગાઓ કાજીથી પુરાઇ, અંધાધુધી વધી. મારે તેની તરવાર ને જીતે તેનું રાજય થયું. અવનતિ—અધોગતિના પ્રત્યક્ષ

દર્શન થયાં ને ધીમે ધીમે તેના પંજામાં સર્વ સપડાયા. આપણે દૈવતહીન થઇ ગયા, અપૂર્ણ વિદ્યાએ લોકોનો વિશ્વાસ ઉડી ગયો. તોપણ બડા બાપના બેટા તરીકે આપણું માનપાન રહ્યું. માત્ર જ્ઞાન પ્રાપ્તિમાં જીવન ગાળનારા મહર્ષિઓના તનુજોએ—પેટને માટે અનેક ધંધા સ્વીકાર્યા. પણ તેમાંએ ભાવિના પ્રબળે, ને નૈસર્ગિક શક્તિઓના અભાવે જોઇએ તેટલી ધનપ્રાપ્તિ થઇ નહિ, એટલે સોંઘી બિચારી ભીખ પસંદ પડી. "બ્રાહ્મણના હાથમાં સોનાની વાડકી" એ સૂત્ર રચાયું: "હાથીને હોદ્દે બેઠેલો બ્રાહ્મણ માગે તેની મ્હેં નહિ." એમ મનાયું. આમ ભીખ, કૃષિકાર ને વૈશ્ય ધંધામાં રોકાયા; કેટલાક વાણીયા, વહોરા, વગેરે વગેરેની ગુમાસ્તીનું દાસત્વ સ્વીકાર્યું. કેટલાક મલેચ્છવિદ્યા ભણી સરકારી નોકરીમાં જોડાયા, ત્યાં પણ ઉંચી પદવી પ્રાપ્ત કરવાની રહી નહિ—મળી નહિ—એટલે દિનપ્રતિદિન દવાદ્ર સ્થિતિમાં આવી પડયા, ને હાલની સ્થિતિમાં પરિણતિ થઇ.

## ૮૭. હાલની સ્થિતિ.

હાલ આપણી જ્ઞાતિનાં મોટામાં મોટો જથ્થો અમદાવાદ, સિદ્ધપુર, લુણાવાડા, ઉંઝા, કડી, પાટણ, કાઠીઆવાડમાં ભાવનગર, વીરમગામ, વઢવાણ, ધાંગધ્રા, દક્ષિણ ગુજરાતમાં સુરત, રાંદેર, વગેરે વગેરે સ્થળે છે. જ્ઞાતિના બહોળા સમુદાયના પ્રમાણમાં જોતાં આપણી જ્ઞાતિ અજ્ઞાન તિમિરમાં ગર્ક થએલી છે. હાલ ચરોતરના પાટીદાર લોકો તેમજ અન્ય સ્થળના વણિક, કાયસ્થ વગેરે વગેરે વૈશ્ય તરીકે ગણાતી જ્ઞાતિઓ આપણી જ્ઞાતિ કરતાં વિદ્યામાં વિશેષ આગળ વધી ગઇ છે.

એક જમાનામાં આપણી ઉત્તમતા જે ખાસ કારણને લીધે મનાતી હતી હતી, તેજ કારણ જે વિદ્યા તે આપણામાંથી નષ્ટપ્રાયઃ થઇ ગઇ છે. આપણી શરીરસંપતિ, માનસિકસંપતિ, નૈતિકસંપતિ, ને દ્રવ્યસંપતિ વગેરે સર્વસ્વ લુંટાઇ જઈ, જતાં રહી હાલ આપણે કેવળ નિરાધાર થઇ ગયા છીએ.

જેના બાપદાદાઓ શાસ્ત્રસંપન્ન હોઇ દુનિયાને દોરનાર હતા તેનાજ પુત્રો આજે છેક પાછળ પડી ગયા છે. જે કુટુંબો વેદના ઘોષથી ગાજી રહેતાં હતાં, તેજ કુટુંબો આજે અજ્ઞાનતામાં લીન થઇ ગયાં છે. જેના બાપદાદાઓ અરાઢ પુરાણ, ષડ્શાસ્ત્ર, વેદ, વેદાંગ, જયોતિષશાસ્ત્ર, છંદશાસ્ત્ર, વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર ઇત્યાદિ શાસ્ત્રોના રચનારા હતા, ને જેમણે આર્યાવર્તને–ભારતવર્ષને–ઉન્નતિના ઉત્તમોત્તમ શિખરે ચઢાવ્યો હતો, તેનાજ પુત્રો આજે જ્ઞાતિનો પણ શુદ્ધોચ્ચાર કરી શકતા નથી. જેમના બાપદાદાએ પોતાના ઉત્તમોત્તમ દૃષ્ટાંતથી દુનિયાને સ્વાર્થત્યાગના, નીતિના, જ્ઞાનના, પરાથપરાયણતાના વગેરે વગેરે ઉત્તમોત્તમ પાઠ આપ્યા હતા, તેનાજ પુત્રો આજે સ્વર્થાંધ બની કર્તવ્યભ્રષ્ટ થઇ ગયા છે. જેમના પવિત્ર ગૃહમંદિરોમાં અગ્નિહોત્ર, વૈશ્વદેવ ઇત્યાદિ હોમોના સુવાસિત ધુમ્રથી ધુમ્રપાન થતાં હતાં, તેમનાંજ ગૃહમંદિરો આજે તમાકુ ઇત્યાદિના અપવિત્ર ધુમ્રથી ઉભરાતાં જણાય છે. જેના વડિલોના એક ઉચ્ચારથી ધરા ધ્રુજતી હતી, રાજાઓ કાંપતા હતા, તેનાજ પુત્રો આજે નિર્બળમાં નિર્બળ બની ધ્રુજતા–કાંપતા ફરે છે. જેમના બાપદાદાઓનાં પાદરવિંદ મોટા મોટા નૃપતિઓના રત્નજડિત મુકુટોથી રક્તાયમાન થતાં હતાં, તેજ બાપના પુત્રો આજે અધમમાં અધમ દશામાં

આવી ગયા છે. જેના બાપદાદાઓ પ્રતિગ્રહ નહિ કરવા પ્રભુની છાતીમાં પણ લત્તપ્રહાર કરતા હતા, તેનાજ પુત્રો આજે ભિક્ષા માટે બદામ, બદામ માટે, ઘેર ઘેર રખડતા ને નીચોને કરગરતા થઇ ગયા છે.

## આપણી આર્થિક સ્થિતિ.

બંધુઓ ! સાગર જેવી આપણી વિશાળ જ્ઞાતિમાં આજે ગણ્યા ગાંઠયાજ વિદ્વાન છે. ગણ્યા ગાંઠયાજ ગ્રેજ્યુએટો છે. ગણ્યા ગાંઠયાજ મોટા અધિકારપર છે, ગણ્યા ગાંઠયાજ લક્ષ્મીના લાડીલા છે, ગણ્યા ગાંઠયાજ મોટા વેપારી છે. જ્યારે લગભગ $\frac{3}{4}$ કરતાં વધુ ભાગ મથીનેજ પોતાનું ગુજરાન ચલાવે છે, ને કેટલાકને સાંજથી સવાર વેગળી છે. આવી સ્થિતિમા શું તે પોતાનું, પોતાના કુટુંબનું, પોતાના સંતાનોનું અથવા પોતાના જ્ઞાતિબંધુનું કલ્યાણ કરી શકે ?

## ઔદ્યોગિક સ્થિતિ.

કાળની સ્થિતિ તપાસશો તો ઘણાખરા સવારથી સાંજ સુધી નદિયોના કિનારાપર, તળાવના કાંઠાપર, દેવળોના ગર્ભદ્વાર આગળ, ને મંદિરોના ચોકમાં, યજમાન રાજાની રાહ જોતા, ગામ ગપાટા મારતા, ખાધેલા–જમેલા–પરાન્નનાં વખાણ યા નિંદા કરતા, જ્ઞાતિના ગૃહસ્થોની અદેખાઇ કરતા, તંબાકુના ચપટા ખાતા, સુંઘતા યા આઘા પાછા ખૂણા ખોચરે ધ્રુમપાન કરતા જણાશે. જ્યારે કેટલાક સુધરેલાના નામે ઓળખાવનારા ફેશનની શીશીઆરીમાં ફસાઇ, ટીકા, શિખા ને પટ્ટિકામાંજ, રૂપની, મોટાઇની, જુવાનીની સાર્થકતા સમજતા, માથે ચહેરાના, બાલનાં પટિયાં પાડી, વાવલાં જેવાં કપડા

પહેરી, મોઢામાં બીડી ને હાથમાં સ્ટીક લઇને બૂટ સ્ટોકિંગમાં ફસાઇ પડી ને બિનઉદ્યોગે આમ તેમ રઝળતા જણાશે. કેટલાક "સં-ધ્યા તર્પણુ સાંથીકુ ને કોદાળે ખટકર્મ, "જો રાખીશું બે આખલા (બળદીઆ) તો રહેશે ઘરનો ધર્મ" એ સૂત્રને અક્ષરશઃ અનુસ-રતા જણાશે.

એ બિચારાઓની સ્થિતિનો શો વિચાર કરવો? એક વર્ષ સારૂં તો ચાર વર્ષ નબળાં. ભાઇ નિરક્ષર, એટલે શું ઉપજ્યું ને શું ખર્ચ્યું તેની વ્યવસ્થા નહિ. ઘરનો વ્યવહાર ચલાવનાર બાઇ પણ ફુઅડ એટલે અર્ધું ઢોર ખાય, અર્ધું ઊંદર ખાય, ને રહ્યું તે જુઆની મા-ફક તેમના રૂધિરનું પાન કરનાર વાણિયો લઈ જાય; એટલે ભાઇ તો હતા તેના તેજ. કેટલાક સંસ્કૃત વિદ્યામાં થોડું ઘણું ભણી, કાંઇક જ્યોતિષનું જ્ઞાન મેળવી પુરાણી બુવા યા જોશી બુવા થયેલા યા જપ તપાદિ કરી, તેપર ગુજરાન ચલાવતા જણાશે. તેમણે ગમે તેમ ગપ્પાં મારી, અર્ધાં સાચાં અર્ધાં જૂઠાં ને બલ્કે તદ્દન ખોટાં વખાણ કરી યજમાનને રાજી કરી, દાન મેળવી, જીભ, હસ્ત, ને દગ્ધ કરી દીધાં છે, તેમની સ્થિતિ પણ આવાં વરસોમાં દયાજનક થાય તેમાં શી નવાઈ? કારણુ તેમના કહેવા પ્રમાણે હાલની મલેચ્છ વિદ્યા ભણેલા તેમને માને નહિ ને છેક અજ્ઞાનીઓ પાસે દ્રવ્ય હોય નહિ એટલે એમને આપે કોણુ?

કેટલાક વાણિયાની ગુમાસ્તીમાં સવારથી સાંજ સુધી મહેનત કરી મરી જાય ત્યારે માસે આઠ દશ રૂપિયા મેળવતા જણાશે. જ્યારે કેટલાક ટૂંક પગારની સરકારી નોકરીમાં રોકાએલા ડિમાકમાં

ભાગી પડતા, પણ માસે તેટલુંજ પેદા કરતા જણાશે. ને તેમના બ-હોળા કુટુંબમાં સુદામાના તાંદુલ માફક એ ધન વહેંચાઇ જતું જણાશે. કેટલાક વધારે પગાર મેળવવા, મુંબાઇ, રંગુન, જંગબાર જેવા સ્થાને પડેલા જણાશે. ત્યાં કેટલાક બિચારા પેટ પુર કમાઇને અભાવે ખાવા પીવા રહેવાની જોઇએ તેવી વ્યવસ્થા નહિ રહેવાથી ખરાબ પાણીના ભોગ થઇ યુવાવસ્થામાંજ બાળવિધવાને રડતી—કકળતી પડતી મૂકીને આ સંસારને છેલ્લી સલામ કરી ચાલ્યા જતા જણાશે.

કેટલાક જ્ઞાતિદીપક નરરત્નો નિર્ધનતાના દુઃસહ ભાર નીચે કચડાતાં કચડાતાં પણ રાજભાષાનો સારો અભ્યાસ કરી, ઉગતા તારકની માફક પોતાનાં શાંત શિતળ પ્રકાશ આપવાની શરૂઆત કરતાંજ દુષ્ટ દ્રવ્યના ભોગ થઇ પડી, ઉગમંતાજ આથમતા જણાશે.

કેટલાક ન પરણે તેને ક્ષેત્રપાળ પરણે તેવાઓએ ભલું બિચારૂં કેળવણી ખાતું સ્વીકારેલું જણાશે, જેમાં ટૂંકા પગાર ને બહોળા કુટુંબનું પોષણ—તેમની વચ્ચે તેમની જીંદગી ઝોકાં ખાતી જણાશે.

કેટલાક નથી જેમને કુળાચારનું ભાન કે નથી જેમને પોતાની ઉચ્ચ જાતિનું અભિમાન, એવા નરાધમો પોતાની વહાલી દુહિતા-ઓનું રૂધિર, માંસ વેચી, પૈસા ઉપજાવી, કન્યાવિક્રય કરી બ્રાહ્મણ નામને કલંકિત કરતા જણાશે. પરંતુ આવી રીતે અધર્મથી ઉપજા-વેલું દ્રવ્ય, દિવાળીના કોડીઆની માફક ટૂંક મુદતમાં અનેક કારણે નાશ પામી, તે પામરો દિન પ્રતિદિન વધુને વધુ અધોગતિ પ્રાપ્ત કરતા જણાશે.

કેટલાક કુળવાનના કડકાઓ (!) કે કુલાંગારો, ગજવાના, પહે-

રામણીના રૂપિયાપરજ તાગડધિન્ના કરતા જણાશે. તેવાઓ પરણવું એજ ઉદ્યોગ માની એકપર એક કન્યા પરણતા રંગ પાણીમાં મસ્ત રહેતા ને અનેક અનાચારો આચરતા ને દિન પ્રતિદિન અધમતા વધારતા જણાશે. કારણ કે ભાઇ એક પરણે બે પરણે, ને પછી ભરણપોષણ કરવાની શક્તિને અભાવે તેમને અત્યંત દુઃખ દે, તેમનાપર અનેક પ્રકારની નિર્દયતા વાપરે. તેમને અનેક આળ ચઢાવી રઝળતી રખડતી કરે. આથી બાઇ જો સારા કુટુંબની હોય તો પિતાને ઘેર ઓશિઆળો અવતાર ભોગવી, આ ઉત્તમ એવા મનુષ્ય દેહને એળે ગુમાવે. પોતાનું દુઃખમય જીવન પુરૂં કરે. પરંતુ જો તેમ ન હોય તો તે પણ તેમના કરતાં અનાચારમાં ચઢે છે. આવી અનેક અબળાઓ દુઃખનો ભોગ થઇ પડતાં, નાશી ગયેલી, વંઠી ગયેલી, કોની અજાણી છે ?

કેટલીક ગરીબ અનાથ અબળાઓ નહિ સાસરામાં કોઇ સંભાળનાર કે નહિ પિએરમાં કોઈ પાળનાર હોવાથી બન્ને તરફનાં દુઃખ વેઠી વાણિયા યા કોઇ ઇતર જ્ઞાતિનાને ત્યાં રાંધવાને રહે છે અને ત્યાં નિરંતર નર્કવાસ ને નિર્ધનતાને લીધે કેટલીકવાર સતીત્વનું બળીદાન આપતી સાંભળી છે !

આમ આપણી જ્ઞાતિના ઘણા ઉંડાણમાં ઉતરતાં ઘણોજ અંધકાર નજરે પડે છે ! તેમાં દુર્ગુણ, દુર્વ્યસન, દુરાચારરૂપી દુષ્ટ નિશાચરોના અનેક પામરોને ભોગ થઇ પડતા જણાશે, ને અનેક પામરો પતંગીઆવત્ દુર્વ્યસનરૂપ દીપકમાં ઝંપલાવતા જણાશે. તે જોઇ મન મુંઝાય છે—હૃદય કંપે છે-વિષાદ ઉપજે છે—કલમ અટકે છે !

# ૮૮. કેટલાક ઉદ્‌ગારો.

અરેરે ! આપણી એ સ્થિતિ ક્યાં ગઇ ? (આપણી પૂર્વ સ્થિતિ તાદૃશ્ય થાય છે).

અરેરે ! ક્યાં ગઇ એ માતૃભક્તિ? અરેરે ક્યાં ગઇ એ પિતૃભક્તિ ? ક્યાં ગઇ એ ગુરૂભક્તિ ? ક્યાં ગઇ એ જન વાત્સલ્યતા? ક્યાં ગઇ એ કુટુંબ વાત્સલ્યતા? ક્યાં ગઇ એ પરાર્થ પરાયણતા ? ક્યાં ગઇ એ નીતિમતા ? ક્યાં ગઇ એ મન, વાણી ને કર્મની વિશુદ્ધતા ? ક્યાં ગઇ એ શાસ્ત્રજ્ઞતા ? ક્યાં ગઇ એ ઉદારતા ? ક્યાં ગઇ તેવી કાર્ય કુશલિતતા ? ક્યાં ગઇ તેવી સાહસિકતા ? ક્યાં ગઈ તેવી વીરતા ? ક્યાં ગઇ તેવી સત્ય પટુતા ? ક્યાં ગઇ તેવી સ્વતંત્રતા ? ક્યાં ગઇ તેવી ધીરતા ? ક્યાં ગઈ તેવી સત્યશીલતા ? ક્યાં ગઈ તેવી સુજનતા ? ક્યાં ગઇ તેવી રસજ્ઞતા ? ક્યાં ગઇ તેવી વિદ્વતા ? ક્યાં છે એવી કૃતજ્ઞતા ? ક્યાં છે એવી ધાર્મિકતા ? ક્યાં છે એવી કર્તવ્યપરાયણતા ? ક્યાં છે એવી સમર્થ પ્રતિભા ? ક્યાં છે એવું શરીર સામર્થ્ય ? ક્યાં છે એવાં આયુ ? ક્યાં છે એવું બ્રહ્મચર્ય ? ક્યાં છે તેવું તપોબળ ? ક્યાં છે તેવું બુદ્ધિબળ-મનોબળ ? ક્યાં છે તેવું આધ્યાત્મિક બળ ? ક્યાં છે એવો ઇંદ્રિયનિગ્રહ ? ક્યાં છે એવો મનોનિગ્રહ ? ક્યાં છે એવા સોળ સંસ્કાર ? ક્યાં થાય છે એવાં વિશુદ્ધ લગ્ન ? ક્યાં છે એવો ધન્ય ગૃહસ્થાશ્રમ ? કોણ પાળે છે એવો વાનપ્રસ્થાશ્રમ ? કોણ પાળે છે એવું સન્યસ્ત ? ક્યાં દેખાય છે એવું બ્રાહ્મત્વ બ્રહ્મતેજ, ક્યાં છે એવા આચાર ને ક્યાં ક્યાં છે એવા વિચાર ? કોણ કરે છે એવાં ષટકર્મ ? કોણ કરે છે એવા યજ્ઞ ? કોણ કરે છે એવાં શ્રાદ્ધાદિક કર્મ ? ક્યાં છે એવા પિતાઓ ?

ક્યાં છે એવા પુત્રો ? ક્યાં છે એવા ગુરૂ ને ક્યાં છે એવા શિષ્ય ? ક્યાં છે એવા બાંધવો, ને ક્યાં છે એવા મિત્ર ? ક્યાં છે એવું પત્નીવ્રત ને ક્યાં છે એવું એવી પત્ની ? ક્યાં છે એવી ધર્મ શ્રદ્ધા ને ક્યાં છે એવી ક્ષમા ? ક્યાં છે એવી દયા ? ક્યાં છે એવું દાન ? વગેરે વગેરે વિચારતાં હૃદય ચીરાય છે, નયનો ભરાય છે ને મૂર્છાગત થવાય છે!

હાલ તો એવી સ્થિતિ થઇ છે કે,—

**अंतः कौला, बहि शिवाः सभामध्ये च वैष्णवाः ।**
**नानारुपधराः शाक्ता विचरन्ति कलौयुगे ॥**

## ૮૯. હાલની સ્થિતિ પ્રાપ્ત થવાનાં કારણો.

### (૧) વેદ અને પ્રાચીન વિદ્યાતત્વની પરાઙ્ગમુખતા.

આપણી પૂર્વની સ્થિતિ તપાસતાં આપણી હાલની અધોગતિ ભરેલી સ્થિતિ પ્રાપ્ત થવાનાં કારણો પૈકી જબરદસ્ત કારણ આપણા વેદની પ્રાચીન વિદ્યાથી થએલી પરાઙ્ગમુખતાજ છે. કારણ પ્રજાની ઉન્નતિ અવનતિનો મુખ્ય આધાર ધર્મપર રહેલો છે; ધર્મ જેટલે અંશે શુદ્ધ હોય, ઉજ્વલ હોય, ઉચ્ચ હોય, યુક્તિગ્રાહ્ય હોય, સત્યમૂલક હોય, તેટલે અંશે સમાજ ઉન્નત થાય છે. ઇતિહાસનાં પાનાં ઉથલાવતાં પણ એજ સત્ય તરી આવે છે. કારણ કે ધર્મ વિના નીતિ તથી, ધર્મ વિના લક્ષ્મી નથી, ધર્મ વિના સંગીન વ્યવહારબંધારણ નથી. ધર્મ એ આત્મા રૂપ છે. આત્મા વિના જેમ શરીર મૃત છે, અસ્પૃશ્ય છે, નિરૂપયોગી છે, તેમ ધર્મ વિના સમાજ શરીર મૃત છે, નિરર્થક છે.

આપણો વેદધર્મ, ધર્મ તરીકેના સર્વ ગુણોથી યુક્ત હતો ને છે. બલ્કે દુનિયાના સર્વ ધર્મનો પિતા ને સર્વથી શ્રેષ્ટ છે. અદ્યાપિ તેની વિજયપતાકા સ્વામી વિવેકાનંદ જેવાએ પાતાલમાં અમેરિકા ખંડમાં ફરકાવી છે, ને સુધારાના શિખરે ચહેલાં સર્વ રાજ્યોને તેની મોહિની લાગી છે, ને તેના સિદ્ધાંતો અદ્વૈત સિદ્ધાંત પૃથ્વીપર સર્વમાન્ય થવા લાગ્યા છે—ફ્રાન્સ જર્મની જેવા રાષ્ટ્રોએ તેના ભાષાંતરો કરાવ્યાં છે ને દેશી વિદેશીય સર્વ વિદ્વાનોએ વેદની અદ્વૈત સિદ્ધ પોતાની ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી છે. થીઓસોફીકલ સોસાયટી, આર્યસમાજ, શ્રેયઃ સાધક અધિકારીવર્ગ જેવી સંસ્થાઓ તેના ગુણો—તેનો મહિમા ગાઇ રહ્યાં છે—પ્રખ્યાત પ્રોફેસર હ્યુસે ચિકાગોમાં ભાષણ આપતાં જડવાદનો અંત અને આર્ય ધર્મનું બ્રહ્મ દર્શન એજ સર્વથાસિદ્ધ તત્વજ્ઞાન છે, એમ સિદ્ધ કર્યું છે. આર્યાવર્તના અનેક સંપ્રદાય, ધર્મ, પંથ સર્વે હજી પણ એનેજ માન્ય ગણે છે ને પોતાની ઉત્પતિ તેમાંથી થએલી જણાવવામાં મોટાઇ માને છે. આવો આપણો સનાતન વેદધર્મ રૂપ આત્મા આપણા સમાજશરીરમાં હતો ને જ્યાં સુધી સંસ્કૃત વિદ્યાનું અનન્ય અધ્યયન રૂપ રૂધિર આપણા સમાજ શરીરમાં વહેતું હતું ત્યાં સુધી આપણો સમાજ સજીવ હતો—ઉત્કૃષ્ટ જીવન્મય હતો ને આપણે ઉત્તમોત્તમ બ્રહ્મત્વ પ્રાપ્ત કરી બ્રહ્મરૂપ હતા. બ્રાહ્મણ હતા. તે જતાં આપણે મૃત—જડ જેવા બ્રાહ્મણ અને બ્રાહ્મણ નહિ પણ બામણ—ભામણ-ભરામણ—સંજ્ઞાને ધારણ કરીએ છીએ ને મૃતશરીરની માફક અધોગતિમાં અટવાઇએ છીએ. માટે પૂર્વવત્ ઉન્નત સ્થિતિ પ્રાપ્ત કરવાને વેદ અને સંસ્કૃત વિદ્યાનો અનન્ય અભ્યાસ થવાની તથા વેદવિહિત આચાર પ્રાપ્ત કરવાની અવશ્ય જરૂર છે.

## (૨) આપણા બદલાઇ ગયેલા આચારો.

આપણા શિષ્ટાચારો છેક બદલાઇ ગયા છે. માત્ર નામના અથવા ફારસ ભજવવા જેવા થઇ ગયા છે તેથી તેના સ્તુત્ય હેતુઓ જળવાતા નથી, એ આપણી અવનતિનું દ્વિતીય કારણ છે.

સોળ સંસ્કાર, જોકે હાલ ચાલુ છે, પણ કાળે કરીને તેમાં ઘણાજ ફેરફાર થઇ ગયા છે; પ્રથમ તે સંસ્કાર ત્રિવર્ણને થતા હતા, પરંતુ હવે તો માત્ર બ્રાહ્મણુજ કરે છે. તેમનામાં પણ વયનો નિયમ પળાતો નથી. કેટલાક બધા સાથે ઉપવિત આપતાં આઠ વર્ષ પહેલાં કરે છે, ત્યારે કેટલાક છેક મોડા પણ કરે છે, ચૌલકર્મ તો ફક્ત બાઢમ્ બાઢમ્ કરીને એકાદ મીનીટમાં સમાપ્ત થાય છે. બ્રહ્મચર્યની ૪૮, ૩૬, ૨૪, ને ઓછામાં ઓછી બાર વર્ષની વયને બદલે એકજ દિવસમાં ખંડન કરી દેવામાં આવે છે. સમાવર્તનનો વિધિ પણ બડવો દોડાવી પકડી લાવવાની ક્રિયા કરી સમાપ્ત કરવામાં આવે છે. આમ થવાથી આ સોળ સંસ્કાર માત્ર નામનાજ રહ્યા છે ને જુની રીતિને વળગી રહી જનોઇ, એ નામનું બ્રાહ્મણો નાટકજ ભજવે છે ! જોકે દેશ કાલોચિત સર્વ પરિવર્તનો સાથે તેમાં પણ પરિવર્તન થાય, એ સ્વાભાવિક છે.

ઉપનયન સંસ્કારનો મુખ્ય ઉદ્દેશ વિદ્યાભ્યાસ તો આજે પણ લગભગ આઠ વર્ષથી આરંભી છેક કોલેજમાં સુધી ભણતાં ૧૨–૧૫ વર્ષ લગી થાય છેજ. પણ તે થોડાનેજ. ને તે પણ ત્રિવર્ણને બદલે સર્વ વર્ણને યથાશક્તિ છે. કોઇ ગાયત્રીને જપતા નથી, સંધ્યા વંદનાદિ કરતા નથી, ને ઇશ્વરને સંભારતા નથી, ને ધર્મભ્રષ્ટ થતા

જાય છે, એ તદન આનષ્ઠ છે. અસલની કેળવણી ધર્મમિશ્રિત હતી, ને તેનાં ફળ પણ પ્રાચીન સદાચાર, સત્કર્મ, ઇત્યાદિ પ્રજામાં પ્રત્યક્ષ છે. હાલની કેળવણી ધર્મહીન છે, તો તેનાં ફળ પણ આપણી નજરેજ છે. આમ થયું છે, છતાં આ સંસ્કારનો હેતુ વિદ્યાભ્યાસ આમ કાંઇક અંશે સચવાય છે પછી નામ માત્રને વળગી રહી એક દિવસ નાટક કરી, ન કરો તે સરખુંજ છે. ખેદની વાત, અત્યંત પશ્ચાત્તાપની વાત એ છે કે આ વિદ્યા, આપણને બળ, પરાક્રમ તેજ, આયુષ્ય સર્વથી નિર્માલ્ય કરી પશુવત્—જડવત્ બનાવે છે. ને પરદેશીનુંજ અનુકરણ કરાવી, અધર્મ માર્ગે દોરનારી થઇ પડે છે. તેનાથી બ્રહ્મચર્ય તો સચવાતુંજ નથી.

વીર્યરક્ષા—બ્રહ્મચર્ય જેને ઉપનિષદોમાં એક યજ્ઞ બરાબર માન્યું છે, તે સર્વ વાતનું ને છેક મોક્ષપર્યંતનું નિદાન છે. એ સાચવવું એજ બ્રહ્મચર્યનો મુખ્ય હેતુ હતો ને છે. તે હેતુ યથાર્થ પાળવાથીજ ક્ષત્રિયો રાજ્ય સ્થાપતા, ને બ્રાહ્મણો મહા ભાષ્યો, મહા વ્યાકરણો, ને ઉપનિષદો રચતા, નવા શોધ કરતા, સ્ત્રીઓ વીર પુત્રને જન્મ આપતી, દેશમાં સમૃદ્ધિ રહેતી, કલા કૌશલ્ય પ્રવર્તતાં, એલિફન્ટા, ને ઇલોરા જેવી ગુફાઓ બની શકતી, સદાચાર, સદ્વૃત્તિ સચવાઇ સુખ શાંતિ અને સંપ પ્રસરી રહેતાં, તથા રોગાદિથી પરાભવ ન પામતાં મનુષ્યો લાંબો વખત સુધી જીવી, જીવ્યાનું સાર્થક કરતાં, એ અલભ્ય સુખ હવે નાશ પામ્યાં છે.

જેમ ૪૮, ૩૬, કે ઓછામાં ઓછો બાર વર્ષનો એક વિધિ માત્ર એક દિવસમાં ને ખરૂં કહીએ તો અમુક કલાકમાંજ કરી દેવામાં આવે છે તેમ તેજ દિવસ માત્રમાં બ્રહ્મચર્યનો ભંગ કરાય છે.

ઉપવિત આપ્યા પછી વહેલા દાદા, દાદી થવાની લોલુપતાથી ભાઇને-પુત્રને પરણાવવાની વાતો ચાલે છે. તેને કાને ખોટા સંસ્કારો પડે છે ને તરતજ વીર્યને બગાડવાના પ્રસંગો ઉદ્‌ભવે છે. થોડા વખતમાં લગ્ન થાય છે ને બાળક પાસે ઘર મંડાવાય છે. લગ્નની વિશુદ્ધ ગ્રંથિ આમ ઢીંગલા ઢીંગલીની રમત માફક બંધાય છે. લગ્નનું નાટક ભજવાય છે. અજ્ઞાન માતપિતા પોતાની એક ફરજ બજાવી સંતોષ માને છે ને આનંદમાં છલકાઇ જઇ ઉપનયન નિમિત્તના, લગ્ન નિમિત્તના જમણવારો કરે છે. આમ સંસારબંધારણના, જીવન બંધારણના તમામ નિયમોનું ઉલ્લંઘન થાય છે-ઉપહાસ કરાય છે. આવી રીતે થવાથી અવનતિને માર્ગે પ્રયાણ થાય છે. વિદ્યાભ્યાસમાં ધર્મની કેળવણી ન મળવાથી એક તરફ નાસ્તિકતા ને અનાચાર વધતાં જાય છે. વીર્યરક્ષા ન થવાથી બીજી તરફ બુદ્ધિ અને પરાક્રમ ક્ષીણ થતાં જાય છે. એ બેનું મિશ્રણ થવાથી આપણને થોડા વિદ્યાભ્યાસને લીધે બડી બડી વાતો કરતાં આવડે છે. પણ અંદરથી ગમે તેમ ચાલતાં અંતરાય નડતો નથી ને અધમતામાંજ દિનપ્રતિદિન ડુબતા જઇએ છીએ. આમ આપણી બલ્કે આખા દેશની પાયમાલી થવાનું કારણજ આ સંસ્કારમાંના ત્રણમાંથી બે હેતુ ચૂકવાથી ઉભું થયું છે. (૧) બ્રહ્મચર્ય, (૨) વિદ્યાભ્યાસ, (૩) ધર્મનિષ્ટા, એ ત્રણમાંથી વિદ્યાભ્યાસજ દેશકાલાનુસાર રૂપાંતરે કાયમ છે.

ગૃહસ્થના પાંચ યજ્ઞ-હાલ પ્રથમની પેઠે ગૃહસ્થને છાજે તેવા આ પાંચ યજ્ઞ પણ કોણ કરે છે? કદાચ કોઈ કરતા હોય તે પણ પુરા પાધરા ક્યાં કરે છે? કેટલાક પોતાને ફાવતા ધર્મ, પંથ અનુસાર દેવાર્ચનાદિ કરે છે તેટલો બ્રહ્મયજ્ઞનો ભાસ થાય છે ને ફક્ત

ગાય કૂતરાની ચાનકીમાંજ છેલ્લા યજ્ઞનો ભાસ થાય છે. વૈશ્વદેવનું નામ તો શ્રાદ્ધ સંવત્સરીએ બ્રાહ્મણને કદાચ જમવા નોતરે ત્યારે સંભળાય છે—વગેરે વગેરે આપણા બદલાઇ ગયેલા શિષ્ટાચારો, એ પણ આપણી હાલની અવનતિનું એક કારણ છે.

## (૩) માબાપે બાંધેલી કર્તવ્યની ટુંકી મર્યાદા.

હાલના માબાપોએ અજ્ઞાનતાથી પોતાના પુત્ર–સંતાન પ્રત્યેની કર્તવ્યની મર્યાદા છેક ટૂંકી બાંધી છે. તેઓ સમજે છે કે માબાપ તરીકેની આપણી મુખ્ય ત્રણ ફરજ છે.–(૧) પુત્રને પરણાવવો (૨) તેને રહેવા સારૂ ઘર આપવું (૩) થોડી ઘણી મિલ્કત યા ધન સોંપવું; પણ માબાપની મુખ્ય ફરજ છોકરાઓને વિદ્યાદાન આપી, ભવિષ્યને માટે પૂર્ણ લાયક કરવા–નાગરિક બનાવવા, તેમને ખરૂં મનુષ્યત્વ આપી મનુષ્ય બનાવવા, એ કોઇ સમજતું નથી. સમજે છે તે પણ ઉદરપોષણ કરવાનું વિદ્યા એક સાધન છે, એમ સમજી યથાશકિત આપે છે પણ પરણાવવા માટે દુઃખ સુખ વેઠી, દેવું લેણું કરી જેવો પ્રયત્ન કરવામાં આવે છે, તેવો પ્રયત્ન વિદ્યા મેળવવા પાછળ કરવામાં આવતો નથી “**माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः**” એ સૂત્રને કોઇ સમજતું નથી તેથી થોડું ઘણું ધંધો મેળવવા જેટલું ભણાવી, પરણાવી ધંધે વળગાડવામાં આવે છે. ધંધામાં પણ શક્તિના અભાવે પેટપુર પગાર પાછળ જણાવ્યા પ્રમાણે મળતો નથી, તેથી ઉત્તરોત્તર નિર્ધનતા વધતી જઇ અવનતિ થતી જાય છે. આવાં માબાપોએ સમજવું જોઇએ કે વિદ્યા એક શકિત છે, ને તમે છોકરાને આપવા ધારેલાં ત્રણ તો સાધનો છે. શકિત હોય તો સાધનો આપોઆપ ચાલી આવે છે પણ સાધનો ગમે તેટલા આપ્યાં હોય,

છતાં શકિતવગર તે નિરર્થક છે. કાળેકરીને તે ખૂટી જાય છે ને દરિદ્રતા આવે છે, તેનાં અનેક દૃષ્ટાંતો સર્વવિદિત છે. માટે માબાપે પોતાની એ માની લીધેલી ટૂંકી દૃષ્ટિમર્યાદા તજી, બાળકોને પરણાવવા પાછળ કરવામાં આવતો ખર્ચ, તેને વારસામાં આપવા ધારેલી મિલ્કત થાવર, ને તેને રહેવા સારૂ ઘર સંપાદાન કરવામાં વપરાતાં નાણાં, એ ત્રણેને બદલે તેટલાં નાણાં બાળકને વિદ્યાદાન આપવામાં, એ ત્રણે સંપાદન કરવા જેટલી તેને શક્તિ પ્રાપ્ત કરાવામાં ખર્ચવાં જોઇએ. જો કે કેટલીકવાર એવા પ્રસંગો બને છે કે આવી રીતે સર્વસ્વ ખર્ચી ભણાવેલો પુત્ર અકાળે મૃત્યુને વશ થાય છે અથવા કપુત પાકી મા બાપને પાછળથી દુઃખ દેનાર થાય છે; પણ આવા પ્રસંગો જવલ્લેજ આવે છે ને તેમાં એક દૃષ્ટિએ ખામી માત પિતાની હોય છે. કારણ કે આમ દુઃખ સુખ વેઠી ભણાવે છે ખરા પણ તેના શરીરની સંભાળ બિલકુલ રાખતાં નથી, અથવા તેને નિરંતર ચિંતાનો કીડો કોતરી ખાય તેવા અનેક પ્રસંગો ઉત્પન્ન કરે છે; આથી તે બિચારો ક્ષયનો ભોગ થઇ પડી, મૃત્યુને વશ થઇ માબાપને નાસિપાસ કરે છે. પુત્ર આજ્ઞાધારકને બદલે ભણ્યા પછી ઉચ્છૃંખલ પાકી પોતાને દુઃખકારક થાય તેમાં પણ માબાપે નાનપણમાં તેને લડાવેલાં લાડ, આપેલી અમર્યાદ છૂટ, યા તેના તરફ વાપરેલી નિર્દયતા કારણરૂપ હોય છે. માટે પુરતી સંભાળ સાથે સર્વસ્વ વિદ્યાદાન પાછળજ ખર્ચવામાં આવે તો ઉન્નતિનાં મીઠાં ફળ ચાખવા ભાગ્યશાળી થવાય છે. માટે પ્રત્યેક જ્ઞાતિબંધુએ બીજી બાબતોમાં ખર્ચ કરતાં ઉદારતા બતાવી, વિદ્યાભ્યાસના ખર્ચ વખતે નિર્ધનતાનું કારણ આગળ કરવાને બદલે નિરર્થક

ખર્ચ કમી કરીને બને તો પોતે ધારેલાં ત્રણ કર્તવ્ય પાછળ કરવાનો ખર્ચ માંડી વાળી સર્વસ્વ તજી, પોતાનાં બાળકોને ઉત્તમોત્તમ વિદ્યાદાન આપવું જોઇએ. માબાપો જ્યાં સુધી આમ કરશે નહિ ને પોતાનાં કર્તવ્યની બાંધેલી ટૂંકી મર્યાદા તજશે નહિ ત્યાં સુધી ઔદિચ્ય ગૃહસંસાર કદી પણ ઉન્નતિનો આનંદ અનુભવશે નહિં.

## (૪) ન્યાતવરા પાછળ કરવામાં આવતો નિરર્થક ખર્ચ.

ન્યાતવરાનો રિવાજ જ્યારે દાખલ થયો ત્યારે તેનો હેતુ ઘણો સ્તુત્ય હતો. તે આજે પણ સમજપૂર્વક કરવામાં આવે છે; કારણ કે તેથી સંપ અને એખલાસ વધે છે; નિર્મળ આનંદ અનુભવાય છે; હૃદય ઉન્નત થાય છે; કાંઇ પરાર્થપરાયણતા સચવાય છે, અરસપરસ મદદ કરવાની ભાવનાને ઉત્તેજન મળે છે, સ્વાર્થમયતા તજાય છે, મન વિશાળ થાય છે, જનવાત્સલ્ય જળવાય છે, વિસ્તીર્ણ થાય છે, પણ હાલ વસ્તુસ્થિતિ તદન બદલાઇ ગઇ છે. તેના હેતુ ભૂસાઇ ગયા છે, તેની મર્યાદા મૂકાઇ છે, કારણ કે ન્યાતવરા એ મનની ઉલ્લાસના પરિણામરૂપ હોવાને બદલે ફરજીયાત થયા છે, નિર્મળ આનંદના સાધન મટી અનેક કલેશ કંકાશનું મૂળ થયા છે. હૃદય ઉન્નત થવાને બદલે તેથી ઉલટાં વધીને વધુ સંકુચિત થતાં ગયાં છે. હવે તો ખાવું ને ખવાડવું એ ઉઝીના વ્યવહાર થયા છે. અરસપરસ મદદની ભાવના ઉંધી વળી છે ને એક બીજાને તિરસ્કાર કરવાની, મ્હેણાં દેવાની, અપમાન આપવાની ભાવના વધી છે. જનવાત્સલ્યને બદલે કઠોરતા—નિર્દયતા વધી છે. ગૃહસ્થાઇનું ચિન્હ મટી પાયમાલ કરનાર—દરિદ્રતામાં નાંખનાર સાધન થયું છે. કારણ ઘર વેચી, જમીન વેચી, દેવું વેઠી પણ તે કરવાજ પડે છે, ને ન

કરે ત્યાં સુધી લોકોના વાક્પ્રહાર સહન કરવા પડે છે. મરણના દુઃખદ પ્રસંગે પણ કંસાર ચોળાય છે, ઉપર ખાંડ પીરસાય છે. હૃદયને વિદીર્ણ કરી નાંખે તેવું મરણ નીપજ્યું હોય છતાં સગાં સહોદરને જ્ઞાતિબંધુઓ આનંદભેર જમે છે. મૃત દેહપર કલ્લોલ કરતાં ગીધ, સમડાંની માફક કેવળ હૃદયશૂન્યતા પ્રદર્શિત થાય છે ને મનુષ્યત્વ ક્ષીણ થાય છે. આવા દુઃખદ અવનતિના આધારભૂત ન્યાત વરા પાછળ આજે લખલૂટ ખર્ચ થાય છે. ઘર, જમીન મિલ્કત અડાણે મૂકાય છે, લાંબા દેવાં ખેંચાય છે ને ફુલણજીની માફક બે ઘડીનાં ખોટાં વખાણથી સંતોષ પમાય છે. કેટલાક જ્ઞાતિના પટેલ થવા ને પંચાતી બનવાની મિથ્યા આશામાં કૂટાય છે પણ હાલ જમાનો બદલાતો જાય છે. માનવ મન સ્વતંત્ર થતાં જાય છે. જ્ઞાનના વધતા જતા વધારાથી સમજણાં થતાં જાય છે એટલે માગેલી પટલાઇ –મોટાઇ યા કુળ મળતાં નથી. મળે છે તો નભતાં કે ચાલી શકતાં નથી. માટે જમાનાને અનુકૂળ તેમાં ફેરફાર થવાની ખાસ જરૂર છે. જૂના વિચારવાળા ભલે તેને દાન પુણ્યનું એક સાધન કહેતા હોય તો તે અમારે કબુલ છે પણ દાન પુણ્યની નેમ બદલાઇ છે. હવે **नास्ति अन्न समो दानं** ને બદલે **नास्ति विद्यासमो दानं** થયું છે. કારણ આગળ સર્વ વિદ્યાભ્યાસમાં મસ્ત રહેતા હતા ને નિર્વાહને માટે ખાવા પીવાનાં સાધનો મેળવવા માટે લેશ દરકાર કરતા નહોતા. તેવે વખતે આવા વિદ્યામાં મસ્ત રહેનારાઓને અન્ન દાન આપવું એ મોટામાં મોટું પુણ્ય ગણાતું હતું. હવે સૌ પેટભરા થયા છે ને ખાવાપીવામાં મસ્ત રહેનારા બન્યા છે. એટલે તેમને અન્ન આપવું એ મોટામાં મોટું પાપ થાય છે. કારણ કે તેથી તેઓ નિરૂદ્યોગી

થઇ વધારે ને વધારે દરિદ્રી થતા જાય છે. શક્તિ પ્રાપ્ત કરનારને સાધન મેળવી આપવું, એ મોટામાં મોટું પુણ્ય છે પણ સાધન મેળવી શક્તિની અવગણના કરનારને સાધન મેળવી આપવું એ તેને હમેશ માટે શક્તિહીન-અપંગ બનાવવા જેવું મોટામાં મોટું પાપ છે. હાલ આપણી જ્ઞાતિ સાધન વિના નહિ પણ શક્તિ વિના અવનતિમાં ડૂબી છે. તેને તારવાને વિદ્યા દાનરૂપી શક્તિ આપવાની જરૂર છે. તે શક્તિને માટે નાણાંના મોટા ભંડોળની જરૂર છે. તે ભંડોળ બહોળી સંખ્યા હોવા છતાં શ્રીમંતોની ખામી-અછતને લીધે બીજી રીતે એકત્ર થઇ શકે તેમ નથી તો આ એક દિવસ જમાડી સંતોષ માનવા કરતાં જીંદગીભરનું જમણ આપવામાં સંતોષ માનવાની-તદર્થેજ પોતાનું દ્રવ્ય વાપરવાની સમજ પ્રાપ્ત થવાની જરૂર છે. ન્યાત કરવામાં અમુક સંખ્યા એકજ વખત મિષ્ટાન્નથી વાળુ કરશે પણ તેટલાં વિદ્યાદાનમાં ખર્ચેલા નાણાંથી અનંત સંખ્યા જીંદગીભર મિષ્ટાન મેળવી સુખી થશે. આપણી ન્યાતમાં ઘણાં નરરત્નો દ્રવ્યની મદદને અભાવે ધુળમાં ઢંકાઇ રહ્યાં છે. તેવાં નર રત્નોને ઉજાસમાં લાવી વિદ્યાદાન આપી તેનો ઉત્તમ લાભ લેવાને જમણ વરાના નિરર્થક ખર્ચનો ભોગ આપવાની જરૂર છે. બીજી જ્ઞાતિઓ શ્રીમંત હોવાથી તેમાં બોર્ડિંગો, પુસ્તકો નિર્વાહનાં એવાં અનેક સાધનો ને સ્કોલરશિપોની યોજનાઓ થયેલી છે. આપણી વિશાળ જ્ઞાતિમાં એવું એકે આશ્રયસ્થાન ઉભું થયું નથી. તો એવાં સ્થાનો ઉભાં કરવાં, અનાથ વિધવા અથવા તજાએલી સધવાઓને માટે વિધવાશ્રમ, વનિતાશ્રમ કાઢવાં, અનાથ બંધુઓ માટે અનાથાશ્રમ ઉઘાડવાં, એ ન્યાતવરા કરતાં ઓછાં પુણ્યનાં કામો છે, એમ કોણ

...ડી શકશે ? માટે હાલ ચાલતા ન્યાતવરામાં જ્યાં સુધી ઘટિત સુધારો થઇ, ઉપરની યોજનાઓને અમલમાં મૂકવામાં આવશે નહિ ત્યાં સુધી ખરેખર ન્યાતવરા એ અવનતિનું કારણ છે, એમ કહ્યા સિવાય ચાલશે નહિ.

## (૫) બાળલગ્ન, દ્વિતીય લગ્ન, કજોડાં, કન્યાવિક્રય, વરવિક્રય વગેરે દુષ્ટ રૂઢિયો.

આર્ય સંસારમાં અજ્ઞાનતાનો લાભ લઇ ઉપરની રૂઢિઓ ઘર કરી બેઠી છે. તેનાં વજ્ર છાતીને પીગળાવી નાંખે તેવાં અનિષ્ટ પારણામ જોતાં, ગેરફાયદા પ્રત્યક્ષ અનુભવતાં, ઘણાં મનુષ્યો ઉશ્કેરાઇ જાય છે. તેમનો જડમૂળથી નાશ કરવા ઉન્મત્ત બની જાય છે. પણ તાજા ઘા રૂઝાતાં સ્મશાનવૈરાગવત્ તેમનો જુસ્સો નરમ પડી જાય છે, આ દુષ્ટ રૂઢિઓએ હિંદુ સંસારને, વિશેષે કરીને બ્રાહ્મણ, વાણિયા જેવી ઉંચી જ્ઞાતિઓને પાયમાલ કરી છે. તેના માટે અનેક નિબંધો રચાયા છે—લખાયા છે, અનેક વ્યાખ્યાનો અપાયાં છે; અપાય છે. તેમની અનેક ભવાઇયો થઇ છે, થાય છે. અનેક નાટકો ભજવાયાં છે, ભજવાય છે. માસિકો, ન્યુસપેપરો ચાલુ બુમ માર્યા કરે છે. અનેક અનાથ અબળાઓએ તે દ્વારા જ્ઞાતિજનોને અપીલો કરી છે, કરે છે. તોપણ તે રૂઢિઓ એટલી બળવત્તર થઇ પડી છે કે જનમંડળના મગજોપર—અજ્ઞાન મગજોપર તેની છાપ અંકિત થઇ પડી છે. તેમનાપરના સર્વ પ્રહારો નિરર્થક જેવા નીવડયા છે. તેમનો નાશ કરવાને ઘણા મહારથીઓ સમરક્ષેત્રમાં નીકળી પડયા છે. પરંતુ અજ્ઞાનતા તેમને સહાયક હોવાથી તે બન્નેના એકત્ર બળ આગળ તેમના હાથ હેઠા પડયા છે. ને નાઇલાજે એવા સમર્થ વીરો

પણ એ અપરાજિતા રૂઢિ દેવીને નમ્યા છે. જસ્ટીસ રાનાડે, ડૉકટર ભાંડારકર જેવા પ્રખ્યાત સુધારકો પણ નાઇલાજે તેને અનુસર્યાં છે. કારણ કે સુધારો એકાદ વ્યકિતથી–થોડીજ વ્યકિતઓથી એકદમ થતો નથી. બાળલગ્ન નહિ કરવા પ્રખ્યાત સુધારક નવલરામ ભાઇએ બીડું ઝડપ્યું હતું પણ સમગ્ર ન્યાત, એ વિરૂદ્ધ હોવાથી તેમને નાઇલાજે બાળલગ્નને બદલે વૃદ્ધ વરને દીકરી આપી કજોડું કરવું પડયું. માટે આવી બાબતોમાં સુધારકોએ જનમંડળથી જુદા પડી સુધારો કરવાનું સાહસ ખેડવાનું નથી પણ તેમની સાથે મળતા રહી કામ લેવાનું છે. તેવાં કામ કરવાની પદ્ધતિ માટે નીચેના પણ નિયમો આપી શકાય (૧) અવલોકન કરો (૨) અનુસરો (૩) દોરો. સુધારકોએ પ્રથમ આવી દુષ્ટ રૂઢિયોનું બારિકાઇથી અવલોકન કરવું જોઇએ. તેનાં નીપજેલાં અનિષ્ટ પરિણામોના દાખલાની નોંધો મગજ પોથીમાં તૈયાર કરવી જોઇએ. પછી જ્ઞાતિ મંડળનો,જનમંડળનો પોતાના તરફ વિશ્વાસ બેસવાને, પૂજ્યભાવ પેદા કરવાને, પોતે તેમના હિતચિંતકજ છે, તેમ બતાવી આપવાને, પોતાનો જ્ઞાતિમાં લાગવગ વધારવાને તેમને અનુસરવું જોઇએ, તેમની સાથે એકમેક થઇ જવું જોઇએ–પછી દુષ્ટ રૂઢિઓથી બનતાં અનિષ્ટ પરિણામ વખતે તેવાજ પાછલા અનેક દાખલાઓથી તેમનું ખરૂં દુઃખદ સ્વરૂપ સમજાવી, પ્રત્યક્ષ કરી, તે પર તેમનો તિરસ્કાર ઉપજાવી–તેમનો ત્યાગ કરાવવો જોઇએ. બીજી તરફથી તેમની અજ્ઞાનતા ટાળવા પ્રયત્ન કરવા જોઇએ–એટલે અજ્ઞાનતિમિરનો નાશ થતાં સત્યસ્વરૂપ સમજાયાવિના રહેશે નહિ. આમ ન કરતાં માત્ર વાક્પ્રહારથી તેમના દેખીતા વિરોધી બની, તેમનાથી અલગ થઇ, અપરાજિતા રૂઢિ દેવીને જીતવાનો પ્રયત્ન કરવો, એ કેવળ આકાશપુષ્પવત્ છે–એમ સમજી આ નિબંધમાં પણ

માત્ર વાક્પ્રહાર કરવાનો—ગેરફાયદા ગણાવી ક્ષણભરનો સુધારો કરવાની ઇચ્છા માંડી વાળી, આ દુષ્ટા, અપરાજિતા રાક્ષસી રૂઢિને જીતવાનું શક્તિ અનુસાર સૂચન કરવું, યોગ્ય ધાર્યું છે; કારણકે જિજ્ઞાસુને માટે પ્રાચીન બ્રાહ્મણોની સ્થિતિમાં લગ્ન માટે વય, વિવાહના પ્રકાર, વિવાહનો વિધિ, લગ્નનો હેતુ, લગ્ન વખતે વરકન્યાની અરસપરસ કરાતી પ્રતિજ્ઞાઓ અને વિશુદ્ધ પ્રેમથી તેમનું અરસપરસ જોડાવું—ઓતપ્રોત થવું વગેરે વગેરે જણાવવામાં આવ્યું છે; એટલે લગ્નની વિશુદ્ધ ગ્રંથિ બંધાય ત્યાં બાળલગ્ન, દ્વિતીયલગ્ન, કજોડાં, કન્યાવિક્રય, વરવિક્રયનો સંભવજ નથી, તેમનું અસ્તિત્વજ નથી—તેમનું અસ્તિત્વ એ લગ્નની વિશુદ્ધ ગ્રંથિને શિથિલ કરનાર, સ્વર્ગને વા સંસારને નર્ક બનાવનાર અને મનુષ્યજાતિને અધોગતિના ઉંડા ખાડામાં નાંખનારજ છે. માટે જ્ઞાતિબંધુઓ, ઉઠો; કમર કસો ને તમને અવનતિના સાગરમાં નાંખનાર આ રાક્ષસી અપરાજિતા રૂઢિનો નાશ કરવા તૈયાર થાઓ—સમય અનુકૂળ છે. મહારાજા સયાજીરાવ ગાયકવાડ જેવા તમારી સહાયે છે—તમને અપરાજિતા જેવી દીસતી રૂઢિ અત્યાર સુધીના પ્રહારથી છિન્નભિન્ન થઇ ગઇ છે. તેને અપરાજિત બનાવનાર માત્ર આપણી અજ્ઞાનતા છે—માટે એ અજ્ઞાનતા કે, જેણે આપણને બાલપણમાં વૃદ્ધ બનાવ્યા છે—આપણી શરીરસંપત્તિ લૂંટી લીધી છે—આપણાં આયુષ્ય ટૂંકા કર્યાં છે—હર્યાં છે—આપણાં વહાલાં ફરજંદોને નિર્માલ્ય, નિઃસત્વ ને ફીકાં પુણી જેવાં બનાવી, તેમની ગુલાબી લાલી શોષી લીધી છે, તે અજ્ઞાનતાનો સત્વર નાશ કરો—એટલે દુઃખદ રૂઢિઓ આપોઆપ નાશ થશે. આ મહાન્ પ્રયત્નમાં પ્રભુ તમને સહાય કરે ને તમે રાક્ષસી રૂઢિઓનો નાશ કરી અવનતિમાંથી ઉદ્ધરો, એ મારી અંતરની આશિષ છે. તથાસ્તુ !

## (૬) સ્ત્રી કેળવણીનો અભાવ ને તેમનું ઘટેલું મહત્વ.

ખાણુમાંથી નીકળતો હીરો સુંદર વેલ રૂપ કેળવણીથી કીમતી ગણાય છે, કેળવણી દ્વારા એકજ વૃક્ષપર અનેક વૃક્ષ ઉછેરી શકાય છે, એકજ ગુલાબના રોપાપર કેળવણી દ્વારા અનેક રંગબેરંગી પુષ્પો નીપજાવી શકાય છે—હાથી, સિંહ, વાઘ ને રીંછ જેવાં પ્રાણીઓ પણ કેળવણીના પ્રભાવે સરકસોમાં હેરત પમાડે તેવા અનેક ખેલો કરી બતાવે છે—આમ ખનિજ, ઉદ્દભિજ ને જંગલી પ્રાણી જેવાને માટે પણ ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરવા કેળવણીની અપેક્ષા છે તો મનુષ્યજેવા અંગ, જ્ઞાન ને તર્કશક્તિવાળા સર્વોત્તમ પ્રાણીને ઉન્નતજીવન પ્રાપ્ત કરવા કેળવણીની અપેક્ષા કેમ ન હોય? હોય ને બેશક છે. કેળવણી એજ મનુષ્યને ખરૂં મનુષ્યત્વ આપનાર છે. કેળવણી—જ્ઞાન એજ બુદ્ધિનો ખોરાક છે; માટે શરીરસંવર્ધનને માટે જેટલી અન્નની જરૂર છે તેટલીજ માનસિક શકિતઓના વિકાસને સારૂ જ્ઞાનરૂપી—કેળવણીરૂપી ખોરાકની જરૂર છે; એટલે આ દૃષ્ટિએ જોતાં શક્તિ પ્રસ્ફોટનને માટે જેટલી પુરૂષને કેળવણીની અપેક્ષા છે તેટલીજ સ્ત્રીને પણ કેળવણીની અપેક્ષા છે.

સંસાર વ્યવહાર રૂપ શકટનાં—ગાડાનાં—સ્ત્રી પુરૂષ રૂપ બે ચક્ર છે; તેથી તે બન્ને સમાન સ્થિતિનાં હોવાની જરૂર છે; કારણ કે તે વિના વ્યવહારશકટ બરાબર ચાલી શકે નહિ ને અનેક અંતરાય આવી અટકી પડે કારણકે સમાન સ્થિતિ વિના સરખી ગતિ કરી શકે નહિ માટે પુરૂષના જેટલી સ્ત્રીને કેળવણીની જરૂર છે. દંપતીરૂપ શરીરને ઉન્નત બનાવવા સારૂ તેનાં મુખ્ય બે અંગો—સ્ત્રી ને પુરૂષને સરખી કેળવણી આપવાની જરૂર છે. કારણકે ન્યૂનાધિક આપવામાં

આવે—અથવા એક સ્ત્રી—અંગની છેક અવગણના કરવામાં આવે તો એક પુરૂષ—અંગ કેળવણીના પ્રભાવે ઉન્નત થઇ, સંપૂર્ણપણે વિકસિત થાય—ત્યારે બીજું અંગ-સ્ત્રીઅંગ તેના અભાવે અવનત થાય—મૃત થાય—ને દંપતી રૂપ સમગ્ર શરીર અર્ધાંગ વાયુવાળા શરીરની પેઠે નિરૂપયોગી થાય; માટે સ્ત્રીને પુરૂષ જેટલીજ કેળવણીની આવશ્યક્તા છે—આટલાજ કારણથી નેપોલિયન બોનાપાર્ટ જેવાએ દેશને આબાદાન કરવાને સ્ત્રીને કેળવણી આપવાની જરૂર બતાવી છે. સંસારમાં સ્ત્રીને કરવાનાં કામો તરફ નજર કરતાં કેળવણીની અપેક્ષા સ્વતઃ સિદ્ધ થાય છે. આમ છતાં સ્ત્રીઓને અજ્ઞાન રાખવાનું કારણ જોઇશું—તપાસીશું તો જણાશે—કે દેશકાલાનુસાર આર્યોની—આપણી અધોગતિ, તેમાં વધેલી અજ્ઞાનતા, અજ્ઞાનતાને લઇને આવેલું વહેમીપણું, ખરી સ્વામિત્વશકિતની થયેલી શિથિલતા, તેથી બીજી રીતે ઉદ્ભવેલી સ્વાર્થમયતા, કેટલીક અર્ધદગ્ધ કેળવણી પામેલી સ્ત્રીઓએ બતાવેલી મુર્ખતા વગેરે વગેરે જણાશે; પરંતુ અવગણના કરવાથી—સંસાર કાર્યમાં સ્ત્રીઓનું મહત્વ ઓછું સમજવાથીજ આર્યસંસારની ને આપણી અધોગાત થઇ છે—કારણકે આપણી પ્રાચીન સ્થિતિમાં વર્ણવેલી સ્ત્રીઓની હાલતજ આપણને પોકારી પોકારીને કહે છે કે—જો તમારે ઉન્નત થવું હોય, જો તમારે સંસારને સ્વર્ગ જેવો બનાવવો હોય, તેની ખરી સુખદ લહરીઓ લેવી હોય—અનુભવવી હોય તો સ્ત્રીઓની મહત્તા સમજી તેમની કેળવણી પૂર્વવત્ બનાવો—નહિ તો ત્યાંસુધી તમારી ઉન્નતિની સર્વ આશાઓ મૃગજળ જેવી છે; કારણકે તે વિના હાલ આયસંસાર કેવળ ક્લેશમય—દુઃખમય—નર્કમય થઇ ગયો છે ને હજુ વધુ ને વધુ થશે તથા તમારા ઉન્નતિ પ્રાપ્ત કરવાના સઘળા પ્રયત્નો તે વિના અરણ્યના રૂદનવત્ નિરર્થક થશે.

કેળવણી આપવી, કેળવણી આપવી, એમ ઉશ્કેરાઇ જઇ, એનો અર્થ એવો ન કરવો કે–હાલ અપાતી કેળવણી માફક સ્ત્રીઓને ભણાવી, મહેતીજી–શિક્ષકો બનાવી ઉછૃંખલ કરી, નિર્વાહના સાધનરૂપ કરવી. કેટલાક પ્રસંગોમાં આપણે જોયું છે કે એથી તો પરિણામ ઉલટુંજ આવ્યું છે માટે એવી કેળવણીની હું હિમાયત કરતો નથી પણ હું તો સ્ત્રીઓને સ્ત્રીત્વ આપી તેમની સઘળી ફરજો અદા કરાવી, તેઓ પતિપરાયણ થઇ પ્રાચીન પવિત્ર આર્યાઓ માફક દેશને ઉજ્વલ કરે, સંસારને સ્વર્ગસ્થાન બનાવે, એવી કેળવણી તેમને મળે તેમ ઇચ્છું છું. તે વિના તકલદી કેળવણી આપી તેમના શુદ્ધ આર્ય સંસ્કાર ભૂંસવા–ભ્રષ્ટ કરવા તે કરતાં તો અજ્ઞાન રાખવી, એજ વધારે ઇષ્ટ છે.

## (૭) સ્ત્રી પુરૂષનો પરસ્પરનો ભૂલાએલો સંબંધ.

આપણાં ધર્મશાસ્ત્રોએ બ્રહ્મચર્યાશ્રમ સમાપ્ત કરી ગૃહસ્થાશ્રમ સ્વીકારવા સૂચવ્યું છે. આ આશ્રમનું મુખ્ય લક્ષણ એ છે કે ધર્મ કૃત્યો કરી ઉત્તરોત્તર અંત્યાશ્રમ માટે યોગ્ય થવાને સ્ત્રીનો સ્વીકાર કરવો. સૂક્ષ્મ રીતે અવલોકતાં આ સૂચનમાં ઘણું ઉંડું રહસ્ય સમાએલું જણાય છે. સંન્યાસ એવો જે અંત્યાશ્રમ છે, તે કેવળ વિરાગ ઉપરજ આધાર રાખે છે. વૈરાગ્ય વિનાનો સંન્યાસ નર્કતુલ્ય છે. સંસારાસક્તિ છૂટવી ને સર્વ વાતો પરથી મન ઉઠી જવું, એ સહજ નથી. વળી એમ થયા પછી પણ બધું વિશ્વ માયામય છે, આત્મવત્ છે, સવ એવો સર્વત્ર પ્રેમભાવ પ્રગટવો, એ સ્વાર્થપરાયણ મનુષ્ય સ્વભાવમાં સહન થવું ઘણું મુશ્કેલ છે. માટેજ સંસાર સુખ ભોગવતાં ભોગવતાં અનુભવે કરીને પદાર્થ માત્રની અનિત્યતા ને તેમની

દુખઃદાયકતાનો નિશ્ચય કરી, વિરામમાં પેસવું અને આત્મવત્ સર્વે એવા પ્રેમભાવ માટે, પરમપ્રેમરૂપ સ્ત્રીની સાથે રહીને તેની પાસેથી પ્રેમના પાઠ ભણી તેમાં પારંગત થઇ સ્વાર્થપરાયણતા તજવી. આમ સ્ત્રીની યોજના, પુરૂષ વર્ગને સ્ત્રીના હાથે પ્રેમની—પરમાર્થની, સ્વાર્થ તજવાની કેળવણી લેવાને માટે છે—માત્ર પશુવૃત્તિને સંતોષવા નથી.

આથી સ્ત્રીજ પોતાના સ્વભાવથી, પ્રકૃતિથી, શરીરરચનાથી પણ એ કામ કરવાને નિર્મિત છે, યોગ્ય છે; પ્રેમનો પ્રત્યક્ષ દેવતા છે. એ એવી પ્રેમદેવતારૂપ છે, માટેજ એના સ્વભાવમાં આપણે નિયમિત રીતે, આ કે પેલો જે તે એક, છેડો દેખીએ છીએ. મધ્ય માર્ગ દેખતા નથી. જો તે પ્રેમમાં હોય તો તેના જેવી કોમલતા, તેના જેવી ભક્તિ, તેના જેવી એકાગ્રતા, વગેરે અન્યમાં હોવી અશક્યજ છે, કિંબહુના પોતાનો દેહ પણ પ્રેમની ખાતર સમર્પવા તે તૈયાર થાય છે. પણ જો એને દુઃખ દીધું—પજવી કે એનામાં કાંઇ વિક્રિયા પેદા કરી તો તરતજ બીજે છેડે ઉગ્ર, રીસાળ, ક્રોધીષ્ટ, મરી પડવાને તૈયાર થાય છે. તેનામાં આઘાત ને પ્રત્યાઘાત સરખાંજ છે. જેવો પ્રેમ તેવી ઉગ્રતા, અબળા તેવીજ પ્રબળા ! માટેજ સ્ત્રીનો નિસાસો લેવાની સ્મૃતિકારોએ પોકારી પોકારીને ના પડાવી છે. એની આશિષ તેજ સ્વર્ગ ને તેનો નિસાસોજ નરક, એનામાં મધ્યમ માર્ગ છેજ નહિ. સ્ત્રી કાંતો સ્વર્ગ છે, દેવી છે, કાંતો નર્ક છે, ડાકણ છે.

આવી પ્રેમદેવતા રૂપ સ્ત્રીજ સર્વને કેળવે છે, બાલપણમાં માતા પ્રેમનું પાલન કરાવે છે, તો મોટપણમાં કાન્તા પ્રેમમાં પલાળી નાંખે છે. સ્ત્રીઓ પ્રેમભાવ વિસ્તારે છે, પુરૂષો પૌરુષભાવ વિસ્તારે

છે. પુરૂષ વિના ઉત્પાદન, ઉપાર્જન થાત નહિ. સ્ત્રીઓ વિના પોષણ, રક્ષણ, સ્નેહભાવ, આનંદ ઉપજત નહિ. બન્ને એકમેક વિના અધૂરાં છે. સ્ત્રી પુરૂષનું અર્ધાંગજ છે. મહાત્મા મનુએ તેથીજ કહ્યું છે કે, સ્ત્રી લક્ષ્મીરૂપ છે, દેવતા છે, પૂજ્ય છે. એના આશિર્વાદથી, એની પૂજાથી આનંદ થાય છે. એને દુઃખી કરવાથી કલેશ માત્ર પેદા થાય છે. આવી સ્ત્રીની સાથે રહ્યા વિના પુરૂષ અપૂર્ણ રહે છે. માટેજ ગ્રહસ્થાશ્રમ કરવાનો છે. ગૃહસ્થાશ્રમથી જેમ પુરૂષને ધર્મ સાધન કહ્યું છે, તેમ સ્ત્રીને પણ કહેલું છે. પુરૂષને ધર્માર્થ ક્રિયાઓ વિહિત છે, તેમ સ્ત્રીને નથી. પણ પોતાના પતિના ધર્મમાં તે અર્ધો-અર્ધ ભાગિની છે. એટલેજ તેને ધર્મપત્ની, સહધર્મચારિણી, એમ કહે છે. સ્ત્રીનો ધર્મ પતિસેવા માત્રમાંજ પૂરો થાય છે. એ વિના બીજો ધર્મ તેને કહ્યોજ નથી. પતિ એજ સ્ત્રીનો ગુરૂ છે. પતિ એજ તેનો ઇશ્વર છે. પતિ વિના બીજાનું ચિંતવન થવું એજ વ્યભિચાર છે. માટે સ્ત્રીએ ગુરૂ કરવાની, કે ઇશ્વર ભજવા માટે જૂદો ધર્માધિ-કાર ગ્રહણ કરવાની, દર્શનનિમિત્તે બહાર રખડવાની, સાધુ, બાવા વગેરે ઢોંગીઓની સેવા કરવાની જરૂર નથી. કારણ કે તેમ કરવામાં પાપ છે. માટે સ્ત્રીએ જૂદાં ધર્મકૃત્યમાં પ્રવૃત્ત થઇ અધર્મ પ્રાપ્ત નજ કરવો ને કેવળ પોતાના પતિની અનન્ય પ્રેમમય ભક્તિ કરવી. એથીજ સંતોષ પામેલા પતિનાં ધર્મકૃત્યની તે અર્ધોઅર્ધ ભાગિની થઇ સ્વર્ગ મોક્ષાદિ પામે છે. પરણેલી સ્ત્રીને ગૃહિણી, ગૃહની રાણી કહે છે. તેનું કામ ઘરમાંજ છે. એટલે કે ઘરને સંભાળવામાં, તેની બરાબર વ્યવસ્થા કરવામાં, સર્વને પ્રેમપૂર્વક આનંદ આપવામાં—ક્ષેમ રાખવામાં છે. પુરૂષનું કામ ઉપાર્જન કરવામાં, લાવી આપ-

વામાં ને સ્ત્રીઆદિકને સંપૂર્ણ સામગ્રીથી સંતોષવામાં–યોગ કરવામાં છે. એમ એક ઘરનાં બે અંગથી યોગ ક્ષેમ થઇ, આખું ઘર આનંદમાં, સુખમાં, ધર્મમાં સચવાય છે. એટલે ક્ષેમસાધક ગૃહરાજ્ઞીને, જૂદું ધર્મકૃત્ય, કે ધર્માર્થે ગુરૂ કરવાનું ઘટેજ નહિ. તેમ પતિએ દ્રવ્ય ઉપાર્જન માટે તેને યોજાય પણ નહિ. સ્ત્રી જેમ પતિના ઉપાર્જન કરેલા પદાર્થોની સાચવનારી, કેળવનારી, ભોગવનારી અને સારી વ્યવસ્થા કરી આનંદ રૂપે ભોગવનારી, તેમજ પોતાના પ્રેમ ભાવથી પતિને મેળવી, સંન્યાસપર્યંત પહોંચાડી, મોક્ષ માર્ગે મોકલી, પોતાનો મોક્ષ સાધનારી છે. પ્રજાનું રક્ષણ કરવાથી જેમ રાજા તેમનો ષષ્ટાંશ પામે છે, તેમ પતિરક્ષણથી ગૃહરાજ્ઞી તેના ધર્મનો અર્ધોઅર્ધ ભાગ ભોગવે છે.

ગૃહિણી દુષ્ટ હોય એટલે અવ્યવસ્થા કરનારી, બિગાડ કરનારી ઉંડા અને અધર્મી, અનાચારવાળી હોય અર્થાત્ સ્ત્રીત્વ વિનાની અપ્રેમી–હોય તો પુરૂષ પણ દુઃખી, અધર્મી, કલેશવાન થાય છે. આ લોકને પરલોક ઉભય સ્ત્રીને હાથ છે; છતાં સ્ત્રીઓ પુરૂષથી જૂદી નથી. પુરૂષ દ્વારા પોતાનાં કાર્ય સિદ્ધ કરનારી છે. પુરૂષનો ખરો આધાર સ્ત્રી ઉપરજ છે. સ્ત્રી તેમનો દેવ છે. પણ પુરૂષ સ્ત્રીના ગુલામ નથી. સંસારરૂપી યંત્રના ચક્રરૂપ પુરૂષ છે. તે તેને ગતિમાં મૂકનાર શક્તિરૂપ સ્ત્રી છે. ને ગતિપ્રેરક શક્તિ તથા ચક્ર ઉભયના યોગથી ચાલેલા યંત્રમાંથી, ઐહિક ને પારલૌકિક કર્મરૂપી કપાસનું પરમાનંદ મોક્ષરૂપી સુવસ્ત્ર વણવાનું છે. જ્યારે પતિના ધર્મકૃત્યમાં સ્ત્રી ભાગિની છે અને તેને જૂદું ધર્મકૃત્ય નથી, પતિ સેવા એજ તેનું સર્વસ્વ છે, ત્યારે સહજ ફલિત થાય છે, કે એક કરતાં બીજો

પતિ સ્ત્રીને કદાપિ ઘટે નહિ. પુનર્જન્મને તો આર્યધર્મમાં સર્વથા માનેલોજ છે એટલે મરી ગયેલો પતિ પણ હયાતજ છે. અર્થાત્ તેનેજ એકવાર ગુરૂ, ઇશ્વર ઇત્યાદિ રૂપે સેવી તેના ધર્મકૃત્યનો ભાગ લઇ, તેની સેવા તેના મુવા પછી તજવાથી, મરનાર પોતાનાં કૃત્યનો જે લાભ અતઃપર પામે તેને કઇ વિચારવતી સ્ત્રી ખુએ ? મુવેલાની પણ ભક્તિ રાખવી, એકલાથીજ પોતાનો મોક્ષ થાય એ નિશ્ચય કેમ શિથિલ પડે ? બીજો પતિ એવો વિચારજ વ્યભિચાર ગણાઇ સુખ માત્રનો ભંગ કરનાર, ધર્મથી ભ્રષ્ટ કરનાર કેમ ન ગણાય ? તાત્પર્ય કે આર્ય ધર્મની વ્યવસ્થા પ્રમાણે પુનર્લગ્ન સંભવેજ નહિ. ને પ્રાચીનકાળમાં તેથીજ તે હતું પણ નહિ. સતી થવાનો રિવાજ પણ આવી ધર્મસંકલનાનું ને ઉગ્ર પ્રેમભક્તિનું ફલ છે. પતિ તો એકજ. તેનાજ સાથે રહી ધર્મપ્રાપ્તિ અને મોક્ષ સધાય. તેના વિના બીજું કોઇ પ્રેમપાત્ર, ભક્તિપાત્ર નથી. ત્યારે તેની સાથેજ જવું તેના આત્મામાંજ પોતાના આત્માને પણ એક કાલે જોડવો, સતી થવુંજ સ્ત્રીસ્વભાવમાં રહેલા પ્રેમભાવની, સ્વર્ગીય દૈવી ભાવની પરાકાષ્ટા છે. મહા આત્માર્પણ છે. પરમ ધર્મકૃત્ય છે. આર્ય દેશ વિના બીજા દેશો આ પ્રેમહોમથી અજાણ છે.

ઉપર પ્રમાણેના સ્ત્રી પુરૂષના સંબંધને ભૂલવાથીજ હાલની અવનતિ થઇ છે. હાલ તો પતિ એ સ્ત્રીનો ગુરૂ છે, ઇશ્વર છે, એનો અર્થ સ્ત્રીઓને મારવામાં તેના તરફ નિર્દયતા વાપરવામાં ને તેના પર કુલ મુખત્યારપણું માની ઠાર કરવામાં સાર્થક થતો જણાય છે ! ત્યારે કેટલાક સુધારાનો ફાંકો ધરાવનાર સ્ત્રીને દેવિ, ગૃહલક્ષ્મી માની તેની આશિષ તેજ સ્વર્ગ એની પરાકાષ્ટાએ પહોંચી પ્રેમલા

બની-સ્ત્રીને અયોગ્ય છૂટ ને સ્વતંત્રતા આપી, તેમને ઉછૃંખલ બનાવે છે; ને તેના ગુલામ બની ન કરવાનું કરે છે. સ્ત્રીઓ પણ પોતાનું કર્તવ્ય ભૂલી છે. પતિપરાયણતા તજી, સ્વેચ્છાચારી બની છે-આમ બન્ને પક્ષ પોતાનાં કર્ત્તવ્ય ને પરસ્પરનો સંબંધ ભૂલવાથી હાલની અવનતિ થઇ છે. માટે આર્ય શિષ્ટાચારને માન આપી પોતાની ખરી મર્યાદા સમજી કર્તવ્યશીલ થઇ સ્ત્રી પુરૂષનો સંબંધ પૂર્વવત્ સ્વર્ગીય ને કલ્યાણકારી થાય તેમ કરવા યત્ન કરવો જોઇએ.

## ૯૦. અવનતિ થવાનાં કેટલાંક દેશકાલિક કારણો.

### (૧) પૈસાનું વધેલું અમર્યાદ મહાત્મ્ય.

ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકતાં જૂદા જૂદા જમાનામાં-વખતમાં જૂદી જૂદી વસ્તુઓ, વિષયો પ્રધાનપદ ભોગવે છે. તેથી તે વખતે જાણે તેમનોજ યુગ પ્રવર્તતો હોય તેમ જનમંડળ તેમનેજ અનુસરે છે. ગ્રીકમાં-સ્પાર્ટામાં એક વખત એવો હતો કે માત્ર શારીરિક બળ વધારવું. તેથી તેનેજ વધારવા અનેકાનેક પ્રયત્ન થયેલા. તે પરાકાષ્ટાએ પહોંચતાં એજ વિનાશનું કારણ નીપજેલુ. તેવીજ રીતે એથેન્સમાં માનસિક બળને તેવું પ્રાધાન્ય મળેલું ને અતિ સીમાએ પહોંચતાં તે પણ વિનાશનું કારણ થયેલું. વળી એક વખત વક્તૃત્વશક્તિએ તે સ્થાન લીધેલું ને તેમાં પણ પાયા વગર મોટી મોટી ઇમારતો બંધાય તેમ વિચારના હવાઇ કિલ્લા ઉભા થયેલા ને સાર્થક નહિં જેવુંજ થએલું. એમ અત્યારે હિંદમાં પૈસાનોજ યુગ પ્રવર્તેલો છે. એટલે સાચું જૂઠું, ખરૂં, ખોટું, કાળું, ધોળું ગમે તેમ કહી, માત્ર પૈસોજ મેળવવો એ મુખ્ય વાત થઇ પડી છે. સૌ માયા

દેવિના સમર્થ મોહપાશમાં ફસાઇ પડ્યા છે. માયાની મોહમયી નદીમાં તણાઇ રહ્યા છે. માયાના એ જબરા ઘેરણમાં ઘેરાઈ ગયા છે. જો કે "**या निशा सर्वं भूतानां तस्यां जाग्रति संयमि**" એમ કેટલાક સાધુરૂપ મહાત્માઓ તેમાંથી કદાચ અપવાદ રૂપ હશે. પણ એવા વિરલા કોઇકજ. સામટે મેળે લેતાં સમાજની તો ઉપરનીજ સ્થિતિ છે. સર્વ પૈસો, પૈસો ને પૈસોજ જંખે છે. ઊંઘતાં ને જાગતાં, ઊઠતાં ને બેસતાં, સૂતાં ને ફરતાં, ખાતાં ને પીતાં, દિવસ ને રાત, તેનાજ જાપ જપે છે, તેનુંજ ધ્યાન ધરે છે, તેનીજ એકાગ્રતા અનુભવે છે, તેનીજ માળા ફેરવે છે, તેનીજ લેહ લાગેલી છે. તેમાંજ તદ્રુપતા—તલ્લીનતા થઇ રહી છે, દુરારાધ્ય એ માયા દેવિને પ્રસન્ન કરવાના—સંતુષ્ટ કરવાના, તેમનો પ્રસાદ મેળવવાના, તેમની કૃપા પ્રાપ્ત કરવાના અનેક કાર્યોરૂપ અનુષ્ટાનો આરંભાયાં છે. તેમાં કોઇએ એ માયાવિ શક્તિને તુષ્ટ કરવા—વશ કરવા, દુષ્ટ કાર્યોરૂપ વામમાર્ગ સ્વીકાર્યો છે ત્યારે કોઇએ સત્યકાર્ય રૂપ દક્ષમાર્ગજ યોગ્ય ધાર્યો છે, અંગીકાર કર્યો છે. પરંતુ એકજ નેમથી, એકજ ધ્યાનથી, ને એકજ ચિત્તથી સૌ તેમાંજ આકર્ષાયાં—ધ્યાનસ્થ થયાં છે. બાળક, યુવાન, ને વૃદ્ધ, સ્ત્રી ને પુરૂષ, સાધુ ને સંન્યાસી, ચેલા ને ગુરૂ, આત્મા ને મહાત્મા, રાજા ને પ્રજા સર્વ તેમાંજ મુગ્ધ થયાં છે. સૌને પૈસો એજ પરમેશ્વર, પૈસો એજ ધર્મ, પૈસો એજ નીતિ, પૈસો એજ પ્રીતિ, પૈસો એજ કીર્તિ, પૈસો પ્રતિષ્ઠા, પૈસો એજ પિતૃપ્રેમ, પૈસો એજ માતૃપ્રેમ, પૈસો એજ સ્ત્રી પ્રેમ, પૈસો એજ બંધુપ્રેમ ને પૈસો એજ મિત્રપ્રેમનું કારણ થઇ પડયું છે.

એકંદરે પૈસો એજ સર્વસ્વ છે; પૈસો મેળવવો એજ જીવતરનુ સાફલ્ય, એજ જીવનની કૃતકૃત્યતા ને પૈસો એજ જીવન્મુક્ત થવાનું સાધન થઇ પડયું છે. આમ સર્વ પૈસામય થઇ ગયું છે. જો તેમાંથી પૈસોપ્રાણ ખેંચી લેવામાં આવે તો સૌ મૃત થાય, શુષ્ક થઈ જાય, તેવી સ્થિતિ થઈ પડી છે.

તેથી તે પ્રાપ્ત કરવાને, ધારેલાં અનુષ્ટાનો પૂર્ણ કરવાને અનેક સ્વાર્થોનું, અનેકનાં સુખોનું, અનંત હૃદયોના વિશ્વાસનું, પ્રેમનું, જાતનું બળીદાન અપાય છે-અપાઇ રહ્યાં છે. આવાં જયાં મોહમયી મહામાયાનાં જે અનુષ્ટાનો, તેનુંજ ધ્યાન, તેનુંજ શ્રવણ, તેનુંજ ચિંત્વન, તેનુંજ નિદિધ્યાસન ને તેનીજ ભકિત થઇ રહી હોય, જયાં માણુસ મન અનેક કાવાદાવામાં રચ્યાંપચ્યાં હોય, અનેક અન્યાય, અધર્મમાં ગેબ ડૂબ થયાં હોય, અનેક ભોળાઓને ભરમાવવામાં-ફસાવવામાં, છેતરવામાં ને તેમનો વિશ્વાસઘાત કરવામાં, તેમને અવળે રસ્તે દોરવામાં કંઇકને અનેક લાલચોમાં લપટાવવામાં ને પોતાનો સ્વાર્થ સાધવામાં પ્રવૃત થઇ રહ્યાં હોય, ગમે તે દ્વારા પૈસો પૈસો ને પૈસોજ પ્રાપ્ત કરવાના પ્રયત્નો થઇ રહ્યાં હોય ત્યાં ખરો ધર્મ ભૂલાય, ચલાવી લેવાય, થોડામાં અટપાય, ભવિષ્યમાં કરવાના વાસ્તાપર રખાય ને વધુમાં વધુ માત્ર વાણીથી ઉચ્ચારાય એજ સ્વાભાવિક છે. આવી વસ્તુસ્થિતિમાં મન, વાણી ને કર્મની ત્રિપુટીનો સુખકર સંયોગ કરાવી ખરૂં મહત્વ કયાંથી પ્રાપ્ત થાય? માટે આવી વસ્તુસ્થિતિ એ પણ આપણી અવનતિનું કારણ છે. કોઇ પ્રશ્ન કરશે કે આવી વસ્તુસ્થિતિ કેમ પ્રાપ્ત થઇ ? આટલું બધું નાણાંનું મહત્વ કેમ વધ્યું ? કયા ગુરૂએ-આચાર્યે જનમંડળને આ રસ્તે દોર્યું ? ઉતર—હિંદી આર્યોની ને ભેગી આપણી દિવસે દિવસે થતી જતી કંગાલ સ્થિતિએ.

## (૨) દિવસે દિવસે હિંદી આર્યોની—આપણી થતી જતી કંગાલ સ્થિતિ.

હિંદપર—આર્યાવર્તપર થયેલા અનેક રાજ્યવિપ્લવોથી આર્ય-જીવન લૂંટાઇ નિઃસત્વ થઇ ગયું. તેમના ઉદ્યોગ પડી ભાગ્યા, તેમનાં આવકનાં ઘણાં ખરાં દ્વાર બંધ થઇ ગયાં. છતાં ઉપર જણાવ્યા પ્રમાણે જીવન નિભાવવાને નાણાંની આવશ્યકતા તો તેટલી ને તેટલી જ રહી. બલ્કે વધી, તે મેળવવાનો મુખ્ય આધાર માત્ર દૃષ્ટિપરજ રહ્યો. ને તેમાં પણ કુદરત કફા થઇ. ઇંદ્રદેવ તેમને યજ્ઞદ્વારા મળતો હવિ બંધ થવાથી રીસાયા, કહો કે ગુસ્સે થયા. તેમણે વૃષ્ટિ અનિયમિત કરી—ઓછી કરી, બંધ કરી, ને દુષ્ટ રાક્ષસનું બળ વધ્યું. તેણે વખતોવખત આર્ય જીવનોપર (આપણાપર) તરાપ મારવા માંડી, તેમને સપડાવવા માંડયા. તેમનાં ભોગ લેવા માંડયો, દુષ્કાળનાં બહેન મરકીબાઇ પણ વારંવાર ચઢી આવ્યાં, તેમણે પણ ફાવતું કરવા માંડયું. તેમનો મિત્ર પ્લેગ તો તેમનાં પુંછ વાળવાથી તેમને ઘણો લાડકવાયો હોવાથી તેણે તો કાળો કેર કર્યો. દુષ્કાળનાં દીકરી મોંઘબાઇ તો અહિં સ્થાન કરી બેઠાં. ને મહાન્ સમર્થ વિદેશીય વેપારીઓએ તેમને તેમ કરવામાં ઉત્તેજન આપ્યું. ને અધુરૂં હતું તે જીવલેણ ડેરીઓ—મલાઇના સાંચાના ઉદ્યોગે ઉમેર્યું. આમ સમગ્ર આર્ય-જીવન ભેગું, બ્રાહ્મણ જીવન, ઔદિચ્ય જીવન ચારે તરફથી ઘેરાયું—અમુઝાયું, ચૂસાયું. સરકાર માબાપે પણ પોતાની આવી સ્થિતિથી થયેલી સંકડામણ દૂર કરવાને કરોનો વધારો કરી પ્રજાને આવી સ્થિતિમાં પણ કર્તવ્યનિષ્ઠ કરી. કારણ કે તે તો હિંદુ ધર્મશાસ્ત્ર પ્રમાણે પિતા છે. એટલે પિતાની હાજતો દૂર કરવી, એ ધર્મ તો

ભિષ્મપિતામહે જાતિદૃષ્ટાન્તથી આર્યપ્રજાને સમજાવ્યો છે, છતાં પ્રજા અપ્રજા થાય ને પોતાનું કર્તવ્ય ભૂલે તો સુપિતા તેને જબરાઈથી પણ તે માર્ગે ચઢાવે એ ન્યાય છે. આવી વિપત્તિ ભરેલી સ્થિતિમાં જીવન ટકાવવાની છેલ્લી ઘડીઓમાં આર્ય પ્રજા, જીવન રમણાર્થે પોતાના ખરા કર્તવ્યને ભૂલે-બાજુપર મૂકે, તેમાં શિથિલતા બતાવે, એ ધર્મ્ય છે, ક્ષન્તવ્ય છે; કારણ કે આર્યશાસ્ત્રોએ પોકારી પોકારીને કહ્યું છે કે સર્વસ્વ જતાં પણ પ્રાણનું રક્ષણ કરવું. બંધુઓ, આમ બોલી હું આપને કર્તવ્યવિમુખ થવા ઉસ્કેરતો નથી. પણ આપણને કર્તવ્યવિમુખ કરવામાં આપણી આવી થઇ ગયેલી સ્થિતિ પણ ખરેખર કારણભૂત છે, એમ સમજાવવા માગું છું. ઇશ્વર આપણી એ સ્થિતિ જલ્દીથી દૂર કરી આપણને ખરા કર્તવ્યચૂસ્ત કરી, આપણું હરાઇ ગયેલું બ્રહ્મત્વ પાછું આપે, એજ પ્રાર્થના છે. તથાસ્તુ.

નિબંધના નિષ્કર્ષ કાઢનાર બંધુ, આપ કદાચ મોટા હોદ્દેદાર હોવાથી સારો પગાર પ્રાપ્ત કરતા હશો, આપ કદાચ અમુક કારખાનાના માલીક હશો, અગર અમુક ઉદ્યોગના અધિપતિ હશો. અથવા પરમાત્માની અનંત કૃપાથી અમુક-અતુલ ધનસંપત્તિના ધણી હશો, તેથી સ્વર્ગીય સુખ ને શીતળતાની સુખદ લહરીઓથી સેવાતા હશો. તેથી તમને ઉપરની હકીકત અતિશયોક્તિભરેલી ને કદાચ અસ્થાને લાગશે. પરંતુ મારે કહેવું જોઇએ કે પરમાત્મા તમારી એ સ્થિતિ અચળ રાખો. પણ ઘડીભર, વિચાર માત્રથી તેથી અળગા થઇ આર્યગૃહસંસારના-આપણી જ્ઞાતિગૃહસંસારના સ્થિતિપ્રદેશની ઉંડી ગુહામાં ઉતરશો, અનુભવશો તો મારૂં કહેવું આપને અક્ષરશઃ સત્ય ને આવશ્યક લાગ્યા વિના રહેશે નહિ. આપણા ઘણા જ્ઞાતિ-

બંધુઓ દરિદ્રતાના મહાન વ્યાધિથી પીડાય છે, રીબાય છે. તેમનાં સુકોમળ તનુજોને, સમયાનુકૂળ અન્ન ને કપડાંના સાંસા છે. આપ ખ્યાલ કરો. પાંચ સાત રૂપિયાના પગારના એક બંધુને ત્રણ ચાર છોકરાં છે. ધણીધણીઆણી પોતે ને અવસ્થાશીલ અશક્ત વૃદ્ધ માતપિતા હયાત છે. આવી સ્થિતિમાં તેમનાં જીવન નભાવવાં, એ કેટલું બધું હાડમારી ભરેલું છે? પોતે નિર્ધન હોવા છતાં કુલવાન પડયા-ગણાયા ! એટલે જમાનાને અનુકૂલ થવા ન્યાતના કર કરીઆવર તો કર્યા વિના ચાલે તેમ નથી. તો કેમ કરવું ? શું કરવું ? કયાંથી લાવવું ? કેમ નભાવવું ? એજ પ્રશ્નોમાં, એનાજ ચિંતનમાં જીવન વ્યતિત કરવું પડતું હોય, આમ દુઃખદ જીંદગીનો કડવો અનુભવ જેને કરવો પડતો હોય, દુઃખની અત્યંત હાડમારીમાં આજથી કાલ વધારો થતો જતો હોય, તેવી સ્થિતિમાં શુદ્ધ બ્રહ્મત્વને કેવી રીતે સાચવે, પોતાનું કર્તવ્ય, યથાર્થ કેવી રીતે અદા કરે? પોતાના પુત્રોને શારીરિક ને માનસિક ખોરાક આપવાને સાંસા હોય તેમનું આરોગ્ય ઇશ્વરને હવાલે હોય ત્યાં પુત્રો પણ કર્તવ્યનિષ્ઠ ક્યાથી પાકે ? આવાં એક નહિ પણ અનેક કુટુંબો જે જ્ઞાતિમાં અસ્તિત્વ ધરાવતાં હોય તે જ્ઞાતિ, અવનતિનેજ આવકાર આપતી હોય, તેમાં શી નવાઇ ? માટે બંધુઓ, આ પણ આપણી અવનતિનું એક કારણ છે.

### (૩) દિવસે દિવસે વેદજ્ઞો-સંસ્કૃત અભ્યાસકોની ઓછી થતી જતી કદર.

પ્રાચીન વખતમાં વેદાભ્યાસ કરનાર સર્વશિરોમણી ગણાતા ત્યારે હાલ વેદીઆ ઢોરની પદવી પામ્યા છે. જુઓ જમાનાની

બલિહારી ! આગળ વેદાભ્યાસ કરનારને રાજ્યાશ્રય મળતો ને બાકીની ત્રિવર્ણી પ્રજા પણ તેમને દેવની પેઠે પૂજતી. તેમને રાજ્ય તરફથી વર્ષાસન, જમીન, જાગીરો, મળતી ને ધર્માધ્યક્ષ, દાનાધ્યક્ષ, આચાર્ય, ન્યાયાધીશ, ન્યાયમંત્રી, ગુરૂ વગેરે વગેરેની પદવિઓ પ્રાપ્ત થઇ મોટા મોટા મુસારા મળતા હતા. ક્ષત્રી, વૈશ્ય ને શુદ્ર સુદ્ધાં પણ, તેમના જીવનનિર્વાહ ને સેવા ચાકરી માટે સદા તત્પર રહેતા. વેદજ્ઞને કેટલાક વિશેષ હક્ક પણ હતા ને યજ્ઞો ઘણા થતા હતા. તેથી વારંવાર તેમને મોટી મોટી દક્ષિણા ને મોટાં મોટાં પારિતોષિકો પ્રાપ્ત થતાં હતાં. વેદજ્ઞ બાળક હોય, જુવાન હોય કે વૃદ્ધ હોય તો પણ તે પિતા તરીકે માનનીય ગણાતો. રાજ્યકાર્યમાં ને વ્યવહાર કાર્યમાં વારંવાર તેમની સલાહ પૂછાતી ને તેમને અનુપમ આદર આપવામાં આવતો હતો. દાન, પુણ્ય ને ભોજનમાં અગ્ર હક્ક તેમનોજ ગણાતો પણ હાલ તો દિવસે દિવસે તે બધું ઘટતુંજ જાય છે. લોકોની ધાર્મિક લાગણી શિથિલ થતી જાય છે એટલે હાલ વેદ ભણવો, પ્રાચીન વિદ્યાનો અભ્યાસ કરવો એટલે ભિક્ષાવૃત્તિને નિમંત્રણ કરવું, લોકોનાં કથોલાં વખાણ કરવાં, એ સ્થિતિ થઇ પડી છે. આ સ્થિતિ પણ આપણી અવનતિનું એક કારણ છે.

## (૪) પુણ્યની બદલાઈ ગયેલી નેમ.

પ્રાચીન કાળથી આપણો આર્યધર્મ—આર્ય સંસાર ઉદારતાને માટે પુણ્યને માટે મશહુર છે. પરંતુ દિવસે દિવસે એ પુનિત પ્રણાલિકા પુરાતી જાય છે, સંકુચિત થતી જાય છે ને તેની નેમ છેક બદલાતી જાય છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં સ્થળે સ્થળે ને પ્રસંગે પ્રસંગે દાન કરવાનું સૂચવ્યું છે. તેનું મહાત્મ્ય ગાયું છે, તેના માર્ગો

બતાવ્યા છે, પણ તે પ્રમાણે કરે છે કોણ ? ને કહે છે તે પણ કયો હેતુ સાચવે છે ? ક્યાં કરે છે ? કેમ કરે છે ? તે જુઓ તો જણાશે કે ધનિકો પૈકી જે વૈષ્ણવભાઇઓ છે કે જેઓ પુણ્યના સ્થંભરૂપ લેખાય છે તેમનું પુણ્ય હવે ઘણું ખરૂં–મોટે ભાગે તેમનાં મંદિરોમાં, તેમના આચાર્યોમાંજ વહેંચાઇ જાય છે. કાંઇક બ્રાહ્મણ-ભોજનમાં વાપરે છે તેમાં પણ શું થાય છે? પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ જેનો બદલો મળે તેમ હોય, જેમનો સરકારી કામમાં વખતો વખત ખપ પડતો હોય, જેમની વ્યવહારકાર્યમાં ગરજ હોય–શરમ પડતી હોય, જેમની પાસેથી આગળ પાછળ કાંઇ સ્વાર્થ સાધવો હોય, જે તેમની સેવા ચાકરી રાતદિવસ બિનપૈસે ઉઠાવતા હોય, જે તેમના વગર પૈસે નિત્ય ફેરા ફાંટા ખાતા હોય, જે તેમની સાથે ખાતા પતરાનો સંબંધ ધરાવતા હોય, જે તેમની મિથ્યા મોટાઇનાં ખોટાં બણગાં જ્યાં ત્યાં ફુંકતા હોય ઇત્યાદિ, ઇત્યાદિ, કહી ગુલામી કરતા હોય તેવા બ્રાહ્મણો નોતરાય છે. તેમનામાંજ ઉદારતાનો હાથ લંબાય છે. તેમનામાંજ પુણ્યના પદાર્થો ખલાસ થાય છે. ખરા વેદજ્ઞ, ધર્મશીલ, બ્રાહ્મણોને કોઈ પૂછતું નથી, આપતું નથી કદર કરતું નથી. ગરીબ બિચારો જે દરિદ્રતાથી દબાતો હોય, રીબા-તો હોય, જેની ન પડતી હોય કાંઇ શરમ કે ન હોય કાંઇ સિફા-રસ તેની દયા કોણ ખાય છે ? તેવો જો જાય તો હડસેલા ખાઇ ખાઇ, અપમાનનું દાન પામી પાછો ફરે છે. બીજા ધનિકો છે, તેઓ અધિકારીઓની મહેરબાની મેળવવા, કાંઇ ચાંદ, કાંઇ હક્ક, કાંઇ પદવિ, ઇલકાબ ખિતાબ પ્રાપ્ત કરવા મોટી રકમોની સખાવત કરે છે પણ તે જબરદસ્ત મગરમસ્ત મનુષ્યોમાં, લાગવગવાળાઓમાં

વપરાઇ જાય છે. ત્યાં પણ કોઇ વેદજ્ઞનો ભાવ પૂછતું નથી ને ગરીબો પણ પાછા ધકેલાય છે.

કેટલાક કીર્તિ કારણે મોટી મોટી સખાવતો કરી મંદિરો ધર્મશાળાઓ કુવાઓ વગેરે વગેરે કીર્તિદર્શક સ્થાનો બાંધવામાં વાપરે છે. પણ જ્ઞાનકૂપ કોઇ ખોદાવતું નથી, તેનું પવિત્ર અમૃત પાન પરાર્થે કોઇ ને કોઇ કરાવતું નથી. વેદાભ્યાસાર્થે કાંઇ વાપરતું નથી; વેદજ્ઞને ઉત્તેજન આપતું નથી; ગરીબોની કોઇ સંભાળ લેતું નથી; ને તેમનાં બંધાવેલાં સ્થાનો ત્યાં તેવી જરૂર ન હોવાથી બોજારૂપ, ઉપયોગ વિનાનાં થાય છે.

કેટલાક મોટાઇ મેળવવા, ધર્માત્મા કહેવડાવા, વાહવાહ બોલવવા, મહાજન, ચોર્યાશી, ભંડારા, જેવા માત્ર એક વખતના વાળુ જેવા પ્રસંગોમાં લખલૂટ-લાખો રૂપિયા વાપરે છે. પણ વેદાભ્યાસ-વિદ્યાભ્યાસરૂપ જીંદગી પર્યંતના ભોજનનું દાન આપતા નથી; પામરોનું પાલન કરતા નથી, કેટલાક સદાવ્રતો અન્નક્ષેત્રોના પંચ ભાગ કાઢે છે. પણ મફત વિદ્યાલયો વિદ્યાક્ષેત્રો ઉઘાડતા નથી, શાસ્ત્રમાં પુણ્યના અધિક મહત્વના માર્ગો કયા બતાવ્યા છે, તે જાણતા નથી પુછતા નથી ને પુછેછે તો સ્વાર્થાંધ મનુષ્યો બતાવતા નથી ને આમ તેમ વપરાઇ જઈ, તેમની શકિત ક્ષીણ થાય છે.

કેટલાક વિષ્ણુયાગ, શચ્ચંડી, સહસ્ત્રચ્ચંડી, લક્ષચ્ચંડી, લઘુરૂદ્ર, મહારૂદ્ર કરવામાં તે પાછળ બ્રાહ્મણ ભોજન કરવામાં લાખો રૂપિયા વાપરે છે તેમાં પણ લાગવગવાળા નોતરાઈ વેદજ્ઞો રહી જાય છે, દીનોને માટે તાળાં દેવાય છે; ને આવા યજ્ઞોનું મૂળ કારણ બ્રહ્મયજ્ઞ, ( વેદાભ્યાસ, વધારવારૂપ ) મહાયજ્ઞને ઉત્તેજન

મળતું નથી ને રંકયજ્ઞ, દેશયજ્ઞ, વિદ્યાયજ્ઞ, અજ્ઞાનતા વિદ્દારક યજ્ઞ સર્વ ભૂત કલ્યાણ યજ્ઞ વગેરે વગેરે વિસરાય છે. કેટલીક મુખા-વતો, ઢોંગીઓ, પુત્ર ધન સંપત્તિ આપનારા ધુતારાઓ, જ્યોતિષીઓ, સાધુઓ, બાવાઓ, જમાતો, વગેરે વગેરે આડંબરીઓમાં વહેંચાઇ જાય છે પણ જીવન મોક્ષ આપનારા વેદ માટે, વેદાભ્યાસ—વિદ્યા-ભ્યાસ માટે, કાયમના સુયશરૂપ પુત્ર માટે, કોઇ વાપરતું નથી. સત્ય અક્ષય સુખ કોઇ શોધતું નથી. તેને ઉત્તેજન આપતું નથી. બ્રાહ્મણોનું પરમ દૈવત જે વિદ્યા—જ્ઞાન તે પ્રાપ્ત કરાવતું નથી, અનંત આત્માઓને જીવનમોક્ષ અપાવતું નથી.

કેટલાક જ્ઞાતિમાં મોટાઇ પ્રાપ્ત કરવા—પટેલ થવા પુણ્યના નામે બ્રહ્મભોજનમાં—જ્ઞાતિ જમાડવામાં પૈસા વાપરે છે પણ જ્ઞાન-રૂપ ભૂખમરાથી મરતાં જ્ઞાતિબંધુઓને જમાડવામાં જ્ઞાનદાન આપી કાયમની મોટાઈ પ્રાપ્ત કરવામાં દમડી સરખી ખર્ચતા નથી, વેદના અનભ્યાસરૂપ દુષ્કાળથી દુર્બળ થઇ ગયેલી, ક્ષીણતાને પામેલી ધર્મ બુદ્ધિને કોઇ પોષતું નથી, જમાડતું નથી.

કેટલાક સુધારક કહેવડાવવા સ્કોરલશિપ, પારિતોષિક, પુસ્તક સાધન, વગેરે આપવામાં મોટી રકમોની સખાવત કરે છે, જેનો લાભ તેમની જ્ઞાતિવાળા, લગભગ તેમના જેવા ધનિકોને અથવા તો થોડીક તકલીફ વેઠતાં જેઓ તે વગર નિભાવી શકે તેવાઓને મળે છે. પણ આપણા જેવી અન્ય જ્ઞાતિના ભણવાને ઉત્સુક તેમજ ઉત્તમ બુદ્ધિ શક્તિવાળા છતાં દરિદ્રતા અને નિર્ધનતાને કારણેજ પાછા પડતા વિદ્યાર્થીઓને તેઓ અન્ય જ્ઞાતિના હોવાથીજ તે લાભ મળતો નથી, આવા વિદ્યાર્થીઓની જ્ઞાતિઓ તો લગભગ તેમના જેવી નિર્ધનજ

હોય છે કે જેમાં આપણી જ્ઞાતિની પેઠે એક એવું સાધન હોતું નથી; તેથી આ બિચારા નિરાશ થઇ પાછા પડે છે ને દરિદ્રતાથી હમેશાને માટે ઢંકાય છે. આવાં અનેક રત્નો દરિદ્રતારૂપ ધુળથી ઢંકાએલાં છે. છતાં જ્ઞાતિની ભિન્નતાને લીધે તેનો કોઇ ભાવ પૂછતું નથી. જનવાત્સલ્ય કોઇ બતાવતું નથી; ને સમાજરૂપ દેહનું આવી જ્ઞાતિરૂપ—આપણી જ્ઞાતિ જેવી ગરીબ જ્ઞાતિરૂપ—અંગ હમેશ માટે દરિદ્રતાના દુઃખથી સડે છે.

આમ આ હિંદમાં, આર્યાવર્તમાં વહેતા પુણ્યઝરામાં કાંઇક રેલ આવે છે પણ તેના પ્રવાહની બદલાઇ ગયેલી સ્થિતિને લીધે તે આમ તેમ રેલાઇ જઇ, નિરૂપયોગી જેવી નીવડે છે. આવી આ પ્રવાહની નિષ્ફળતા એ આર્યાવર્તનું તેમજ તેમાં સમાએલી આપણી જ્ઞાતિનું એક અવનતિનું કારણ છે.

### (૫) દિન પ્રતિદિન ધાર્મિક લાગણીનો થતો જતો ક્ષય.

પાછળ જણાવ્યા પ્રમાણે અવનતિ પ્રાપ્ત થતાં, પ્રારબ્ધભાનુ આથમતાં, ભાગ્યનું પરિવર્તન થતાં અસ્તના ચક્ર નીચે દબાતાં અનેક રાજ્યાવિપ્લવો નીચે ચગદાતાં; તેમાં થઇ પસાર થતાં, આર્ય જીવન પણ છેક બદલાઇ ગયું. તેમની ધર્મભાવના તદ્દન રૂપાંતર પામી ગઇ, તેમાંથી સત્ય, સદાચાર ને શ્રદ્ધા ચાલ્યાં ગયાં, સુનીતિએ હાલનો સદાને માટે માર્ગ લીધો, વિવેક વિચાર ને ધાર્મિક આચાર જતા રહ્યા. શીલ, સંતોષ ને નિરભિમાન નીકળી ગયાં ને અધર્મ, અનાચાર ને અસત્યે પ્રવેશ કર્યો. અનીતિ, આડંબર ને ધૂર્તતાએ નવો વાસ પૂર્યો. શમ, દમ વગેરે દબાઇ ગયાં, ને વિષયવાસના વિશેષ વધી પડી. નાસ્તિકતાએ નવો જન્મ લીધો, આમ ભાગ્યરૂપાંતર

થતાં આર્યજીવન; પણ છેક રૂપાંતરને પામ્યું. ઘંટીનાં બે પડ વચ્ચે દબાવા છતાં રહી ગએલા દાણાની માફક વિપત્તિના પડ નીચે દબાવા છતાં અપવાદ દાખલ કોઇ બચ્યું પણ એકંદરે તો ઉપર પ્રમાણે સ્થિતિ થઇ. આવી થયેલી સ્થિતિથી ધર્મભાવના પણ ક્ષીણ થઇ ગઇ. તેને સતેજ કરવાનાં સાધનો પણ દિનપ્રતિદિન ઓછાં થઇ ગયાં ને ઉલટાં વધુ ક્ષીણ કરનારાં બેશુમાર સાધનો—કારણો ઉત્પન્ન થયાં ને દિનપ્રતિદિન વધતાં ગયાં, જેવાં કે વેદનો વધતો જતો અનભ્યાસ, પરધર્મીઓનો વધતો જતો સહવાસ, જીવન નિભાવવાનો વધતો જતો કલેશ, પરધર્મીઓના પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે ધર્મપર થતા સખ્ત પ્રહારો, વિદેશીય સાધનોનો વધતો જતો ઉપયોગ, ભક્ષ્યાભક્ષ્ય, પેયાપેય, સ્પર્શાસ્પર્શનો ઓછો થતો જતો વિવેક, ભાંડ, ભવાઇ, નાટક, ચેટક વગેરે વગેરે શૃંગારને ઉશ્કેરે, અથવા પશુવત્ કામવૃત્તિને પ્રેરે, ને નીતિથી ભ્રષ્ટ કરે તેવાં સાધનોનો વધતો જતો શોખ, ને વિજ્ઞાનનો વધતો જતો શોધ, તેથી વિસ્તાર પામતું અપરિપક્વ જ્ઞાન, જડવાદનો થતો જતો વધારો, વિદેશીઓનું અંધ અનુકરણ, વિલાસની વધતી જતી વૃત્તિઓ, દેવદર્શન વગેરે સ્થળે રહેતી અવ્યવસ્થા ને થતો સ્ત્રી પુરૂષનો શંભુમેળો, ને ધર્મને નામે ચાલતી કેટલીક અંધાધુધીઓ, કાંઇક વધતું જતું ધર્મઘેલાપણું, વધંતા જતા અનેક પંથો ને ઉપપંથો, બીડી, સીગારેટ, ચાહ, કૉફી, સોડા, લેમોનેડ, આઇસક્રીમ, ભાંગ, ગાંજો, મદ્ય વગેરે વગેરેનો વધતો જતો ઉપયોગ, ઘેલચ્છાથી કુદરતીક્રમ ભૂલી, શરીરસામર્થ્ય વધારવાને, કાંઇ રોગ નિવારવાને બહાને વધતો જતો વિલાયતી દવાઓનો વાપર, રેલ્વેમાં, ને નોકરીના અનેક પ્રસંગોમાં વધતો

જતો નીચ લોકોનો સંબંધ, તથા તેમાં થતી ધર્મભ્રષ્ટતા, વ્યભિચારનો ગુપ્ત રીતે પણ બહોળો થતો વધારો, હાલના અપાતા શિક્ષણમાં ધર્મશિક્ષણની રહેલી અવગણના, ધાર્મિક શિક્ષણ આપનાર ખાનગી સંસ્થાઓનું ઉત્તેજન વગર પડી ભાગવું, ધાર્મિક યા પ્રાચીન ભાષાનું થોડું જ્ઞાન મેળવ્યા છતાં પૂર્ણતા બતાવે તેવા વધેલા આડંબરીઓ, ખરા વેદજ્ઞો–ધર્મજ્ઞોની ઓછી થતી જતી કદર, દુષ્કાળ ને મોંઘવારી જેવા જીવનને વધારે સંકડામણમાં નાંખે, ધર્મથી ભ્રષ્ટ કરે તેવા પ્રસંગોનો થતો જતો વધારો, ધાર્મિક સંસ્કાર પડયા વગરના મગજોપર ઇંગ્લીશ શિક્ષણની થએલી વિચિત્ર અસર, તેવી અસરને નાબુદ કરી આર્યસંસ્કાર સ્ફુરાવે તેવા ધર્મગુરૂઓની ખામી, થોડું ઘણુ ઇંગ્લીશ શિક્ષણ મેળવી અર્ધદગ્ધ થએલાની વધતી જતી સંખ્યા, કેટલીક નિંદવાજોગ રૂઢીઓ વગેરે વગેરે વધેલાં અવનતિનાં કારણોથી દિનપ્રતિદિન ધાર્મિક લાગણીની થએલી શિથિલતા એ પણ આપણી અવનતિનું કારણ છે.

## (૬) ધાર્મિક શિથિલતા અટકાવી ઉન્નતિને માર્ગે દોરે તેવા આચાર્યની ખામી.

આચાર્યોની સ્થિતિ પણ આપણા જેવીજ થઇ છે. તેઓ પણ પોતાના ખરા કર્તવ્યથી ભ્રષ્ટ થયા છે, પૈસાના પ્રવર્તેલા યુગે, બદલાઇ ગયેલી પરિસ્થિતિએ તેમને પણ છોડયા નથી. સો દીકરા જીવાડયા હોય તેટલો તેમને પણ ધનનો લોભ વધ્યો છે–ને વિલાસ ને વૈભવમાંજ મોક્ષ સંતાઇ ગયો હોય તેમ તેઓ પણ તે માર્ગે તેને શોધવા ચઢયા છે ને કેટલાક તો વિલાસ ને વૈભવમાંજ ગેબ ડુબ થઇ ગયા છે, ને વિલાસ ને વૈભવની ચઢેલી કેફમાં કેટલાક તો આર્ય

પ્રજાને સાક્ષાત્ કૃષ્ણદર્શન કરાવી કૃતાર્થ થવાં-કરવા-ધારતા હોય તેમ કૃષ્ણરૂપ બન્યા છે-ને રાસક્રીડાઓ રમી રમીને ભકતોની ભાવનાઓ પૂર્ણ કરે છે-તેમની ભીડ ભાગે છે. કેટલાક પુનિત શરીરના સ્પર્શે-ચરણસ્પર્શ ભકતોને સંસારનું સાર્થક કરાવ્યું છે-કરાવે છે. કેટલાક ગુરૂઓ ગૃહસ્થાશ્રમ પાળી તેમાં ગેબ ડૂબ રહી પોતાના શિષ્યોને-ભકતોને ગૃહસ્થાશ્રમનો પાઠ ભણાવે છે. સ્વાર્થના અધ્યાય સમજાવે છે-આડંબરના અલંકારી કરે છે, વાક્પટુતા વધારે છે-ને આડંબર તથા વાક્ચાતુર્યના આચ્છાદન નીચે મલીનતા કેમ ઢાંકવી, તે શીખવ્યું છે-શીખવે છે. કેટલાક ગુરૂઓને ભગવી કંથાને કાષાય વસ્ત્રો દુનિયાના પ્રહારથી વાંચવાનાં સાધનરૂપ-ઢાલરૂપ થયાં છે. કેટલાકોએ ભોળો અબળાઓને ભરમાવી, ભકતાણી બનાવી, વિહ્વળ કરી અવળે માર્ગે દોરી છે-દોરે છે. થોડાક અપવાદ શિવાય કહીએ તો ચાલી શકે તેમ છે કે તેઓ નકામા જનમંડળને બોજારૂપ છે-તેઓ માનના ભૂખ્યા ને આડંબરથી ભરેલા છે. નથી કરતા તેઓ સદુપદેશ, કે નથી આપતા તેઓ ધર્મનું જ્ઞાન. નથી આપતા-અપાવતા તેઓ ઠેર ઠેર ધર્મનાં વ્યાખ્યાન. નથી કરતા-કરાવતા તેઓ ધર્મ પુસ્તકોનાં ભાષાંતર નથી. કરતા ધર્મ પુસ્તકો મફત આપી-સસ્તાં કરી-અહોળો ફેલાવો. નથી કાઢતા-કઢાવતા તેઓ ધર્મશિક્ષણ-વેદાભ્યાસની શાળાઓ. આમ કોઈપણ પ્રકારે ધર્મજ્ઞાન-વેદાભ્યાસની વૃદ્ધિ થાય તેમ કરતા નથી. પણ કયાંથી કરે? કુવામાં હોય તો હવાડામાં આવે કની? એમાંના કેટલાક બિચારાઓનું જ્ઞાન આરા સુધી હોય છે. તેથી તેઓ બીજાઓને શું બોધ કરે? ધર્મનુ ખરૂં રહસ્ય સમજ્યા વિના બીજાઓને શું સમજાવે? તેમની શંકાઓનો તો પાર નહિ હોય તો-તેઓ બીજાઓની શંકાઓનું શું સમાધાન

કરે? હાલની વસ્તુસ્થિતિમાં કેવી રીતે ટકી શકે? કેવી રીતે પ્રતિષ્ટા જાળવે? હાલના ઇંગ્રેજી કેળવણીના સંસ્કારી થયેલા, સ્વતંત્રતાના ઉપાસક બનેલા, સત્યના શોધક ને ગ્રાહક થવા ઉત્સુક બનેલાં મગજો ની જિજ્ઞાસા કેવી રીતે સંતુષ્ટ કરે? ને વેદધર્મનાં સત્ય સિદ્ધાંતે સ્પષ્ટ કરી, તેનું રહસ્ય સમજાવી, તેમની સચોટ છાપ પાડી તેમને વેદ ધર્મનાં અનન્ય ભકત કેવી રીતે બનાવી શકે? સદાચારના નમુના રૂપ વર્ત્તન હોવા સિવાય, બીજાઓને તેના ઉત્તમોત્તમ પાઠ કેવી રીતે આપી શકે? ધનનો લોભ તજ્યા સિવાય દુષ્કાળ જેવા પ્રસંગે, અનેક હિંદુ અનાથ કુટુંબો હિંદુ ધર્મને તિલાંજલિ આપી પરધર્મ અખત્યાર કરે છે, તેમનું રક્ષણ કરી, ધર્મવૃદ્ધ ક્યાથી કરી શકે આવી રીતે વિદ્વાન, કર્ત્તવ્યનિષ્ટ, સદાચારી, સદ્‌ગુરૂઓનો અભાવ–અછત એ પણ સમગ્ર આર્યાવર્ત્તનું–આપણી અવનતિનું કારણ છે.

## (૭) પરદેશીઓનું અંધ અનુકરણ ને દુર્વ્યસન દુરાચારાદિનું વધવું.

આજકાલ, આર્યબંધુઓ, આપણે ફેશનની ફીસીઆરીમાં ફસાઇ પડયા છીએ–વિલાયતી રીતભાત ને વિલાયતી વસ્તુઓના મોહપાશમાં પડી ગયા છીએ. વિલાયતી તેટલું ફેશનેબલ, ને દેશી તેટલું રેચ્ચડ, ખોટું એવી ભાવના ધર કરી બેઠી છે. ઉપરની ટાપટીપ વધી પડી છે. ધોળાં લૂગડાં નીચે કાળાં કુકર્મ કરનાર હ્રદય છુપાઇ ગયાં છે. વિદેશીય સુધારાનો વાયુ વાઈ રહ્યો છે. માથે ચહેરા, જુલ્ફાં, કોટ કોલર, તે નીચે નેકટાઇ, આંખે ચસ્માં, કોટ, પાટલુન, બુટ, સ્ટોકિંગ ને હાથમાં નાજુક સ્ટીક, ગજવામાં કે કોટે ઘડિઆળ રાખી, ભાઇ સાહેબ રૂપ બન્યા છીએ, ત્યારે

બાઇ જીણા શરીર દેખાય તેવો સાળુ, પારસી ફેશનનું પોલકું, હાથે નાજુક બંગડીઓ ને પગે સપાટ યા બુટ, પહેરી મેડમ સાહેબ બન્યાં છે. આવી લૂગડાંની ફેરફારીએ આંતર્ મન પણ ફેરવાઇ ગયાં છે. માનસિક નિર્બળતા વધી પડી છે, ધર્મભાવના નષ્ટ થઇ ગઇ છે, શિષ્ટાચાર શિથિલ થઈ ગયો છે, નીતિ નબળી પડી ગઇ છે, વટલવાનો શોષ ઓછો થઇ ગયો છે, પત્નીવ્રત, પાતિવ્રત્ય પરવાર્યું છે. દુર્વ્યસન, દુરાચાર વધી પડયાં છે ને બીડી, સીગારેટ, ચાહ, કોફી, સોડા, લેમન, આઇસક્રીમ તથા મનુષ્યત્વનો નાશ કરી પશુત્વ પેદા કરે તેવાં મદ્યનો વ્રાયરો વધી પડયો છે. જેને તજવા હાલ કોળી, ધારાળા વગેરે વગેરે નીચ જ્ઞાતિઓ બળવત્તર પ્રયત્ન કરી રહી છે, ભીષ્મ પ્રતિજ્ઞાઓ લીધી છે, ને ઘણે અંશે તે દુર્વ્યસન તજયાં છે, તજે છે, તેજ દુર્વ્યસનોમાં આર્ય ઉચ્ચ જ્ઞાતિજનો પતંગીઆ થઇ ઝંપલાવે છે, ઝંપલાવા લાગ્યા છે. તેનો વાપર ઉઘાડે ને છચોક કરી લોકલાજ પણ છોડી છે. કુળાંગારોએ આર્યત્વ, બ્રહ્મત્વને બાળી ભસ્મીભૂત કર્યું છે અને કરે છે—અધમતા વહોરી છે. હળાહળ કળિયુગ પ્રવર્તાવ્યો છે. નીચ તે ઉચ્ચ ને ઉચ્ચ તે નીચ થવા બેઠા છે. તેના દુષ્ટ છાંટા જ્યાં ત્યાં ઉડયા છે. ઘેર ઘેર લાગ લાગવા માંડી છે. બીડી, તંબાકુ, ભાંગ, ગાંજો ને અફીણ તો સામાન્ય થઇ પડયાં છે. કેટલાકમાં આતિથ્યના પદાર્થરૂપ થઇ પડયા છે. જ્ઞાતિબંધારણ શિથિલ થઇ પડયાં છે. તેમાં અનેક પ્રકારના કલેશ–વેરને લીધે તડો પડી ગયાં છે. સૌ કંઇ ને કંઇ કારણથી જાઇ રહ્યા છે. મુગા થઇ ગયા છે. કોઇ કોઇને કહે કહાવે તેવું રહ્યું નથી; આથી અધમતાને ઉત્તેજન મળી એકની પાછળ બીજી પણ અધમતા ખેંચાઇ આવી છે–

આવે છે. આર્યસુનીતિ ચાલી ગઇ છે. બ્રહ્મચર્ય નાશ પામ્યું છે ને વ્યભિચાર વધી પડયો છે. દુષ્ટ કજોડાં, લગ્ન કજોડાં; લગ્ન વખતે ગવાતાં ફટાણાં વગેરે વગેરેની રૂઢિઓએ તેને ઉત્તેજન આપ્યું છે તેથી રૌ રૈ નર્કમાં પડે તેવા કંઇ કંઇ ઘોટાળા—ગબોળા થાય છે. ગર્ભપાત, બાળહત્યા જેવા પ્રકારો બને છે ને તેનું ભસ્મીભૂત કરી નાંખે તેવું પાપ જ્ઞાતિજનોને લાગે છે. બીજી તરફ નિર્બળ ને વર્ણ-સંકર પ્રજા ઉત્પન્ન થાય છે. ને ઉત્તરોત્તર બ્રહ્મતેજનો નાશ થઈ અધિક ને અધિક અધમતા પ્રાપ્ત થાય છે. પ્રાચીન પુનિત મહાત્મા-ઓના કુળની, કુટુંબની આ સ્થિતિ જોતાં હૃદય વિદીર્ણ થાય છે. ગાત્રો શિથિલ થઇ જાય છે, મૂર્છાગત થવાય છે. અરેરે ! ! બ્રહ્મબંધુઓ જ્ઞાતિબંધુઓ ! જરા આંખ ઉઘાડો. સહજ વિચાર કરો. જ્ઞાન-માર્તંડનો અસ્ત થવાથી સુવિદ્યાનો નાશ થવાથી તમારી કેવી દુર્દશા કેવી થઇ છે ? અજ્ઞાનતાએ તમને કેવા પાયમાલ કર્યા છે ? માટે આળસને દૂર કરી દુષ્ટ રૂઢિયોની ગોદમાંથી—સોડમાંથી ઉઠો. જેના મોહમાં મુગ્ધ થયા છો તેજ રૂઢિઓએ અજ્ઞાનતાને આશ્રય આપ્યો છે. માટે તેવી દુષ્ટ રૂઢિઓનો નાશ કરી, જ્ઞાન માર્તંડનો ઉદય થાય ને તેનાં પ્રખર કિરણો સર્વ સ્થળે પ્રસરે તેવા ઇલાજ લો, તમારૂં તન મન ને ધન સર્વ તેનેજ સમર્પણ કરો ને ક્રમે ક્રમે પૂર્વ વત્ સ્થિતિ પ્રાપ્ત કરો. પ્રભુ તમને સન્મતિ આપી જ્ઞાનની—વિદ્યાની અત્યંત અભિરૂચિ ઉત્પન્ન કરે, ને તદર્થે સર્વ સ્વાર્થનું સમર્પણ કરતાં શીખવે, એથી મારી તેના પ્રત્યે નમ્ર પ્રાર્થના છે. અસ્તુ.

## ૯૧. અન્ય કારણો.

આ સિવાય શારીરિક નિર્બળતા આપનારી મોટાઇ; પુરાણા

ભાવનાનો હદથી જાદે થયેલો વિસ્તાર, પરદેશગમનનો અટકાવ, રડવા કૂટવાનો રિવાજ, બચ્ચાંને જલદીથી ભણાવી દેવાની લોલુપતા, શુષ્ક વેદાંતનો વિસ્તાર, વિજ્ઞાનના વધારાથી થયેલી નાસ્તિકતા, જડવાદનો વધારો, નીકળેલા અનેક પંથો ને ઉપપંથો, વગેરે વગેરે આર્યોનાં ને તેમાં સમાએલી આપણી જ્ઞાતિની અવનતિનાં કારણ છે, જે બધા પર વિસ્તારથી લખી, અવનતિ જોઇ ખિન્ન પામતાં હૃદયોને વધારે ખિન્ન કરવાં એ તદ્દન અનુચિત છે.

## ૯૨. અવનતિ ટાળવાના ઉપાય.

(૧) ઉપરના સર્વ વિવેચનથી આપણને સ્પષ્ટ સમજાયું છે કે જ્ઞાન વગર ઉન્નતિ થવા સંભવજ નથી. હાલ સંસ્કૃતવિદ્યા મૃતપ્રાયઃ થઇ, ઇંગ્રેજી ભાષાએ રાજકીય ભાષા તરીકે તેનું સ્થાન લીધું છે. માટે વ્યવહારિક ઉન્નતિને સારૂ તેની ખાસ આવશ્યકતા છે તેથી સમગ્ર જ્ઞાતિબંધુ તેનો લાભ છૂટથી લે તેવા માર્ગો મોકળા કરવા જોઇએ.

(૨) તેવા માર્ગ મોકળા થવા સારૂ જ્ઞાતિની ખાસ સ્કોલરશિપો, વસતિગૃહો, પારિતોષિકો, પુસ્તકશાળાઓ, ફ્રી હાઇસ્કુલો, ધર્માદા પુસ્તક સાધનો મળે તેવી સંસ્થાઓ ઉભી કરવી જોઇએ.

(૩) આવી સંસ્થાઓ ઉભી કરવા સારૂ નાણાંની ખાસ આવશ્યકતા છે. તે નાણાં એકત્ર કરવા સારૂ અમુક વખત સુધી જ્ઞાતિ ભોજનનું બળિદાન આપવું જોઇએ એટલે કે અમુક વખત સુધી તેવા જ્ઞાતિવરા પાછળ ખર્ચાતાં નાણાં તેવી ન્યાતો જમ્યા તુલ્ય માની, આ ફંડ ખાતે જમા થવાં જોઇએ. અથવા અમુક અમુક પ્ર-

સંગની ન્યાતો બંધ કરી તેને બદલે અથવા રહેલી ન્યાતો બદલે અ-મુક અમુક નાણું વિદ્યાવૃદ્ધિ ફંડ ખાતે જમાં કરવાં જોઇએ. અથવા જ્ઞાતિનો બહોળો સમુદાય હોવાથી લ્હાણા દીઠ–ઘર દીઠ અમુક જૂજ રકમ ઉઘરાવવાથી પણ ઘણી રકમ ભેગી થઇ શકશે. અમુક પ્રસંગની ન્યાતપર અમુક રકમ વિદ્યાવૃદ્ધિ ફંડ ખાતે આપવાનો ઠરાવ કરવાથી જ્ઞાતિહિતૈષીઓના ઉદાર હાથ સહજ લંબાવવાથી–મુષ્ટિ ફંડ, સોર્ટી, તથા બીજી અનેક યોજનાઓથી આ નાણું એકત્ર થઇ શકશે.

(૪) આવાં એકત્ર થએલાં નાણાંનો પ્રમાણિકપણે, દેનાર સ્થળનો અગ્ર હક રાખી જે તે સ્થળે વાપરી તેનો સદુપયોગ કરી બતાવી જો વિશ્વાસ મેળવવામાં આવે તો નાણાંનો સવાલ તરતજ સરળ થઇ પડે તેમ છે.

(૫) નિરંતર જ્ઞાતિહિત માટેજ ચિંતન કરનારા વાનપ્રસ્થ થ-યેલા સ્વાર્થત્યાગી મનુષ્યોનું એક મહામંડળ સ્થાપી તેની શા-ખાઓ સ્થળે સ્થળે ખુલે, તેવો પ્રયત્ન કરવો જોઇએ.

(૬) તેવાં મહામંડળોએ ને તેમની શાખાઓએ મુખ્યત્વે કરી નીચેના કામો કરવા જોઇએઃ—

(૧) જ્ઞાતિના માંહોમાંહેના કલેશ કંકાસ ઓછા થાય ને સૌ સલાહ સંપથી ચાલે, તથા એક બીજાના દુઃખ સુખમાં વિભાગી થાય તેવો તે સ્થળ માટે યત્ન કરવો જોઇએ.

(૨) જ્ઞાતિહિત માટે જૂદી જૂદી યોજનાએ ફંડ ઉભાં કરી તે-માંથી તે સ્થળના બાળકોને જૂદી જૂદી રીતે ઉત્તેજન આપવું, ને વિશેષ હોય તે મહામંડળ ખાતે મોકલી આપવું.

(૩) બાળકોની બાળસભા કરી તેમના વિશેષ સંસર્ગમાં આવી

તેમને વિદ્યાના વિલાસી, સદ્‌ગુણુના આકાંક્ષી ને ધર્મના સંસ્કારી બનાવવા યત્ન કરવો જોઇએ.

(૪) લોકોની અજ્ઞાનતા ટળે, તેઓ પોતાનું ખરૂં હિત સમજે તેઓ સદ્‌ગુણુને સ્વીકારતા ને દુર્ગુણુને ધિક્કારતા થાય તેવો યત્ન કરવો જોઇએ.

(૫) બીડી, તમાકુ, ગાંજો, ભાંગ ઇત્યાદિ વ્યસનોથી થતાં માઠાં પરિણામ પ્રત્યક્ષ સમજાવી તેથી થતી તન, મન, ધન ને ધર્મ હાનિ સમજાવવી જોઇએ. ને ક્રમે ક્રમે તે તે વ્યસનો તજાવવાં જોઇએ.

(૬) બ્રહ્મચર્યનું રક્ષણ થાય ને શરીરસંપત્તિ જળવાય તેવા યત્ન કરવા જોઇએ.

(૭) શારીરિક સંપત્તિ જળવાય ને તંદુરસ્તી વધે. માટે અનુકૂળતા પ્રમાણે કસરતના અખાડા જે તે સ્થળે ખોલી ખોલાવી તેમાં બાળકો દરરોજ કસરત કરે તેવી ગોઠવણુ કરવી.

(૮) પુસ્તકશાળા કાઢી તેમાં સદ્‌ગુણુ, નીતિ ને બુદ્ધિનો વધારો થાય તેવાં પુસ્તકોનો સંગ્રહ કરાવી બાળકોને તેમજ યુવાન, વૃદ્ધ, ને વાંચવાનો શોખ ઉત્પન્ન કરાવવો.

(૯) ભણુતા વિદ્યાર્થીઓની નીતિરીતિ વખતો વખત તપાસતા રહી તેમના અભ્યાસમાં અંતરાય આવતી અડચણો દૂર કરાવવી જોઇએ.

(૧૦) બાળકોને મૂળથીજ ધાર્મિક સંસ્કાર થાય ને પોતાનાં ખટકર્મ કરતાં શીખે તેવી સંસ્થાઓ—શાળાઓ કાઢી દરરોજ સવાર સાંજ છોકરાઓ—બાળકોને તેનો લાભ લેતા કરવા જોઇએ.

(૧૧) બાળલગ્ન, કજોડાં, ફટાણાં, લગ્ન મરણ પ્રસંગે કેટલોક નિરર્થક થતો ખર્ચ. વગેરે વગેરે અનિષ્ટ રૂઢિઓનાં પરિણામો તેમને રૂબરૂમાં બતાવી, તે પર તેમને તિરસ્કાર પ્રકટાવી એક એક ધીમે ધીમે ઓછાં કરાવવાં જોઇએ.

(૧૨) જ્ઞાતિના અંદર અંદરના કજીયા કંકાસ માટે કોરટે ચઢી–પૈસાનું પાણી કરતા અટકાવા જોઇએ–ને વચમાં પડી તેનો ન્યાય પુરઃસર નિકાલ કરી આપવો જોઇએ.

(૧૩) વિલાયતી ચીજોનો વધેલો મોહ, પરદેશીઓનું અંધ અનુકરણ, ને બીડી તંબાકુ, સોડા, લેમન, આઇસક્રિમ ચાહ કૉફી મદ્ય વગેરે પદાર્થનો અસ્વીકાર, આ બધા માટે વખતો વખત વ્યાખ્યાન આપી–અપાવી તેમના ગેરફાયદા પ્રત્યક્ષ બતાવી તેમાંથી તેમને મુક્ત કરાવા યત્ન કરવો જોઇએ.

(૧૪) દુરાચારથી થતી તન, મન ને ધનની હાનિ ને આ લોકને પરલોકમાં ભોગવવું પડતું દુઃખ–શરીરનું ક્ષણભંગુરપણું, આત્માની અમરતા, વગેરે વગેરે સમજાવી, તેમને સુધારવા યત્ન કરવો જોઇએ.

(૧૫) આળસુ ને દરિદ્રી થઇ બેસી રહેતા જનોને બોધ આપી ઉદ્યોગે વળગાડવા જોઇએ ને ભીખપર તિરસ્કાર પેદા કરાવી ભીખને સદાની શીખ અપાવા યત્ન કરવા જોઇએ.

(૧૬) અજ્ઞાનતામાં ડૂબેલા સ્ત્રીવર્ગને તારવા તેમને છોકરાઓની પેઠે બ્રહ્મચર્ય પાળવા, તેમને ખરૂં સ્ત્રીત્વ પ્રાપ્ત કરાવી યત્ન શીલ, કર્તવ્યશીલ કરાવા યત્નો કરવા જોઇએ.

(૧૭) વરવિક્રય ને કન્યાવિક્રયથી થતી હાન સ્પષ્ટ સમજાવી તે તજાવા યત્ન કરવો જોઇએ.

વગેરે વગેરે જ્ઞાતિહિતનાં તે સ્થળનાં તમામ કામ પર દેખરેખ રાખવી જોઇએ, ને બને તો પ્રત્યેક સુધારો કરનારાં જૂદાં જૂદાં મંડળ સ્થાપી તેમના પાસે તેમનાજ મુકરર કરી આપેલા સુધારા માટે યત્ન કરવા જોઇએ.

(૭) બ્રહ્મસમાજ વખતો વખત ફરતી રાખી જ્ઞાતિના બહોળા સમુદાયવાળા પ્રત્યેક સ્થળે જૂદે જૂદે વરસે ભરવી જોઇએ ને તેનો ભાર સર્વ વહન કરે માટે તેના થતા ખર્ચમાંથી નિરર્થક હોય તેટલો ખર્ચ ઓછો કરવો જોઇએ; ને જ્ઞાતિહિત માટે ભગીરથ પ્રયત્ન કરનાર દરેક હિતચિંતકને જૂદે જૂદે વરસે તેના પ્રમુખ તરીકેનું માન આપી, તેમની કદર કરવી જોઇએ ને અન્યને તેવા પ્રયત્ન કરવા—સ્વાર્પણ કરવા ઉશ્કેરવા જોઇએ.

(૮) જ્ઞાતિની આર્થિક સ્થિતિ સુધારવા જેમ બને તેમ સહાયકારી મંડળીઓ દ્વારા જોઇતું ભંડોળ એકઠું કરી મોટાં સાહસભર્યાં ઉદ્યોગનાં કામ કરવાં જોઇએ અને જૂદા જૂદા ઉદ્યોગોની સારી માહિતી મેળવવા જ્ઞાતિમાંથી નાણાંની મદદ આપી બાહોશ વિદ્યાર્થીઓને જાપાન, અમેરિકા, ઇંગ્લાંડ, જર્મની વગેરે સ્થળે ભણવા મોકલવા જોઇએ. ને તેમના આવ્યા પછી તેમનેજ હાથે માહિતી મેળવી આવેલા ઉદ્યોગો ખોલાવા જોઇએ ને તેમાં જ્ઞાતિજનોને રોકવા જોઇએ.

(૯) સર્વ સ્થળે ફરતા રહી જાહેર ઉપદેશ આપી, જ્ઞાતિબંધુઓને કુંભકરણની મહા નિંદ્રામાંથી જગાડે, અજ્ઞાન કીડાઓ તેમના કોતરી ખાધેલા અંગનું બરાબર ભાન કરાવે, તેમને દુર્વ્યસન ને દુરાચારરૂપ રાક્ષસોના બંધનમાંથી છોડાવે, લિલાયતીનો

વધેલો મોહ ઉતરાવે ને તેમની અવનતિનાં સર્વ કારણો તાદૃશ્ય કરી બતાવી આપે, તેવા બાહોશ વક્તાઓનું એક ઉપદેશક મંડળ સ્થાપવું જોઇએ.

(૧૦) આવા ઉપદેશકો જેમ બને તેમ વાનપ્રસ્થ થયેલા વૃદ્ધ વિદ્વાનો અગર સ્વાર્થનું સમર્પણ કરી થયેલા સ્વયંસેવકો હોવા જોઇએ.

(૧૧) ધાર્મિક સંસ્કારને સ્ફુરાવે, ને કર્તવ્યશીલ બનાવે તેવાં પુસ્તકો છપાવી; મફત અથવા સસ્તી કિંમતે વહેંચાવાં જોઇએ.

(૧૨) જ્ઞાતિબંધુઓની આત્મોન્નતિ થવા સારૂ આર્ય તત્વજ્ઞાનનું અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત કરવા સૌભાગ્યશાળી થાય માટે ગામે ગામે એક વેદશાળા કઢાવી જોઇએ ને તેમાં ભણનાર વિદ્યાર્થીઓને શરૂઆતમાં પુસ્તક સાહિત્ય આપી ઉત્તેજવા જોઇએ.

(૧૩) નીતિ ને ધાર્મિક શિક્ષણની પરીક્ષાઓ કાઢી તેનો અભ્યાસ-ક્રમ નક્કી કરવો જોઇએ અને અમુક ઉત્તેજનની લાલચે દરેક બાળક તેમાં બેસે તેવો યત્ન કરવો જોઇએ.

(૧૪) જ્ઞાતિની દરિદ્રતાથી ભરેલો ગૃહસંસાર સુધારવાને માટે લગ્ન કરતાં પહેલાં બાળક—છોકરો ઓછામાં ઓછો, મેટ્રિક પાસ હોવો જોઇએ ને બાળા પણ સ્ત્રીઓને અનુકૂળ શિક્ષણ લઇ અમુક ઠરાવેલી ( તેમને માટેજ ) પરીક્ષામાં પાસ હોવી જોઇએ, તેમ ફરજીયાત થવું જોઇએ.

(૧૫) સ્ત્રીઓને કેટલેક સ્થળે પલ્લામાં સાતસો આઠસો સુધીના દાગીના ચઢાવે છે. તે ગરીબ સ્થિતિનો હોવા છતાં છોકરાનો બાપ પારકું દેવું કરી તે દાગીના તૈયાર કરાવે છે. આપવાની શક્તિ નહિ હોવાથી વ્યાજમાં તે દાગીના ડુલી જાય છે. આમાં સુધારો થવો જોઇએ.

(૧૬) વિધવા સ્ત્રીઓ માટે સ્થળે સ્થળે વિધવાશ્રમો ખુલવાં જોઇએ. ને તેમાં સ્ત્રીઓ સ્વતંત્ર રીતે ઉદ્યોગ કરી પોતાનું પોષણ કરી શકે તેવા ઉદ્યોગો તેમને શીખવવા જોઇએ; એટલે રાંડયા પછી શું ખાશે તેવો સવાલ રહે નહિ તેમજ વધુ પક્ષાની ગરજ રહેશે નહિ.

(૧૭) ગરીબ નિરાધાર બાળકો માટે સેન્ટરના મુખ્ય સ્થળે અનાથાશ્રમ ખોલવાં જોઇએ ને તેમાં તેમને શારીરિક, માનસિક ને નૈતિક કેળવણી મળે તેવી યોજના કરવી જોઇએ.

(૧૮) જ્ઞાતિઉન્નતિનો ઉત્તમોત્તમ ઉપાય તો એ છે કે આપણા ઉત્તમોત્તમ ગુરૂઓના હાથ નીચે જ્ઞાતિની ગુરૂકુળ જેથી સંસ્થા સ્થાપવી જોઇએ ને તેમાં શારીરિક, માનસિક, નૈતિક ને ધાર્મિક શિક્ષણની ઉત્તમોત્તમ યોજના કરી, અખંડિત બ્રહ્મચર્યનું પાલન કરાવવું જોઇએ ને આવાં ગુરૂકુળોમાં નિર્ણિત કરેલો અભ્યાસ જેણે અસ્ખલિત બ્રહ્મચર્ય પાળી પૂર્ણ કર્યો હોય તેનેજ લગ્ન માટે છૂટ આપવી જોઇએ.

(૧૯) સ્ત્રીઓને માટે પણ તેવીજ વ્યવસ્થા કરવી જોઇએ.

(૨૦) આપણા નામનાજ ધર્મગુરૂપદ ધારણ કરતા ધર્મગુરૂઓને તજવા જોઇએ ને પોતાનું કર્તવ્ય યથાર્થ અદા કરી આપણને ઉન્નતિના ક્રમે ચઢાવે તેવાઓનેજ તે સ્થાન આપવું જોઇએ.

(૨૧) જ્ઞાતિની થયેલી નિર્ધનતા ટાળવાને તેમને દરિદ્રતાના દુઃખમાંથી બચાવવા હાલ થતા જ્ઞાતિવરા—ભોજનમાંથી ઘણું કમી કરી નાખવું જોઇએ ને થોડા નમુદ કરેલા સ્થિતિ અનુકૂળજ ઠરાવ કરવા જોઇએ.

(૨૨) પરાણ જમી આનંદિત થતા, મિષ્ટાનભોગી મનુષ્યોને આ વાત પસંદ પડશે નહિ માટે જો તેમને ખુશજ રાખવા હોય ને હજુ પણુ નિર્ધનતા સેવવી હોય તો હાલ થતા જ્ઞાતિ-વરાપર અમુક અંકુશ મુકવા સારૂ આવું તે આટલું ભોજન કરનાર વિદ્યાવૃદ્ધિફંડમાં આટલી રકમ આપે. એવો ઠરાવ કરવો જોઇએ. ને એમ કરતાં જે ઉપજ થાય તે ઇંગ્રેજી ને ગુજરાતી ભણુવામાં જે છોકરાઓ પુસ્તક સાધન વગર, ફી વગર, અટકતા હોય તેમને ફી તથા પુસ્તક સાધન આપ-વામાં વાપરવી જોઇએ.

(૨૩) બીજી બધી જ્ઞાતોમાં મેટ્રીક ને તે ઉપરાંત અપાતી પરીક્ષા માટે મુંબાઇ જેવાં સ્થળોએ તે જ્ઞાતિના શ્રીમંતો મફત ઉત-રવા ખાવા વગેરેની સવડ કરી આપે છે. પણ ઉદીચ્ય જ્ઞાતિ માટે કાંઇ પણ સાંભળવામાં આવતું નથી તો આપણી જ્ઞાતિના ત્યાં રહેતા શ્રીમંતોએ એવી ઉદારતા બતાવી આપવા યત્ન કરવો જોઇએ.

(૨૪) કન્યા આપવા લેવાનાં ક્ષેત્રો વિશાળ કરવાં કે જેથી એક બીજાના વિશેષ સંસર્ગમાં આવી અરસપરસ મદદગાર થવાય.

(૨૫) જ્ઞાતિ સમગ્રે મળી કજોડાં વરવિક્રય ને કન્યાવિક્રય નહિ કરવા બદલ સખ્તમાં સખ્ત બંદોબસ્ત કરવો જોઇએ.

(૨૬) બાળલગ્ન અટકાવવાં ને લગ્ન વખતે પુરૂષની ઉમર ૧૮ ને સ્ત્રીની ઉમર ૧૨ વર્ષની રાખવી જોઇએ.

(૨૭) લગ્ન વગેરે પ્રસંગે ફટાણાં ગાવાના જંગલી રિવાજને દૂર કરવો જોઇએ.

(૨૮) જ્ઞાતિની સેવિંગ બેંક કાઢી તેનાં નાણાં સારા ઉદ્યોગમાં રોકવાં જોઇએ; ને તેમાંથી નાણાં વગર અટકી પડતા વિદ્યાર્થીઓને ધીરી, તેમનો અભ્યાસ પૂર્ણ કરાવવો ને અમુક વ્યાજ સાથે તે રકમ પાછી લેવી જોઇએ.

(૨૯) વિદ્યાવૃદ્ધિ ફંડમાં સતત્ વધારો થતો રહે માટે ઠેર ઠેર વિદ્યાવર્ધક મંડળ સ્થાપવાં જોઇએ. તેમાં દાખલ થનાર મેમ્બરોના ત્રણ વર્ગ પાડી ત્રણે વર્ગ માટે અમુક વાર્ષિક લવાજમ ઠરાવવું જોઇએ. અમુક ઠરાવેલી રકમ ભરનારને તેના પેટ્રન કે મુરબ્બી નીમવા જોઇએ. આવી રીતે ઉભું કરેલું મંડળ નિરંતર વિદ્યાવિસ્તૃત કરવાને ઘટિત ઈલાજ લે, તેના એકત્ર થયેલા ફંડની સર્વ વ્યવસ્થા કરે તેમજ સ્થળે સ્થળે ફરીને ફંડમાં વધારો કરે તથા ફંડ વધારવાને જે તે અનુકૂળ યોજનાઓ કરે.

(૩૦) આ ફંડનો લાભ લઈ ભણનાર વિદ્યાર્થી પોતાનો અભ્યાસ પૂર્ણ કરી લે તો પોતાનો અમુક વર્ષનો પગાર આ ફંડ ખાતે આપે એવો ઠરાવ કરવો જોઇએ. જેથી ફંડમાં થોડો કિંવા બિલકુલ નહિ જેવો ખૂટકો પડી જ્ઞાતિના ઘણા વિદ્યાર્થીઓને ઉત્તમોત્તમ વિદ્યા પ્રાપ્ત કરવા સાધન થશે.

(૩૧). મરનારની પાછળ રડવા કૂટવાનો, કંસાર ઘીની ન્યાતો કરવાનો, ન્યાતોમાં રસ્તા વચ્ચે જમવા બેસવાનો, ગમે તેની પાસેથી દાન લેવાનો, ભિક્ષાવૃત્તિ કરવાનો, વગેરે વગેરે રિવાજો સખ્ત ઠરાવ કરી બંધ કરવા જોઇએ.

(૩૨) દરેક બંધુને અમુક ધાર્મિક જ્ઞાન પ્રાપ્ત કરવાની ફરજ પાડવી જોઇએ અને સંધ્યાવંદન પ્રાણાયામ ને ગાયત્રીનો અમુક જાપ દરેકે દરરોજ કરવો જોઇએ.

(૩૩) પુણ્યની બદલાએલી નેમ સુધારવી જોઇએ ને પ્રથમ ભાગ વિદ્યાનેજ મળે તેવો યત્ન થવો જોઇએ.

(૩૪) સોળ સંસ્કાર જે તે વખત અવસ્ય કરવા જોઇએ ને અમુક વરસ સુધી બ્રહ્મચર્ય, બાળક ને બાળાએ પાળવાનો ઠરાવ ઠરવો જોઇએ.

(૩૫) ઉપાવત, લગ્ન, શ્રાદ્ધ વગેરે સર્વ ધર્મક્રિયાઓ યથાવિધિ કરાવવી જોઇએ ને તેનાં રહસ્યો કરનારને યથાર્થ સમજાવવાં જોઇએ. ને તેને માટે તે ક્રિયા કરાવનાર શુકલો તેવા જ્ઞાનની સારી માહિતીવાળા વિદ્વાન હોવા જોઇએ.

(૩૬) પરદેશગમનની છૂટ આપવી જોઇએ.

(૩૭) અનાથ પણ તરછોડાએલી તથા તેવી નિરાધાર સ્ત્રીઓને માટે વનિતાવિશ્રામ કાઢવાં જોઇએ. ને તેમાં સ્ત્રીઓને યોગ્ય કેળવણી તેમજ શીવવા, ભરવા વગેરેનું જ્ઞાન આપવું જોઇએ. આવાં વનિતાવિશ્રામમાં મળતા ધાર્મિક ને વ્યવહારિક શિક્ષણનો લાભ અવકાશના વખતમાં અમુક કલાક મોટી ઉમરની દરેક સ્ત્રી લે તેવી તજવીજ કરવી જોઇએ. તે સ્ત્રીઓ અન્ય સ્થળે રાંધવા વગેરેને કામે ન રોકાય તે બદલ ખાસ ઠરાવ કરવો જોઇએ.

(૩૮) ન્યાતના સર્વ પ્રકારના કજિયા સરકાર મારફતે ચૂકવવાને બદલે સારા વિદ્વાન, ન્યાયી પ્રમાણિક માણસોની કમિટિથી તેમનો ઇનસાફ થાય તેવી તજવીજ કરવી જોઇએ. તેમાંથી જે ઉત્પન્ન થાય તે જ્ઞાતિહિતમાં વપરાવાં જોઇએ.

(૩૯) નિર્વંશ જાય તેની મિલ્કતમાંથી અમુક રકમ અથવા અર્ધો ભાગ જ્ઞાતિહિત માટેના ફંડમાં ભરાવા ઠરાવ કરવો જોઇએ.

(૪૦) શાળાઓમાં ધાર્મિક ક્ષિશણ દાખલ કરાવવા પ્રયત્ન કરવો જોઇએ,

(૪૧) ગામે ગામ ધાર્મિક પુસ્તકોની એક લાયબ્રેરી સંસ્કૃતશાળાને અંગે હોવી જોઇએ ને દરેક રવિવારે જૂદા જૂદા ધાર્મિક વિષયોપર ભાષણો અપાય તેવી તજવીજ કરવી જોઇએ. આવી સવડ દરેક ગામે ન બને તો સેંન્ટરના મુખ્ય સ્થળે જ્યાં જ્ઞાતિનો સારો સમુદાય હોય ત્યાં સારા વિદ્વાન સંન્યાસીઓ દ્વારા અવશ્ય થવી જોઇએ.

(૪૨) મુખ્ય મુખ્ય સ્થળોએ ધંધા શિક્ષણની શાળાઓ કાઢી તેનો મફત લાભ આપવો જોઇએ.

ઉપર પ્રમાણે અવનતિ ટાળવાના કેટલાક ઉપાયો દર્શાવી હાલ તો આ નિબંધને સમાપ્ત કરૂં છું કારણ કે જણાવેલા ઉપાયો જો બરાબર અમલમાં મૂકાય તો આપણી હાલની અવનતિ ટાળવાને હાલ તો બસ થશે એવી માન્યતા છે; કારણ કે ઘણું બોલવું તેના કરતાં થોડું આચરણમાં બતાવવું, એજ ઉત્તમ છે.

## ઉપસંહાર.

**સુજ્ઞ મહાશયો,**

આપણી પ્રાચીન સ્થિતિનું અવલોકન કરતાં આપણને જણાયું કે અસ્ખલિત બ્રહ્મચર્ય, ને ધાર્મિક શિક્ષણ સાથેનો આપણો ઉત્તમોત્તમ વિદ્યાભ્યાસ, મન, કર્મ ને વાણીની વિશુદ્ધતા નિર્વ્યસનતા, પરાર્થપરાયણતા, તેમજ ઉત્તમોત્તમ મનોનિગ્રહ તેમજ ઇંદ્રિયનિગ્રહ, તેમજ ઊંડુ આધ્યાત્મિક જ્ઞાન ને તેથી તેમને સજા થએલી સંસારની અસારતા તેમનો ઉત્તમોત્તમ દાંપત્યસંબંધ ને તેની પૂર્ણતા તેમની સત્યપટુતા કર્તવ્યપરાયણતા તથા ઉત્તમોત્તમ સદાચાર તથા વેદનું સંપૂર્ણ અધ્યયન તથા તેના નિયમોનું અક્ષરશઃ અનુસરણ વગેરે વગેરે કારણોને લીધે આપણે ઉન્નતિના ઊંચામાં ઊંચે શિખરે ચઢ્યા

હતા. આપણી વિજયપતાકા સમગ્ર આર્યાવતપર ઊડી રહી હતી ને બ્રાહ્મણસત્તા રાજસત્તા કરતાં વધી પડી હતી. મોટા મોટા ચક્રવર્તી નૃપત્તિઓ પણ બ્રાહ્મણોના પાદારવિંદમાં નમન કરતા હતા. આમ બ્રાહ્મણસત્તા એટલી નિશ્ચલ થઇ પડી હતી કે અનેક રાજ્યવિપ્લવો થયા અનેક રાજ્યસત્તાઓ પડી ભાગી, નાસીપાસ થઇ; પણ બ્રાહ્મણ-સત્તા જેવી ને તેવી અત્યાર સુધી રહી. હાલ પણ આર્ય મગજોપર તેની અસર જેવી ને તેવી જણાય છે. બંધુઓ, આપણો ઉન્નતિનો સૂર્ય તે વખતે સંપૂર્ણ કળાથી પ્રકાશતો હતો.

પરંતુ રાજ્યની પાછળ નર્ક, અતિ સુખની પાછળ અતિ દુઃખ ને દિવસની પાછળ રાત્રિ, અજવાળાની પાછળ અંધકાર, એ વિશ્વ-નિયમાનુસાર કહો કે ભાગ્યના પરિબળે માની, ગમે તે કહો કે ગમે તે માનો પણ આપણો—આર્યાવર્ત્તનો ઉન્નતિરૂપ ભાનુ સંપૂર્ણ કળા-માંથી—મધ્યાન્હની સ્થિતિમાંથી ખસ્યો ને અનેક પાખંડી મત પ્રવર્તી વેદપરની અનન્ય શ્રદ્ધા ધીમે ધીમે ઓછી થવા લાગી. આવાં બીજાં પણ કારણો ઉદ્‌ભવ્યાં ને ખસેલો ભાનુ વધુને વધુ અસ્તાચળ તરફ ખસ્યો, નમ્યો ને અસ્તના મહોદધિમાં શાન્ત થયો. અસ્તોદયનો વિશ્વવ્યાપી નિયમ આમ સ્વતઃસિદ્ધ થયો. સ્થિતિ બદલાઇને રાત્રિ પડી.

રાત્રિમાં કેટલાક પ્રકાશક તારકોએ ને પુરાણચંદ્રે કાંઇક ઝાંખો પણ શિતળ ને મનોહર પ્રકાશ ફેલાવ્યો ને મૃત આસ્થાને સજીવન કરી. પરંતુ વિધિને તે રૂચતું ન હોવાથી રાત્રિના શાંત, નિર્મળ આકાશમાં વાવ્યકોણમાંથી વિપત્તિરૂપ વિદેશીય કાળાં વાદળાં ધીમે ધીમે ધસી આવ્યાં. તેને વિદારવાને સમય વીરોએ સમથ પ્રયત્ન કર્યા. પણ વિધિના પાસા કોણે જીત્યા છે? તેમણે કરેલા પ્રયત્નો

વિદારવાને બદલે આકર્ષક થયા ને ભયંકર વાદળાં જોસબંધ પુષ્કળ જથામાં ધસી આવ્યાં. આકાશ વાદળાંથી છવાઇ ગયું. ને અંધકાર પ્રામકાળના અંધકારવત્ વર્ષ્યો. તેનું સામ્રાજ્ય થયું. ઉન્નતિના ક્રમમાંથી પડવા માંડેલા આપણે વધુને વધુ નીચે ગગડયા ને અવનતિના અગાધ ગર્તના ખાડામાં પડયા. આપણો પુણ્યસંચય હવે તદન ખૂટી પડયો. પ્રારબ્ધ પરવાર્યું. વિટંબણાપર વિટંબણા પડી. ને અનેક રાજ્યવિપ્લવોના ભાર નીચે આપણે દબાયા–દટાયા–અંધકારની–મરણ મહારાત્રિનાં–કાળરાત્રિનાં દર્શન થયાં. મૃત્યુના પડઘા સાંભળ્યા–અટકળ્યા–અનુભવ્યા ને અત્યંત દુઃખથી બેશુદ્ધ થયા, મૂર્છાગત થયા.

તે ટાળવાને દેશસ્થ સમર્થ વીરોએ મહા પ્રયત્ન કર્યા. તેમના સમર્થ પ્રયત્ને વિશુદ્ધ આર્યજીવન ઉન્નત થતું અટક્યું. કાંઇક ઉપરનું દબાણ ઓછું થયું. કોઇ સ્થળે ખસ્યું ને કાંઇક મૂર્છા વળી પણ આંસપાસની સ્થિતિ પ્રતિકુળ હોવાથી લાંબી મુદત ટકી નહિ. શી રીતે ટકે? વખત પૂર્ણ અંધકારનો હતો. આખા આર્યાવર્તપર 'મારો, કાપો, લૂંટો' સાથે દિન દિન ને અલ્લાહી અકબરના કાનના પડદા તોડી નાંખે તેવા અવાજો થઇ રહ્યા હતા. "મારે તેની તરવાર ને જીતે તેનું રાજ્ય એમ થઇ પડયું હતું" અમર માત્રને સમજનાર ને ધર્માંધ ઝનુની ક્રૂર જંગલી, વિદેશીઓ હાથે આપણી ગૃહલક્ષ્મી આપણો ધર્મ ને આપણું જીવન સર્વસ્વ લૂંટાઇ ગયું હતું ને આપણે નિર્ધન, નિરાધાર, નિઃસત્વ ને પાયમાલ થઇ ગયા હતા. આપણા અનંત સ્નેહીઓ ને દેશબાંધવોનાં જીવન તેમણે હર્યાં હતાં ને આપણાપર દુઃખનો મૂશળધાર વરસાદ વષાવ્યો હતો. આવા સમયમાં પણ દેશના સમર્થ વીરપુરૂષો જંપ્યા નહોતા. તેમના પ્રયાસ ને કાળની ગતિએ કરીને આ સ્થિતિ બદલાઇ અંધકારની મહા

રાત્રિ ખસીને સુખના દિવસના જેવો ભાસ પણ થયો પણ તે વિજળીના ચમકારાવત્ ક્ષણિક નીવડયો. એટલામાં આપણો પ્રારબ્ધભાનુ તો પશ્ચિમ દિશામાંથી પાછા પગે પાછો ફરતો હોય તેમ મનુષ્ય જાતની સ્વતંત્રતાના ઉત્સુક ને અવનતિના કામમાં પડેલા પડેલી પ્રજાને તારનાર–કાઢનાર એવા બ્રિટનપુત્રોના હાથના ઇંગ્રેજી સરકારના રાજ્યની સ્થાપના થઇ. તે રાજ્યની અમીની સુખદ ને શીતળ લહરીઓએ આપણી મૂર્છા ધીમે ધીમે વાળી.

આમ આર્યજીવન મૃતપ્રાયઃ થતું બચ્યું પણ તેના મગજપર થયેલા અનેક જબરા આઘાતોએ, વિપત્તિના કારી ઘાએ, સજ્જડ અસર કરી. તેની પ્રાચીન વિશુદ્ધિ લુપ્ત થઇ ગઇ. આર્યજીવન બદલાઇ ગયું; ને પરિસ્થિતિના અનેક રંગોથી રંગાએલું, ન ઓળખાય તેવું હાલનું જીવન રચાયું માટે આપણું એ વિશુદ્ધ સુખમય–આર્યજીવન પ્રાપ્ત કરવાને–આ દુઃખમય–કલેશમય નષ્ટપ્રાયઃ થયેલું હાલનું પ્રાપ્ત થયેલું જીવન બદલાવવાને–હે આર્ય વીરો, હે જ્ઞાતિ વીરો, ઉઠો ને કુંભકરણની મહાનિંદ્રામાંથી જાગો ને અજ્ઞાન કપિએ, દુર્વ્યસન દુરાચાર રૂપ નિશાચરોએ તમારી કરેલી અવદશાને અવલોકો ને તેમનો નાશ કરવાને કમર કસી તૈયાર થાઓ. ને તમારા ઇપ્સિતાર્થ સિદ્ધ કરવાને કલ્પદ્રુમ જેવી વિદ્યાદેવીને પ્રસન્ન કરવાને, સંતુષ્ટ કરવાને–પ્રાપ્ત કરવાને તેનાં જબરા અનુષ્ઠાન અસ્ખલિત બ્રહ્મચર્ય સાથે આરંભો ને અનન્ય શ્રદ્ધાથી તમારા સર્વ સ્વાર્થોનું ને તમને અવળે રસ્તે દોરનાર વિલાસની વૃત્તિઓનું બળીદાન આપો, નિસ્તેજ થઇ ગયેલી ધર્મવૃત્તિઓનું બળીદાન આપો નિસ્તેજ થઈ ગયેલી ધર્મવૃત્તિઓને સતેજ કરો ને એકાગ્રતાથી તેનુંજ મનન, તેનુંજ નિદિધ્યાસન કરો. એટલે તે વિદ્યાદેવી સંતુષ્ટ થતાં, પ્રાપ્ત

થતાં તમારા ઐહિક, આમુસ્મિક સર્વ ઇપ્સતાર્થ સિદ્ધ થશે ને તમને વશિષ્ટના જેવી સર્વ રિદ્ધિઓ પ્રાપ્ત થઇ તમારૂં વિશુદ્ધ આર્ય-જીવન આપોઆપ પ્રાપ્ત થશે. તમારૂં આ અનુષ્ટાન ચુકાવવાને અનેક અંતરાય રૂપ ભૂતો–પિશાચો તમારી આગળ ભયંકર સ્વરૂપે ભડકાવશે. અનુષ્ટાન છોડવા ડરાવશે. વિલાસવૃત્તિઓ રૂપ અપ્સરાઓ લલચાવશે. શિથિલ કરવા પ્રયત્ન કરશે. તેનાથી ન ડરતાં ન લલચાતાં, અડગ ધૈર્ય ને દૃઢતાથી તમારા ધ્યાનમાં મંડયા રહો એટલે કાર્યસિદ્ધિ જરૂર થશે ને દુરાચાર વિદ્યાદેવી તાદસ્ય થઇ, સંતુષ્ટ થઇ પોતાનો માંગલિક પવિત્ર હસ્ત તમારે શિરે સ્થાપી. ઇપ્સિતાર્થ સિદ્ધ કરવાનું સુખદ કરવાને આવશે.

સમય અનુકૂળ છે. તમારી દુઃખદ રાત્રિનો અંત નજીક આવ્યો છે. તમારા ઉદયભાનુનો સારથી અરૂણક્ષિતિજમાં પોતાનો પ્રકાશ ફેલાવવા લાગ્યો છે. સમગ્ર આર્યાવર્તપર ને નજીકના સર્વ રાષ્ટ્રોપર પ્રભાતનો સુખદ પવન વાંવા વાગ્યો છે ને અવનતિ રૂપ ઉંઘમાં પડેલી તે તે રાષ્ટ્રોની પ્રજા અર્ધવિકસિત અને આ મંગળમય પ્રભાતનાં સૂર્યકિરણોનું દર્શન કરી રહી છે.

માટે આળસ મરડી જલદી જાગૃત થઈ જાઓ ને અડગ ધૈર્ય અને નવીન ઉત્સાહના તાજા લોહીથી કાર્ય આરંભો.

આ મહાભારત કાર્યમાં પ્રભુ તમને સાનુકૂળ થઇ, અખંડ ધૈર્ય ને અનંત બળ આપે, એવી તેને નમ્ર પ્રાર્થના છે. તથાસ્તુ !

સમાપ્ત.

# માફીપત્ર.

સુરબ્બી જ્ઞાતિબંધુઓ,

અલ્પ શક્તિ હોવા છતાં આ લેખકે વિદ્વતાંનું ડોળ કરી, આડંબરી બની નહિ કરવાના કંઇ વાક્પ્રહારો કર્યા હોય, વિવેકની મર્યાદા છોડી હોય, તો તે માત્ર જ્ઞાતિ ઉન્નતિની તીવ્ર લાગણીથી ઉશ્કેરાઇ ગયેલી વૃતિના સ્વાભાવિક નીકળી ગયેલા ઉદ્દગારો છે, એમ ધારી ક્ષન્તવ્ય છે. તો તેમ કરવા સમગ્ર બંધુઓને પ્રાર્થના છે. તથાસ્તુ !

લી. આપનો દાસાનુદાસ,

રંક જ્ઞાતિબંધુ

જેના શિર સાષ્ટાંગ પ્રણામ.

અસ્તુ.